# સમ્રાટ વિક્રમ

અથવા

# અવંતીપતિ

લેખક :

જેઠાલાલ નારાયણ ત્રિવેદી

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"

જીવનલાલ ઍન્ડ સન્સ

અમદાવાદ અને મુંબઈ-૨

# અર્પણ



સ્નેહ અને સૌજન્યના અવતારસમા મારા મિત્ર,
મથુરાવાળા રાજવૈદ્ય ઉત્તમરામ દુર્લભરામ શુક્લ
આયુર્વેદાચાર્યની સાહિત્યરસિકતાને.

—લેખક

# પ્રસ્તાવના

**અ**વંતીપતિ વિક્રમાદિત્ય બે હજાર વર્ષથી આર્યપ્રજાના હૃદયમાં અમર બનીને વસી રહ્યો છે. તેના રાજ્યકાળ પછી ભારતમાં અનેક રાજવંશો ઉગ્યા અને આથમ્યા, તેમ અનેક રાજવંશો વિસ્મૃતિના ગર્ભમાં ડૂબી ગયા, પણ વિક્રમમૂર્તિ વિક્રમાદિત્ય તે બધાના ઉદય અને અસ્તને જોતો, બે હજાર વર્ષના કાલવહીને માર્ગ બતાવતો અમર બનીને ઊભો છે. આજપર્યંત તેને ભૂલાવે તેવો બીજો નૃપતિ ભારતના સિંહાસને નથી થયો અને ક્ષિતિજમાં ઉગી રહેલા પ્રજાતંત્રવાદના ભાવિયુગમાં પણ તેને ભૂલાવે તેવા રાજધુરંધરો તો જ્યારે પ્રગટશે ત્યારેજ પ્રજા જોશે. ભારતીય પ્રજાના આ આદર્શ રાજવીને ઇતિહાસકારો ભલે ન પિછાને, પણ નાનામોટા સાહિત્યકારો તથા કવિઓએ તો એ આદર્શ નૃપને સૈકાઓ થયાં માનભરી અંજલીઓ આપેલી છે. લોકજીભે પણ એનું નામ રામ–કૃષ્ણના નામ જેટલુંજ સરળ બની ગયું છે. લોકસાહિત્યના અનેકાનેક ચમત્કારોના આધારરૂપ નાયક, પરદુ:ખભંજન વિક્રમને અહીં શકય તેટલે દરજ્જે ઇતિહાસની ભૂમીકા ઉપર ખડો કરવામાં આવ્યો છે. અવંતીની શકસત્તાના વિધ્વંશની ઘટના એ આ નવલકથાનું મુખ્ય વસ્તુ (Plot) છે.

ગર્દભીલ્લ રાજવંશ, વિક્રમ, ગર્ગાચાર્ય કાલિકસૂરી, સરસ્વતી તથા શકરાજવીઓના વર્ણનોની ઐતિહાસિક સામગ્રી માટે જીજ્ઞાસુઓએ ડૉ. ત્રિભુવન લહેરચંદ કૃત 'પ્રાચીન ભારતવર્ષ' ભાગ ૪ થો, 'The Journal of The Bombay Branch of The Royal Asiatic Society': Vo-IX page 147-157 તથા 'યુગપુરાણનાં ઐતિહાસિક તત્વ' નામે સ્વ કે હ. ધ્રુવનો લેખ (બુદ્ધિપ્રકાશ પુ. ૭૬ પૃષ્ઠ ૮૮ થી ૧૦૩) વગેરે જોઈ જવાં. એમાંથી આ નવલકથાના કથનને લગતી ઘણી રસિક હકીકતો મળી આવશે અને તે ઐતિહાસિક દૃષ્ટિએ પણ વિચારણીય જણાશે.

વિક્રમ સંવતના સ્થાપક, શકારિ વિક્રમ સંબંધે ઇતિહાસમાં અનેક વિવાદાસ્પદ મુદ્દાઓ ઊભા થયેલા છે. પણ તેનો નિર્ણય આપવાનું ક્ષેત્ર આ નહિ હોવાથી, વસ્તુસંકલનાની સામગ્રી પૂરતો ઉપરોક્ત નિર્દેશ કરેલો છે. વળી કેવળ સાહિત્યિક દૃષ્ટિએ જોતાં લોકહૃદયનો વિક્રમ ઇતિહાસ સંશોધકોના વિક્રમ કરતાં વધુ સાચો છે એટલે એ દૃષ્ટિએ આ સ્થળે ઐતિહાસિક પ્રશ્નોની ચર્ચાનો વિસ્તાર આવશ્યક ગણેલો નથી. સમજદાર કથારસિકો આ દૃષ્ટિનું યોગ્ય મહત્વ સ્વીકારશે એવી આશા છે.

યુદ્ધને લીધે કાગળો તથા છાપકામની અન્ય સામગ્રીની ઘણી મોંઘવારી હોવા છતાં, રા. ભાઈ ચંદ્રકાન્ત જીવનલાલ મહેતાએ આ પુસ્તકને સારા કાગળો ઉપર છપાવી સુંદર રૂપરંગમાં પ્રગટ કરેલું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

રાંધેજા
(ઉત્તર ગુજરાત)

જેઠાલાલ ત્રિવેદી.

# નિવેદન.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું આ વર્ષનું આ ચોથું—છેલ્લું પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ગૂર્જર વાચકવૃંદના સાહિત્ય વિષયક શોખને પોષે એવું વાચન આપવાની અમારી નેમ **સમ્રાટ વિક્રમ** અથવા **અવંતીપતિ** દ્વારા જળવાશે એમ લાગે છે.

આ ઐતિહાસિક મૌલિક નવલકથાના સર્જક ભાઈ જેઠાલાલ નારાયણ ત્રિવેદીથી ગૂજરાત અજાણ નથી. સુનંદા જેવા કલ્પિત પાત્રની રજુઆત ખીલવણી અને અંત લેખકે ઐતિહાસિક કથાનકની સાથે સુસંગત રહીને કર્યો છે તે, અમારા સુજ્ઞ વાચકવર્ગની શિષ્ટ સાહિત્ય રૂચીને સંતોષશે તેમ લાગે છે.

આવતા વર્ષનું પહેલું પુસ્તક '**વાંક વિનાની**' આપવાનો અમારો વિચાર છે. આર્યરમણીના આદર્શોને વાસ્તવિકતાના રંગે રંગતી આ નવલકથા સુંદર અને બોધદાયક છે.

જે ગ્રાહકોએ સં. ૧૯૪૦ નું લવાજમ ભર્યું છે, તેમનું આ પુસ્તક સાથે પુરૂં થાય છે. તેમને નવા વર્ષનું લવાજમ પ્રથમ તકે મોકલી આપવા અમારી વિનંતી છે

આવતા વર્ષમાં ઉત્તમ કોટીના પુસ્તકો આપી શકવાના અમારા પ્રયાસમાં અમે ગ્રાહકોના સહકારની આશા રાખીએ છીએ. દરેક ગ્રાહક એકેક નવું ગ્રાહક વધારી આપી અમારી હામ પૂરે તેવી આશા અસ્થાને નથી જ.

નવેમ્બર ૧૯૪૦
અમદાવાદ

—પ્રકાશકો

## આ લેખકની અન્ય કૃતિઓ

૧ કાચાંફળ [ નવલિકા સંગ્રહ ]
૨ નયનનાં નીર [ નવલિકા સંગ્રહ ]
૩ પાટણનો પુનરૂદ્ધાર [ નવલકથા ]
૪ પાંખડી [ કાવ્ય–મુક્તકો ]
૫ સુરેખા [ નવલકથા ]
૬ રંભા [ નવલકથા : છપાય છે

અપ્રકટ

૭ કુમારી સરલા અને બીજીવાતો
૮ કાવ્યદર્પણ [ લક્ષણ ગ્રંથ ]
૯ સોલંકીનો સૂર્યાસ્ત [ નવલકથા ]

## [ ૧ ] સાધ્વી સરસ્વતી

" ચષ્ટણ, જો પેલી પીંપળના થડમાં શ્યામ રંગનું ત્રિકોણાકાર ચિહ્ન છે તે જોયું કે ?"

" ના, મહારાજ ! ક્યાં છેક મૂળમાં છે તે ?" ચષ્ટણે ઘોડો થોભાવી પીંપળ તરફ નજર કરતાં પૂછ્યું.

" તને ઘડપણ આવ્યું લાગે છે," રાજકુમારે હસીને કહ્યું. " જો હું તેનું નિશાન દોડતે ઘોડે લઉં છું. મારું તીર પીંપળના થડમાંથી તારે પાછું ખેંચી લાવવાનું છે હો !"

" ભલે લગાવો !" ચષ્ટણે ઉત્સાહથી કહ્યું.

રાજકુમારે પોતાના અશ્વને ચારેબાજુ વેગમાં ઘુમાવતાં ઘુમાવતાં જ ધનુષ્ય પર તીર ચઢાવી દીધું. કયે વખતે લક્ષ્ય સાધ્યું તે પણ ચષ્ટણને સમજાયું નહિ. ઊડતા ચીલ પક્ષીના કરતાંય વધુ જલદ વેગથી તીર છૂટીને પીંપળના થડમાં પરોવાઈ ગયું. ચષ્ટણે થડ નજીક

જઈ જોયું તો રાજકુમારે પ્રથમ વર્ણવેલા સ્થળે જ બરોબર નિશાન લાગ્યું હતું. તેણે પ્રશંસાના ભાવથી રાજકુમાર તરફ જોયું.

"શું જુએ છે? મારું તીર ખેંચી લાવ!" રાજકુમારે હસીને કહ્યું. એ કથનમાં સ્વબળનો ઉદાર ગર્વ હતો, સાત્ત્વિક વિનોદ હતો.

"શું પકડીને ખેંચું? ફળાની સાથે આખું રાડું યે અંદર ઊતરી ગયું છે ને?" તીરના રાડાના બહાર રહેલા ભાગને માપતાં ચષ્ટણે સ્મિત કર્યું.

આ રાજકુમાર તે અવંતીના ગર્દભીલ રાજવી ગંધર્વસેન—દર્પણનો કુમાર વિક્રમાદિત્ય હતો. તે અને તેનો સાથીદાર સાંજના અશ્વખેલન માટે નીકળેલા હતા. ત્યાંથી નગર તરફ પાછા ફરતાં નિશાનબાજીના શોખીન વિક્રમાદિત્યે ગમ્મતમાં જ ઉપર પ્રમાણે નિશાન લીધું ને પોતાના સાથીદારને કહ્યું: "ગમે તેમ, પણ ચષ્ટણ! તારે તારું વચન પાળવું જોઈએ. તારાથી તીર ન ખેંચાય તો તારું બોલ્યું ફોક થશે."

"પણ મેં ક્યાં........"

"અરે, આ સામેના ઉપાશ્રય તરફ આટલો કોલાહલ શાનો થાય છે?" રાજકુમાર વિક્રમે વચ્ચે જ પ્રશ્ન કર્યો. ચષ્ટણની નજર તથા કાન પણ તે જ તરફ મંડાયાં.

"કંઈક તોફાન લાગે છે!" ચષ્ટણે કહ્યું અને બંનેના અશ્વો ઝડપથી તે તરફ વહેતા થયા.

ઉપાશ્રય નજીક જતાં રાજ્યની સેનાની એક ભાલાવાળી ટુકડી ઉપાશ્રયને ઘેરીને ઊભેલી જણાઈ. ત્યાં આગળ એકઠા થયેલા ટોળાને એકએ સૈનિકો બળજોરીથી વિખેરી રહ્યા હતા તેથી દોડાદોડ અને બુમરાણ મચ્યું હતું. વળી નગરમાંથી પોતાના સ્થાને પાછા ફરતા એ

સાધુઓને અંદર જતાં અટકાવવામાં આવ્યા હતા. તેઓ ઉચ્ચ સ્વરે સૈનિકો સાથે ઝઘડી રહ્યા હતા. પણ અપશબ્દો અને અપશબ્દો જેવી જ તીણી ભાલાની અણી વડે સૈનિકો તેમને ડારી રહ્યા હતા.

"શું ધાંધલ છે આ બધું?" રાજકુમારે આવતાંની સાથે જ પ્રશ્ન કર્યો. વિક્રમાદિત્યના પરાક્રમ અને તેજસ્વી સ્વભાવથી આખું નગર અને રાજકર્મચારીઓ, સૌ પરિચિત હતાં. 'આભની કડકડતી વીજ સામે પણ એ તરવાર તાણે તેવો છે,' એમ લોકો તેને માટે વારંવાર કહેતા, અને ઘણાંકને તેના તેજસ્વી સ્વભાવનો અનુભવ પણ થઈ ચૂક્યો હતો.

સાધુઓને ડારતા સૈનિકોના ભાલા સ્થિર થઈ ગયા. વિક્રમને જોતાં જ તેઓ ઠરી ગયા. નાસવા માંડેલા લોકો વિક્રમને જોઈને બીતાં બીતાં ફરી એકઠા થવા લાગ્યા. વિક્રમના લાલઘૂમ ડોળા જોઈ બીતાં બીતાં એક નાયકે જવાબ આપ્યો· "ઉપાશ્રયમાં હાલ કોઈને પણ પ્રવેશ ન કરવા દેવાની અમને કડક આજ્ઞા થયેલી છે. તે માટે અમે અહીં ઊભા છીએ."

"કોણે તમને એવી આજ્ઞા કરી છે?" થનગનતા અશ્વને રમાડતાં વિક્રમે પૂછ્યું.

"નાયક નંદમિત્ર અમને એવી આજ્ઞા આપી પોતે આ ઉપાશ્રયમાં ગયા છે."

"એવી આજ્ઞા આપવાનું ને ધર્મસ્થાનને ધોળે દહાડે ઘેરી લેવાનું શું કારણ છે? વિક્રમકુમાર એવા જુલમો નહિ જ જોઈ શકે. નંદમિત્રને તે જ્યાં હોય ત્યાંથી મારું નામ દઈ અહીં બોલાવો," વિક્રમે આજ્ઞા કરી.

"પણ મહારાજ, અમને પણ તે અંદર જવાની મના કરી ગયા છે. તેમ કોઈ બીજાને પણ જવા દેવાની મના કરેલી છે," નાયકે દઢ શબ્દોમાં પણ નમ્રભાવે કુમારને પોતાની મુશ્કેલી જણાવી.

"નંદમિત્રની આજ્ઞા મારી આજ્ઞાથીયે વધુ મહત્ત્વની છે એમ?" વિક્રમે ગર્જના કરી કમરે લટકતી તલવાર પર હાથ નાંખ્યો.

નાયક મૂંગો જ રહ્યો. વિક્રમે પાછળ ફરી ચષ્ટણુને આજ્ઞા કરીઃ "ચષ્ટણુ! તું ઉપાશ્રયમાં જઈને મારું નામ દઈ નંદમિત્રને હાલ જ બોલાવી લાવ. તને રોકે તેનું માથું ઉડાવી દે. હું વિક્રમાદિત્ય તને આજ્ઞા કરું છું."

એકઠા થયેલા લોકો તથા સૈનિકોમાં ભયનું મોજું ફરી વળ્યું. ચષ્ટણુ આજ્ઞા થતાંની સાથે જ ઘોડા પરથી ઊતરી પડ્યો. પણ તે આગળ ડગલું ભરે તે પહેલાં જ ઉપાશ્રયના દ્વારમાં નંદમિત્ર આવતો દેખાયો. તેને જોતાં જ વિક્રમે રાડ પાડી કહ્યુંઃ "નંદમિત્ર, તમે આ ધર્મસ્થાનને ઘેરીને શા માટે અંદર દાખલ થયા છો, તે વિષે તમારો ખુલાસો હું પાછળથી માંગીશ. પણ હાલ ને હાલ તમે આ ઘેરો ઉઠાવી લ્યો."

"કુમાર! અધીરા ન થાઓ. મારી વાત જરા સાંભળો તો પછી આપને ઘેરો ઉઠાવવાનો હુકમ જ નહિ કરવો પડે. આપ જરા એકાંત..........."

નંદમિત્ર વાક્ય પૂરું બોલી રહે તે પહેલાં જ રાજકુમારે ત્રાડ પાડીઃ "મારી આજ્ઞા માન્ય કરવી છે કે મારી સાથે વાદ કરવો છે, તે કહી દો." હોઠ કરડતો વિક્રમ એક ડગલું આગળ ધસ્યો.

"હાલના સંજોગોમાં આપની આજ્ઞા માનવાથી હું રાજદ્રોહી બની જાઉં છું," નંદમિત્ર ગંભીર બની બોલ્યો.

"રાજદ્રોહી? ખબર છે ને કે વિક્રમ આજ્ઞાભંગ સાંખી શકતો નથી? તમારે જે ખુલાસો કરવો હોય તે ઝટ કરો."

"તે ખુલાસો જાહેરમાં કરવા સરખો નથી."

"શું મંદિર લૂંટવું છે? ઉપાશ્રયમાં કોઈ રાજ્યદ્રોહી ભરાયો છે? કે નિર્દોષ સાધુઓ રાજ્ય વિરુદ્ધ કાવતરું કરે છે તે શોધી કાઢવું છે? તમારે કરવું છે શું?" વિક્રમનો અવાજ કંપનો હતો.

નંદમિત્ર જરા અકળાયો. તે ધીમેથી બોલ્યો: "કુમાર! આપ નાહક ગુસ્સે થાઓ છો. વાતમાં કંઈ જ નથી. મહારાજાની મને આજ્ઞા થઈ છે કે, સાધ્વી સરસ્વતી દેવીને માનભેર રાજમહેલમાં તેડી લાવવાં. આ કામ માટે હું અત્રે આવ્યો છું. આપ નચિંત મને રાજગઢમાં પધારો."

બંગાળા તરફના એક સાધુ કાલિકસૂરી અને તેમની બહેન સાધ્વી સરસ્વતી ચાતુર્માસ ગાળવા માટે અવંતીમાં આવી રહ્યાં હતાં. સરસ્વતી યુવાન હતી અને રૂપલાવણ્યથી અંકિત બનેલો તેનો દેહ સાધ્વીના વેષમાં પણ ઢાંક્યો રહે તેમ ન હતો. શેવાળ વીંટયા કમળ જેવું તેનું રૂપ સાધ્વીના સાદા અંચળામાં વધુ મોહક લાગતું હતું. વ્રતાદિકથી દેહને દમવાના પ્રયાસો ચાલુ હોવા છતાં યૌવનની ભરતીથી સરસ્વતીનો દેહ છલકાઈ જતો હતો. પોતાના યૌવન અને રૂપલાવણ્યની એ ભરતી કોઈની નજરે ન પડે તે ખાતર સરસ્વતી ભાગ્યે જ બહાર નીકળતી. છતાં એક દિવસ ગોચરી માટે તે બહાર નીકળી હતી તે સમયે ગંધર્વસેન રાજાની શિકારી નજર તેના પર પડી ગઈ. દુર્મતિ રાજા એ અતુલ રૂપના દર્શનથી જ ચંચળ બની ગયો. कामातुराणां न भयं न लज्जा। એ ન્યાયે તે સાનભાન ભૂલી ગયો. ગમે તે ભોગે સરસ્વતીને પોતાના અંતઃપુરમાં પકડી લાવી તેનું રૂપયૌવન લૂંટવાની એક માત્ર મુરાદ તેના મનમાં રમી રહી.

ગંધર્વસેન પરાક્રમી રાજા હતો. ત્રંબાવટીથી આવીને અવંતી જીતી લેનાર એ રાજા તેની ગર્દભી વિદ્યાને લીધે અજેય મનાતો હતો. પ્રજા પણ તેનાથી ડરતી હતી. રાજપુરુષો તેની ખુશામત જ કર્યા કરતા. આથી રાજાને કડવો ઘૂંટડો પાવાનું સાહસ કોઈએ પણ ન કર્યું,

અને તેણે સરસ્વતીને રાજમહેલમાં પકડી લાવવા આજ્ઞા કરી તેનો અમલ પણ થવા લાગ્યો. તે કાર્ય સાધવા માટે જ નંદમિત્ર અત્યારે ઉપાશ્રયને ઘેરીને અંદર ઘૂસ્યો હતો.

ગંધર્વસેનના ત્રણ રાજકુમારોમાં વિક્રમ વચેટ હતો. તે ન્યાયપ્રિય અને ચારિત્ર્યવાન હતો. પોતાના સદ્દગુણોથી તે પ્રજામાં પણ પ્રિય હતો. ચારિત્ર્યની શિથિલતા વિક્રમને બિલકુલ પસંદ ન હતી વિક્રમને ગંધર્વસેનની સ્ત્રીલંપટતાનો સામાન્ય ખ્યાલ તો હતો જ. પણ નગરજનો અને સાધુ તથા સાધ્વીઓ વગેરે રાજાના ચારિત્ર્યને જેટલે નગ્નસ્વરૂપે જોતાં હતાં તેટલે દરજ્જે વિક્રમ જોઈ શકતો ન હતો. પુત્ર તરીકે અને રાજકુમાર તરીકે તેટલી સ્પષ્ટ માહિતી ગંધર્વસેન વિષે તેને હોય એ સંભવિત પણ ન હતું.

" સાધ્વીએ તમને શું કહ્યું ? " વિક્રમે નંદમિત્રને પૂછ્યું.

" તમને સમજાવવા જ હું અંદર ગયો હતો. ત્યાં આપ..."

નંદ આગળ બોલે તે પહેલાં જ પેલા બહાર ઊભેલા બે સાધુઓ વિક્રમની નજીક આવી બોલ્યા : " મહારાજ ! બાપુ ! અમને આ પાપીઓના હાથથી છોડાવો. આપ ચાલ્યા જશો તો એ અમારી ખાનાખરાબી કરશે. "

સાધુઓની કરુણ વાણીથી વિક્રમનું હૃદય દ્રવી રહ્યું; અને રાજાની બૂરી દાનત વિષે પણ વિક્રમનો વહેમ પક્કો થયો. ગમે તે ભોગે ગંધર્વસેનને આ પાપમાંથી બચાવી લેવા તથા સાધ્વી સરસ્વતીને સંરક્ષણ આપવા તેણે મન સાથે નક્કી કર્યું. પણ આ કામ કુનેહથી પાર ઊતરે તો વધુ ઇષ્ટ થશે એમ તેને લાગ્યું.

" હાલ આ લોકોનાં મન ઊંચાં થયાં છે માટે તમે એ કાર્ય મુલતવી રાખો અને મારી સાથે ચાલો. હું મહારાજાને મળી એ માટે શી ગોઠવણ કરવી તે વિચારી તમને જણાવીશ. "

"પણ મારે મહારાજાની આજ્ઞા પાળવી જ જોઈએ," નંદ ઢીલા સ્વરે બોલ્યો. વિક્રમ સાથે ઝઘડો કરવાની તેની ઇચ્છા ન હતી. તેમાં સાર પણ આવે તેમ ન હતો.

"મહારાજાના ઠપકાની જવાબદારી મારે શિર છે. તમે ઘેરો ઉઠાવી લ્યો, ત્યાં વિના હું અહીંથી નહિ ખસું," વિક્રમે મક્કમતા દર્શાવી.

નંદે પેલા બે સાધુઓ તરફ રોષભરી દૃષ્ટિ સાંધી સેનાના નાયકને ઘેરો ઉઠાવી લેવા આજ્ઞા કરી. સેનાની ટુકડી રવાના થયા પછી વિક્રમ, ચષ્ટણ અને નંદમિત્ર પણ વાતો કરતા રવાના થઈ ગયા.

પેલા બે સાધુ વિક્રમ સાથે વધુ વાત કરવા માગતા હતા. પણ તેમનો આશય નંદમિત્ર જાણી ગયો હતો, એટલે તે તક તેમને મળી નહિ. સાધુ અને લોકોનું ટોળું ક્યાંય સુધી રાજકુમારની પીઠ પાછળ પ્રશંસાનાં પુષ્પ વરસાવી રહ્યું.

## [ ૨ ] વિક્રમ અવંતી છોડે છે

બીજે દિવસે પ્રાતઃકાળે અવંતીના રાજમહેલમાં રાજમાતા તથા રાજકુમાર વિક્રમ વચ્ચે ભારે રકઝક ચાલી રહી હતી. રાજકુમાર વિક્રમ રાજા ગંધર્વસેનનું રાજ્ય છોડી રિસાઈને દૂર દેશાંતરમાં ચાલ્યો જવા ઉદ્યુક્ત બન્યો હતો. રાજમાતા પોતાના પ્રિયતમ પુત્રને વિના વાંકે દેશવટે જતો જોઈ અંતરમાં બળી રહી હતી. તેણે વિક્રમને અનેક પ્રકારે સમજાવવા માંડ્યો.

રાજકુમાર વિક્રમના મરજિયાત દેશવટાનું કારણ સાધ્વી સરસ્વતીવાળો પ્રસંગ જ હતો. ગઈ સાંજે વિક્રમના રાજમહેલમાં આવ્યા પછી નંદમિત્રે ફરીને ઉપાશ્રય પર છાપો મારી સાધ્વી સરસ્વતીને રાજમહેલમાં પકડી આણી હતી. રાત્રે મહારાજા ગંધર્વસેનને પોતાની માતા દ્વારા ઠપકો અપાવી સરસ્વતીને બચાવવાનો વિચાર વિક્રમ તેના મનમાં ઘડી રહ્યો હતો. તેવામાં જ એક અનુચરે આવી સમાચાર આપ્યા કે, બે સાધુઓ બહાર તાકીદના કામ માટે

રાજકુમારની મુલાકાત માગતા હતા. સાધુના નામથી ચમકીને રાજકુમાર બહાર ગયો તો ઉપાશ્રય આગળ તેને કરગરીને રક્ષણ માગનાર પેલા બે સાધુઓ તેની નજરે પડયા.

"કેમ શું કામે આવવું થયું છે?"

"મહારાજા, ગજબ થયો છે! વાડે ચીભડાં ગળવા માંડયાં, હવે કોની આગળ ફરિયાદ કરવી? અમારા ગચ્છના મુગટ જેવાં સાધ્વી સરસ્વતીને મહારાજા ગંધર્વસેનના દૂતો ઉપાડી ગયા," એક સાધુએ ઉતાવળે કહ્યું.

"ક્યારે? એટલી વારમાં શી રીતે બન્યું?" વિક્રમે આશ્ચર્ય દર્શાવ્યું. તેને આવી કલ્પના પણ આવી ન હતી. નંદમિત્ર કેમ ઢીલો પડી ગયો હતો તે વિક્રમને હવે સમજાયું.

"આપ ત્યાંથી આ તરફ પધાર્યા હશો તે પછી થોડી જ વારે ફરી સેના આવી ને જોરજુલમથી સાધ્વીને ઉપાડી ગયા. કુમાર! સાધ્વીના આક્રંદનો પાર નથી, સાધુમંડળી બધીયે ચોધાર આંસુએ રડે છે. આપ કાંઈક રક્ષણ આપી ન્યાય અપાવો તો પરમેશ્વર આપનું ભલું કરશે," સાધુના અવાજમાં આર્દ્રતા હતી, આંસુની ભીનાશ હતી.

વિક્રમ વિમાસણમાં પડી ગયો. નંદમિત્ર ઉપર તેને ખૂબ ક્રોધ ચઢ્યો. પોતાના પિતા પ્રત્યે તેના ઉરમાં અપાર ઘૃણા પ્રગટી. 'તેણે હાલ જ જઈ તરવારથી પિતાનું શિર ઉડાવી દઉં', એમ તેના મનમાં થઈ ગયું.

"ક્યા જન્મનાં પાપ આડાં આવ્યાં તે સાધ્વીજીએ અવંતીમાં આવીને ચાતુર્માસ ગાળવા નિશ્ચય કર્યો? પ્રભુ! પ્રભુ! રાજાઓ પોતે થઈને જ આમ સાધ્વીઓનાં શીલ લૂંટવા પ્રયાસ કરે એ તે નાનીસૂની વાત છે?" બીજો સાધુ બોલવા લાગ્યો.

વિક્રમે શાંતિથી વિચાર કરવા ખાતર સાધુઓને વિદાય આપતાં

કહ્યું : " ઠીક, હું મારું બનતું બધું કરીશ. બનશે ત્યાં સુધી હું સરસ્વતીને છોડાવીશ—તમે હવે જાઓ."

સાધુઓના ગયા પછી વિક્રમના ઉરમાં તુમુલ તોફાન ઊઠયું. વારે-વારે તેની નજર ખીંટીએ લટકાવેલી તલવાર પર જવા લાગી. લંપટ પિતાને ઠેકાણે લાવવા પુત્રે શું કરવું જોઈએ ? એ પ્રશ્ન તેના અંતરમાં ઊઠયો. પિતૃઘાત કે આત્મઘાત એ બે ઉગ્ર માર્ગો સિવાય બીજી સૂઝ તેને ન પડી. શાસ્ત્ર અને ઇતિહાસની વહી તે મનમાં તપાસી રહ્યો. વિક્રમને પોતાનો ધર્મ ન જડયો. ઘડીભર તેને લાગ્યું કે, આવા સંજોગોમાં પુત્રનો ધર્મ શો છે તે જાણે તેણે પોતે જ ઘડી બતાવવું પડશે. પણ શું કરવું ? જો પિતાની ઘાત કરે તો રાજ્યલોભી ઠરે. પિતાને સમજાવવાનો તો હવે માર્ગ જ ન હતો. જાહેર રીતે પિતાનો સામનો કરવાથી પણ સરસ્વતી બચે તેમ ન હતી. શું કરવું ? વિક્રમ લમણે હાથ દઈ વિચાર કરવા લાગ્યો.

એકાએક તે વિચારોમાંથી જાગ્યો. સરસ્વતીની આર્ત ચીસો જાણે તે સાંભળવા લાગ્યો. પોતે કપાઈ જઈને પણ સરસ્વતીને છોડાવી લાવવી એમ વિચાર કરી તે ઊઠયો. તેણે હથિયાર બાંધ્યાં ને પોતાના આવાસમાંથી બહાર નીકળ્યો. ધસમસતો વિક્રમાદિત્ય ગરુડની પેઠે ગંધર્વસેનના આવાસ તરફ આગળ વધ્યો.

" મહારાજા અંદર નથી," એમ દ્વારપાળે કહ્યા છતાં તે અંદર ચાલ્યો ગયો. ખંડેખંડ ગાંડાની પેઠે ભમી વળ્યો, પણ મહારાજા ત્યાં ન હતા. પાગલની પેઠે વિક્રમે ખૂણે ખૂણે ફરી ફરીને મહારાજાને ગોતવા માંડયા. રાજસેવકો આભા બની આ તમાસો જોઈ રહ્યા. વિક્રમને વાળવાની કે પૂછવાની કોઈની હિંમત ન ચાલી.

વિક્રમ સમજ્યો કે લંપટ રાજા સાધ્વીને પીડન કરવા કોઈ ગુપ્ત સ્થળે લઈ ગયો છે. તેણે રાજસેવકોને એકઠા કરીને રાજાનો

પત્તો બતાવવા કહ્યું, પણ કોઈએ પત્તો આપ્યો નહિ. છંછેડાયેલો વિક્રમ એકબે ચિબાવલા સેવકોને ઘાયલ કરી ત્યાંથી રાજમાતાના આવાસમાં ચાલ્યો.

રાજમાતાને અત્યાર આગમચ વિક્રમના મહેલમાંના પરિભ્રમણના તથા તોફાનના સમાચાર મળી ચૂકયા હતા. દ્વાર પર સામે આવીને જ તેમણે પુત્રને આવકાર આપ્યો, તે ન ગણકારતાં વિક્રમે પૂછ્યું: "માતાજી, મહારાજા કયાં છે તે મને હાલ જ બતાવો."

"શું કામ છે, કુમાર? અંદર પધારો ને નિરાંતે વાત કરો," માતાએ સ્નેહથી કહ્યું.

"મહારાજાના લોહીની તરસી આ તરવાર તેમને શોધે છે. જલદી બતાવો."

"કેમ, આટલો બધો રોષ શા માટે, કુમાર?" માતા પુત્રને વાતે વળગાડી તેનો રોષ-આવેશ ઉતારવા માગતી હતી.

"માતા, ગર્દભીલ વંશને માથે સ્ત્રી લંપટપણાનું કલંક ચઢાવનાર ગર્દભીલ રાજવી મારા પિતાને, તે કલંક ચઢતા પહેલાં જ હું પરલોકમાં મોકલવા માગું છું. બતાવો, મારી તરવાર તરસી થયેલી છે." વિક્રમ કંપતો હતો.

"હાય પુત્ર! પિતૃહત્યા કરવી છે? શી વાત બની છે તે તો કહે.:" પોતે બધું જાણતાં હોવા છતાં માતાએ પુત્રને શાંત કરવા વાર્તાલાપનો દોર હાથમાં લીધો.

"રાજમાતાથી શું એ અજાણ્યું છે?" રોષ અને આશ્ચર્યના મિશ્રિત સ્વરે વિક્રમે પૂછ્યું.

"કુમાર, હું કાંઈ જ જાણતી નથી, કહો શું બન્યું છે."

"માતા, શું કહું? પરમ સાધ્વી સરસ્વતી નામે આ નગરમાં આવેલી જૈન સાધ્વીને મહારાજા પોતાના અંતઃપુરમાં પકડી લાવ્યા

છે. ને બહાર પ્રજા તથા સાધુઓ રાજાને તથા રાજવંશને શાપ આપી રહ્યાં છે. અવંતીની રાજલક્ષ્મી આજે નિસાસા નાંખી રહી છે."

ગંધર્વસેન આગળ રાણીનું કંઈ ચાલતું ન હતું. સરસ્વતીવાળી હકીકત તે જાણી ચૂકી હતી, પણ રાજાને તેમાંથી નિવારવા તે અસમર્થ હતી. છતાં પુત્રને સાન્ત્વન આપવા તે બોલી: "શું કહે છે, વત્સ? તારા પિતા આટલી હદે અધમ બન્યા છે? હું તેમને મળીને તુરત જ એ સાધ્વીને છોડાવીશ."

"પણ તે ક્યાં છે? મને તેમની મુલાકાત તો કરવા દો."

"તે હાલ ક્યાં છે તે હું નથી જાણતી—પણ જ્યારે મને મળશે ત્યારે સરસ્વતીની મુક્તિનો અને તેમના પાપના પ્રાયશ્ચિત્તનો જ પ્રશ્ન હું રજૂ કરીશ."

"માતા, નારીનું શીલ લૂંટાયા પછી પ્રાયશ્ચિત્ત કરો તોયે શું ને ન કરો તોય શું? ગયેલું શીલ ફરી નથી આવતું. સરસ્વતીના ઉજ્જ્વળ શીલને લાગેલું કલંક ત્રિલોકમાં કોણ ભૂસી શકશે? પણ હવે વિવાદ નકામો છે. થનાર વાત થઈ ગઈ હશે."

"કુમાર, શાન્ત થાઓ!"

"માતા!" થોડી વાર વિચાર કરી વિક્રમ દૃઢ સ્વરે બોલ્યો: "હું કાલે પ્રાતઃકાળે મારા કલંકી પિતાનું રાજ્ય છોડી પરદેશ ચાલ્યો જઈશ. આ સ્રીલંપટ રાજ્યમાં રહેવાથી મારું નામ અને ક્ષત્રીવટ લાજે છે. પ્રણામ, માતા!" કહી વિક્રમ સડસડાટ કરતો ચાલ્યો ગયો.

રાજમાતા 'કુમાર! કુમાર!' કહી બૂમ મારતાં રહ્યાં ને કુમાર પોતાના નિવાસ તરફ ચાલ્યો ગયો. રાજમાતાને આખી રાત ચિંતાને લીધે ઊંઘ ન આવી. ગંધર્વસેનને ઠેકાણે લાવવાની તો તેમને આશા

જ ન હતી. એટલે તે સંબંધી ચિંતા નિરર્થક હતી. પણ વિક્રમ ક્યાંક રિસાઇને ચાલ્યો ન જાય તેની તેમને ભારે ચિંતા થવા લાગી. પરોઢમાં વહેલાં રાજમાતા વિક્રમના મહેલમાં આવી ખડાં થઈ ગયાં.

વિક્રમ પણ રાત્રે મુદ્દલ ઊંઘ્યો ન હતો. રાજમાતા આવ્યાં તે વખતે તે પોતાના પ્રવાસની તૈયારીમાં જ ગૂંથાયેલો હતો.

"કુમાર, ભાઈ!" રાજમાતા રાણી મટી ગઈ હતી. તે માત્ર માતા બનીને વિક્રમને સમજાવવા આવી હતી: "તું ઉતાવળ ન કરતો, હું તારા પિતાને સમજાવીશ."

"માતા, સમજાવવાનું હવે કાંઈ જ રહ્યું નથી. હું તો અવંતી છોડીને જઈશ જ. મારી ચિંતા ન કરશો. શંકુ તથા શુક્રાદિત્યને સંભાળજો."

"પણ આવી હઠ કરવાનું શું કારણ છે, બેટા? મારું કહ્યું માનીને હઠ છોડી દે," રાણીએ પુત્રની વધુ નિકટ જવા પ્રયાસ કરવા માંડ્યો. રાજવીઓના રોજિંદા ગૃહજીવનમાંય કૃત્રિમતા આવી ગઈ હોય છે. તે કૃત્રિમતા કોઈક અસાધારણ પ્રસંગે ભૂંસાઈ જાય છે, ને ત્યારે ક્યાંક ક્યાંક સાચા ભાવ પ્રગટી ઊઠે છે.

"માતા, તમારો અંક અને અવંતીનું આંગણું છોડવું મને નથી ગમતું, પ્રિય નથી લાગતું. પણ મારા લંપટ પિતાની છાયા હવે હું નહિ જીરવી શકું. માટે મને દેશાટન માટે જવા દો," વિક્રમની આંખ ભીની થઈ.

"બેટા વિક્રમ! મારા ત્રણે પુત્રોમાં તું જ મારાં નયનોનો તારો છે," માતાની આંખમાંથી આંસુ પડ્યાં.

"માતા, તમારા આ તારલિયાને જરા આઘેના ગગનમાં ઘૂમી આવવા દો. તે વધુ તેજસ્વી બની પરત આવશે. મારી ચિંતા છોડી દો."

રાજમાતાની સમજૂત વિક્રમે ન માની. પ્રાતઃકાળે પ્રહર દિવસ ચઢતા પહેલાં વિક્રમ અને તેનો એક સાથીદાર ઘોડે ચઢીને અવંતીને ત્યજી ચાલી નીકળ્યા.

નગરમાં સાધ્વી સરસ્વતી પર ગુજરેલા અત્યાચારથી લોકો ચડભડી રહ્યા હતા. તેમાં વળી વિક્રમના દેશવટાની વાતથી જોર વધારો થયો. ચોરે, ચૌટે, વાટેવાટે, બધે એ જ વિષયની ચર્ચા થવા લાગી. લોકો ગંધર્વસેનને મનમાં જ શાપ આપવા લાગ્યા, તથા અવંતીની હવે પડતી દશા આવશે એમ એકબીજાને કહેવા લાગ્યા.

કંઈક નગરનારીઓ તો વિક્રમને ક્ષેમકુશળ રાખવા માટે મનથી ઈશ્વરને પ્રાર્થના કરવા લાગી. વિક્રમ પ્રજામાં પ્રિય તો હતો જ તેમાં આ પ્રસંગથી તે પ્રિયતર થઈ પડ્યો.

રાજમાતા ઊંચી અગાસી પર ચઢી વિક્રમને તે દેખાયો ત્યાં સુધી જોઈ રહ્યાં ને પછી નિસાસો નાંખી બેસી ગયાં—જાણે અવંતીની રાજલક્ષ્મીએ નિસાસો નાંખ્યો.

## [ 3 ] સૂરીશ્વરનો શાપ

**અવંતી**પતિ ગંધર્વસેન ગર્દભીલ વંશનો સ્થાપક ગણાય છે. તે દર્પણ નામથી પણ ખ્યાત છે. પોતાની જૂની રાજધાની ત્રંબાવટી (ખંભાત)માં તે પ્રથમ હકૂમત ભોગવતો હતો. પણ ધીમે ધીમે પોતાની બહાદુરી તથા દીર્ઘદૃષ્ટિ વડે તેણે સૌરાષ્ટ્રના શક રાજવીને દબાવી અવંતી પોતાને તાબે કર્યું હતું ને પછી અવંતીને પોતાનું પાટનગર બનાવ્યું હતું.

પુરાણપ્રસિદ્ધ અગ્નિમિત્રનો શુંગ વંશ ખતમ થતાં નહપાણે વિદિશાનગરીને પોતાનું કેન્દ્ર બનાવી હતી. ઇતિહાસપ્રસિદ્ધ પાટલીપુત્ર નગરની એક કાળે વિદિશા જોડે સ્પર્ધા હતી. અને વિદિશાનગરી તે કાળે જૈન ધર્મ તથા સંસ્કારિતાનું પણ મહાન કેન્દ્ર બની હતી. પાટલીપુત્ર અને વિદિશાનો સૂર્ય જ્યારે આથમતો હતો ત્યારે અવંતીનો ભાગ્યભાનુ ઉદય પામવા લાગ્યો. ગર્દભીલ વંશના સ્થાપક ગંધર્વસેન દર્પણે નહપાણ તથા તેના જમાઈ ઋષભદત્તને દાબી દઈ અવંતીનો

પ્રદેશ કબજે કર્યો અને અવંતી-ઉજ્જૈનીને પોતાની પાટનગરી બનાવી. સૌરાષ્ટ્રપતિ ઋષભદત્ત નહપાણનો જમાઈ થતો હતો. છતાં પોતાના સસરા નહપાણનો અવંતીપ્રદેશ ગંધર્વસેન ગળી ગયો તે તેણે આંખઆડા કાન કરી જોયા કીધું. ઋષભદત્ત વૃદ્ધ થયો હતો અને ગંધર્વસેન તેના પરાક્રમથી તથા તેની ગર્દભી વિદ્યાના બળથી અજેય મનાતો હતો; એટલે ઋષભદત્તે તેની સામે નિષ્ફળ યુદ્ધ ખેલવાનું ઉચિત માન્યું નહિ.

ઉજ્જૈની-અવંતીની શોભા દિનપ્રતિદિન વધવા લાગી. તે ધીમે ધીમે વિદ્યા, કળા તથા વેપારનું કેન્દ્ર બનવા લાગ્યું અને વિદિશા નગરીનાં આથમતાં તેજ પણ ત્યાં ઢળવા લાગ્યાં. ઉજ્જૈનમાં બાગબગીચા, વાડીઓ, ક્રીડાંગણો, સરસ્વતીભુવનો અને ધર્માલયો વધવા લાગ્યાં. જોતજોતામાં ઉજ્જૈની તે કાળનું એક અલબેલું નગર બની રહ્યું. ગંધર્વસેનની આણ તાપી ઓળંગી છેક ગોદાવરીના તીર સુધી વર્તાવા લાગી. પણ તેની શિથિલ રાજ્યવ્યવસ્થાને લીધે તે આણ માત્ર નામની જ હતી.

ગમે તેમ હોય પણ તે કાળે ગર્દભીલ રાજવીના પ્રતાપની છાપ સૌરાષ્ટ્રપતિ ઋષભદત્ત, નહપાણ અને દક્ષિણના આંધ્રવંશી રાજાઓ પર પડેલી જોઈ શકાય છે. તેને લીધે જ ગંધર્વસેન વિલાસી હોવા છતાં તેના નવા જીતેલા પ્રદેશ પર કોઈની દૃષ્ટિ ઠરી નહિ. કદાચ એ એની ગર્દભી વિદ્યાનો પ્રભાવ હશે.

સાધ્વી સરસ્વતીના ભાઈ કાલિકસૂરી સરસ્વતી પરના રાજાના ઓચિંતા અત્યાચારથી આભા બની ગયા હતા. તેમણે મહારાજા ગંધર્વસેનની મુલાકાત માગી, પણ મળી નહિ. આથી સૂરીજી અર્ધ ગાંડા જેવા બની નગરમાં ઘૂમવા લાગ્યા ને જે મળે તેને સરસ્વતીને છોડાવવા વિનંતિ કરવા લાગ્યા. આખા નગરમાં ત્રણ દિવસ સુધી સખ્ત હડતાળ પડી. જૈનસંઘે રાજા ન માને તો નગર ખાલી કરી

જવાનો નિર્ણય કરી તેની ખબર રાજના મંત્રીને આપી તથા કેટલાક રાજમાતાને રૂબરુ જઈને મળ્યા પણ ખરા. રાજમાતાએ તેમને આશ્વાસન આપ્યું, પણ તે પોકળ હતું એમ સૌને જણાયું.

નગરના મહાજનના મહાપ્રયાસો પછી ત્રીજે દિવસે સૂરીજીને મહારાજાના મુખ્ય મંત્રીની મુલાકાત થઈ શકી. મહારાજા પોતે તો ત્રણ દિવસથી ક્યાંય ફરકતા પણ ન હતા. સરસ્વતીને લઈ કોઈ ગુપ્તસ્થાને ભરાયા હશે, એવી કલ્પના નગરજનો સહજે કરી શકતા હતા, અને અંતરમાં રોષ અનુભવતા હતા.

મંત્રીશ્વરે કાલિકસૂરીને માનભેર આવકાર આપી બેસાડ્યા અને મીઠી જબાનથી કુશળવર્તમાન પૂછ્યા. મંત્રીની આ મીઠાશ સૂરીજીને ભાલાની અણીની પેઠે ખૂંચવા લાગી. સૂરીજીએ ક્યાંય સુધી ધીરજ રાખી, પણ મંત્રીશ્વરે પોતે થઈને સરસ્વતીના અપહરણની બાબત એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. મહાજનની, હવાપાણીની, ધર્મચર્ચાની અને બીજીતીજી વાતો કરતાં મંત્રીશ્વર નહિ જ થાકે, એમ સૂરીજીને લાગ્યું. આખરે સૂરીજી અકળાયા. તેમણે કહ્યું: " પ્રધાનજી ! હું આપની મુલાકાતે શા માટે આવ્યો છું તે તો આપ જાણતા જ હશો. "

" ના, સૂરીશ્વર, હું નથી જાણતો. તમે ઠીક સંભાર્યું. અમારે માથે એટલી બધી ભાંજગડો પડી હોય છે કે બીજાની વાત સહજ ભૂલી જવાય છે. ગઈ કાલે નગરશેઠને મેં મુલાકાતનો સમય આપેલો, પણ તે સમયે હું ઉજ્જૈનીમાં જ ન રહી શક્યો. એમને માઠું લાગે, પણ શું કરીએ ? અમારું રાજતંત્રનું કામકાજ જ એવું છે. "

મંત્રી મુત્સદ્દીગીરી વાપરી પોતાના આગમનના કારણને આઘું ને આઘું ઠેલી તેને ગૌણ બનાવી રહ્યો હતો તે સૂરીજી સમજી ગયા. મંત્રીની મુલાકાતે આવવા નીકળતી વખતે તો તેમના મનમાં રોષ, ઘૃણા અને ભર્ત્સનાના અનેક ઊભરા ચઢ્યા હતા. અને ક્યારે મંત્રી

પાસે જાઉં ને ક્યારે રાજાના દુષ્કૃત્ય બદલ તેનો જવાબ માગું, એમ મનમાં થઈ રહ્યું હતું. પણ મંત્રીએ પોતાની કચેરીની પાસેની ઓરડીમાં તેમને બે ઘડી ગોંધાવ્યા, ને જ્યારે છેવટે બેદરકારી ભરી રીતે મુલાકાત આપી ત્યારે સૂરીશ્વર મનમાં બહુ જ અકળાઈ ગયા.

કાલિકસૂરીએ હવે મુદ્દા પર આવવા માંડ્યું: "મંત્રીશ્વર! મારી બહેન સાધ્વી સરસ્વતીને મહારાજ બળજબરીથી ઉપાડી ગયા છે, તે વાત તો આપ જાણતા જ હશો. હું તે માટે આપ........"

"શું કહો છો આપ? ક્યારે?" મંત્રીએ વચ્ચે જ આશ્ચર્ય બતાવ્યું. કાલિકસૂરીને પ્રધાનનો આ પ્રશ્ન કૃત્રિમ લાગ્યો. છતાં તે રોષ દબાવી બોલ્યા: "આપ ન જાણો એ અસંભવિત છે. આખું નગર ને આખો અવંતીપ્રાન્ત એ વાત જાણે છે, જ્યારે માત્ર અવંતીના મંત્રીશ્વરને જ તે વાતની ખબર નથી. ધન્ય વાત!"

"ઘણીક વાર એવું પણ બને છે. મહારાજા અમારી બધી હિલચાલ જાણે, પણ અમે તેમની હિલચાલ પર નજર ન રાખી શકીએ. સેવકનો એ ધર્મ પણ નહિ," મંત્રીના પેટનું પાણી પણ હાલતું ના હોય તેમ સૂરીજીને લાગ્યું. તેમના અંતરમાં સૂતેલો ક્રોધ સળવળી રહ્યો.

ક્રોધને પ્રયત્નપૂર્વક દાબી સૂરીજી બોલ્યા: "આવા અસાધારણ બનાવો પણ મુખ્ય મંત્રી ન જાણે એ તો બચ્ચાંને છેતરવાની વાત થઈ. એથી તો રાજ્યના પાયા હાલી ઊઠશે એટલું તો મંત્રીને ભાન હોવું જ જોઈએ."

"સૂરીજી! તમે મને ઉપદેશ આપવા તો નથી આવ્યા ને? મારો સમય કિંમતી છે તે એ રીતે ન બગાડો. બોલો, હવે મને બીજું કામ છે," ગંધર્વસેનનાં પાસાં સેવી તેના દુશ્ચારિત્ર્યથી રીઢો બની ગયેલો પ્રધાન આંખ ફેરવી બોલ્યો.

"ઉપદેશ તો ગંધર્વસેન મહારાજને દેવો હતો. પણ તે ન મળ્યા એટલે તમારી પાસે આવ્યો છું," સૂરીજી મર્મમાં બોલ્યા. પોતાનું કાર્ય સમાધાનીથી સિદ્ધ નહિ થાય એમ તેમને લાગ્યું.

"જે બોલવું હોય તે ટૂંકામાં કહી દો. મને ઉતાવળ છે," મંત્રી ઊભા થવા લાગ્યા.

"સાંભળો, મંત્રીશ્વર! તમારા રાજાને કહેજો કે સરસ્વતી સાધ્વીની પાછળ દેવતાઓ જાગે છે. એને કાલે પ્રાતઃકાળ સુધીમાં છોડી નહિ દે તો અવંતી ઉજ્જડ થશે, આસમાન તૂટી પડશે, રાજાને માથે ગેબી આફત ઊતરશે." સૂરીજીનો સ્વર કંપતો હતો. પણ એ કંપમાં મેઘની ગર્જના હતી.

"સૂરીજી!" પ્રધાન શાંતિથી હસ્યો. "રાજાઓનાં હૃદય સાધુ જેવાં પોચાં નથી હોતાં. આવી વાણીથી રાજાઓનાં ઉર થડકે તો તે રાજા ન બની શકે."

કાલિકસૂરીને આ મંત્રી મહાવિચક્ષણ લાગ્યો. હવે તેની સાથે વધુ માથાઝીક કરવી તેમને નિરર્થક લાગી. પથ્થર ઉપર પાણી રેડવાનો કાંઈ અર્થ નથી એમ સમજી તે ઊભા થયા ને બોલ્યા: "ઠીક, મંત્રીશ્વર! હું જાઉં છું. રાજાને કાલ પ્રભાત સુધીની મહેતલ આપું છું, એ મહેતલ દરમ્યાન સરસ્વતી ન છૂટે તો એનું રાજ્ય અને તમારું મંત્રીપદ બંનેનાં મૂળ કાઢવાની હું પ્રતિજ્ઞા લઉં છું."

"ઠીક, પધારો!" સડસડાટ તીરના વેગથી બહાર ચાલ્યા જતા સૂરીજીને જોઈ રહેલો પ્રધાન વ્યંગમાં બોલ્યો. થોડી વાર વિચાર કર્યો અને પછી તે રાજમહાલયમાં જવા માટે તૈયાર થવા લાગ્યો.

*

કામલુબ્ધ રાજાએ સરસ્વતીને ન જ છોડી. પ્રજામાં પણ રાજા માટે મહાન રોષની લાગણી ફેલાઈ ગઈ. બીજે દિવસે નમતા પહોરે કાલિકસૂરીએ ગંધર્વસેન રાજાનાં મૂળ ઉખેડી નાંખવાની પ્રતિજ્ઞા પ્રજાજનો સમક્ષ જાહેર કરી, અને તેની સાધના માટે તેઓ ઉજ્જૈની છોડી ચાલતા થયા. સ્નેહ અને કરુણાનીતરતી અનેક આંખોએ તેમને અશ્રુભીની વિદાય આપી.

હાથમાં દંડ પકડી, હૃદયમાં વૈરનો સળગતો અગ્નિ ધારણ કરી, કાલિકસૂરી ચાલી નીકળ્યા. અવંતીના ધ્વંસનાં અદ્ભુત સ્વપ્નોને કલ્પનામાં ઘડતા ને ફોડતા તે ઉત્તરને માર્ગે ચાલવા લાગ્યા. ' વૈર, ધ્વંસ ! પ્રલય ! ' તેમનું ઉર પોકાર પાડતું હતું.

વનની સ્થિર પ્રકૃતિ જાણે સાધુના ઉરના એ મૂક શબ્દોથી દાઝતી હતી. વનનો માર્ગ જાણે એ સાધુનાં ડગલાંથી ભીંસાઈ જતો હતો. પણ એ કાંઈ જોયા સિવાય સૂરીજી તો વૈરનો મંત્ર રટતા આગળ ચાલ્યા જતા હતા.

## [૪] ઋષભદત્તની રાજધાનીમાં

કાલિકસૂરીના અવંતી છોડીને નીકળ્યા બાદ અવંતી નગરી જાણે ઝાંખી પડી ગઈ. સૂરીશ્વરના શાપના ઓળા જાણે એ નગરી પર ભમવા લાગ્યા. એ શાપ ગેબી રૂપે અવંતી નગરી ઉપર ગમે તે પળે તૂટી પડશે તેની લોકોને ભીતિ લાગવા માંડી. નગરની શેરીએ શેરીએ લોકોનાં ટોળાં એકઠાં થઈ રાજાની દુર્મતિની તથા સાધુના શાપની ચર્ચા કરવા લાગ્યાં. હવે ઉજ્જૈનીમાં રહેવું સલામત નથી, એમ સૌને લાગ્યું. સ્વરૂપવાન વહુબેટીઓની હવે અવંતીમાં જરાય સલામતી નથી, એમ સૌને સમજાઈ ગયું. તે જ રાત્રે ઘણા લોકોએ ઉજ્જૈનીમાંથી ઉચાળા ભરવાનો નિર્ણય કરી લીધો. રોજ રાત્રીએ દીપમાળાથી ઝળહળતું ઉજ્જૈની તે રાત્રે દીપવિહિન બની અંધારી નિરાશામાં ડૂબી ગયું હતું.

"આવું જાણતા હોત તો વિદિશામાં ધીખતો વેપારરોજગાર ચાલતો હતો તે છોડી અહીં ના આવત," રાત્રે એક શેરીને નાકે

એક ઓટલા પર બેસી કેટલાક નાગરિકો વાર્તાલાપ કરતા હતા તેમાંનો એક બોલ્યો.

"હવે આવ્યા તે આવ્યા. અહીં ઘરબાર, જમીન, જાયગામાં મૂડી રોકી તેનું શું થાય? વેચવા જઈએ તો આવા વખતમાં તો કોઈ ફૂટી બદામેય આપે નહિ," બીજાએ કહ્યું.

"સૌરાષ્ટ્રમાં ચાલ્યા જઈએ તો અત્યારે ત્યાં શાંતિ છે. શાંતિ હોય ત્યાં વેપારરોજગાર જમાવવો તો આપણે હાથ છે."

"આ ગર્દભના રાજમાંથી તો ભાગ્યે છૂટકો છે. આનાથી તો શક લોકો સારા," એક જણે તીખાશથી કહ્યું.

"હા, સૌરાષ્ટ્રનો રાજા ઋષભદત્ત શક છે. પણ એના રાજ્યમાં વહુબેટી પર કોઈ ઊંચી આંખ ન કરે. રાજાનો સગો પુત્ર હોય ને એ એવું કરે તો એને પણ જાહેરમાં તીરથી વીંધી નાંખે," એક જુવાને પોતાનું જ્ઞાન પ્રદર્શિત કર્યું.

"બધાયને હવે શકો સાંભર્યા છે, તો તે જ આવશે—અધીરા ન થશો. આ ગર્દભિની આવી પ્રજાપીડનની વાતો જાહેર થશે એટલે કાંતો ઋષભદત્ત સૌરાષ્ટ્રમાંથી ચઢી આવશે કે પછી નહપાણ ચઢી આવશે," એક વૃદ્ધે ટકોર કરી.

"શક લોકો ભલે ચઢી આવે. એથી જ આપણે સુખી થાશું," પેલા જુવાને ઉત્સાહ બતાવ્યો.

"મહર્ષિ ગર્ગાચાર્ય પણ અવંતીમાં શકરાજ થશે એમ ગ્રહગણિત આધારે કહે છે, તે વાત કદાચ ખરી પડશે." એક બ્રાહ્મણ વિદ્યાર્થી બોલી ઊઠ્યો.

"મહર્ષિએ પોતે એમ કહેલું ખરું?" પેલા વૃદ્ધે પૂછ્યું.

"હા, તે હમણાં 'યુગપુરાણ' નામનો ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળના વર્ણનવાળો ગ્રંથ લખે છે. તેમાં પણ આ વાત તેમણે લખી છે," બ્રાહ્મણે સમજ પાડી. જ્યોતિર્વિદ ગર્ગ અવંતીમાં તે કાળે ખગોળના તથા પુરાણના જ્ઞાતા તરીકે પ્રસિદ્ધ હતા.

"તો ભાઈ! નક્કી તેમ જ થશે. ત્રંબાવટીનો ગર્દભ રાજા આવી અવંતી સર કરશે, એમ ગર્ગે અગાઉથી કહેલું એવી લોકવાયકા છે. અને તે વાત સાચી પડી તેમ આ પણ સાચી પડશે," પેલા વૃદ્ધે ખાતરી આપી.

"પણ હવે અહીંથી વેપારરોજગારનો પથારો ધીમે ધીમે સમેટવો સારો છે. ઉજ્જૈની માટે કાઠો કાળ આવશે," એક જણે નિરાશાથી કહ્યું.

"તું પણ ગર્ગાચાર્યના જેવો ભવિષ્યવેત્તા થતો લાગે છે." પેલો યુવક હસ્યો. "શકો આવશે તો ઊલટી ઉજ્જૈની વધુ આબાદ થશે, એમાં કાઠો કાળ શો આવવાનો છે?"

"પણ ભાઈ, શકો આવે તે ઓછા હેમખેમ આવવાના હશે! યુદ્ધ ખેલાય ને ખાનાખરાબી થાય ત્યારે જ રાજપલટો થાય," પેલા વૃદ્ધે ઊભા થતાં થતાં પેલા યુવાનને સમજ પાડી.

"ઈશ્વરેચ્છા બલીયસી," પેલો વિદ્યાર્થી બોલી ઊઠ્યો અને સૌ ઊઠીને પોતપોતાના ઘર તરફ વિદાય થયા.

*

ઉત્તરમાંથી કોઈ બળવાન યવન રાજવીને તેડી લાવીને આ દુષ્ટ ગંધર્વસેનનો નાશ કરાવવાની નેમથી કાલિકસૂરી ઉત્તરમાં આગળ વધતા હતા. પણ માર્ગમાં તેમને સૌરાષ્ટ્રપતિ ઋષભદત્ત યાદ આવ્યો.

અવંતી પ્રદેશ મૂળ નહપાણુનો હતો અને ઋષભદત્ત નહપાણુનો જમાઈ થતો હતો. એટલે પોતાના સસરાનો પ્રદેશ પચાવી પડનાર ગંધર્વસેન સાથે તેને મિત્રતા તો ન જ હોય. આ ખ્યાલથી કાલિકસૂરી સૌરાષ્ટ્ર તરફ વળ્યા. વન, પર્વત અને નદી, સરોવરો ઓળંગતા કેટલાક દિવસે તેઓ ઋષભદત્તની રાજધાનીમાં આવી પહોંચ્યા.

કોઈ પરદેશી જૈન સાધુ પોતાને મળવા આવ્યો છે, એવા સમાચાર સાંભળતાં જ ઋષભદત્તે કાલિકસૂરીને અંદર બોલાવ્યા. રાજાને આશિર્વચન આપી બેઠા પછી અધીરા કાલિકસૂરીએ જ વાર્તાલાપની શરૂઆત કરી.

" મહારાજ, હું કાલિકસૂરી આપને ઘણા દિવસથી મળવા માટે ઇચ્છતો હતો. આજે મારી તે ઇચ્છા સફળ થઈ."

" આપ કાલિકસૂરી ? ક્યાંથી ? ઉજ્જૈનીથી આવો છો ?" આશ્ચર્યથી ઋષભદત્તે પૂછ્યું. પોતાના અવંતી મધ્યેના ગુપ્તચરો મારફત સાધ્વી સરસ્વતી પરના અત્યાચારનો પ્રસંગ ઋષભદત્તને વિદિત થઈ ચૂક્યો હતો, અને કાલિકસૂરીના ઉજ્જૈનીના ત્યાગના સમાચાર પણ તેને તેટલા જ સુવિદિત હતા. ઋષભદત્ત તેના મોંઢાના ભાવ પરથી પોતાની વીતકકથા જાણી ગયો છે, એમ કાલિકસૂરીને પણ લાગ્યું.

" હા, મહારાજ ! હું ઉજ્જૈનીથી આવું છું," તેમણે જવાબ આપ્યો.

" બોલો, શી આજ્ઞા છે ?"

" હું શા હેતુથી આવ્યો છું તે મહારાજ કદાચ મનથી સમજી ગયા હશે."

" એવી મનની સમજ કામ ન લાગે. આપ ખુલ્લા દિલે આપનો મનોભાવ પ્રગટ કરો," રાજાએ સૂરીજીને વધુ સ્પષ્ટતા કરવા

કહ્યું. રાજકારણમાં જ તેની જિંદગી વીતી હતી, એટલે વાત લણી લે તેવો તે અધીરો ન હતો.

"ધર્મને નામે, સાધુસમાજને નામે, શીલ અને સદાચારના રક્ષણ અર્થે મારી આપને એક પ્રાર્થના છે."

"ખુશીથી કહો," રાજાએ અંતરથી સૂરીજીની વાત કળી લીધી હતી, છતાં મીઠાશથી કહ્યું.

"મને આપ મદદ કરો. ઉજ્જૈની પચાવી બેઠેલા દુર્મતિ રાજા ગંધર્વસેન પર આપની સેના ચઢાવો. ગણીગાંઠી પળોમાં હું ઉજ્જૈની આપના સૌરાષ્ટ્રમંડળની આણમાં લાવી દઈશ," સૂરીએ સ્પષ્ટતા કરી.

વિચારશીલ રાજા મૌન સાધી, સૂરીના શબ્દો મનમાં ઘૂંટવા લાગ્યો. પોતાના અને ગંધર્વસેનના બળની તુલના પણ તે મન સાથે કરી રહ્યો. પોતાનું સૈન્ય અમાપ હતું, પણ ગંધર્વસેનની ગર્દભી વિદ્યા આગળ તે સૈન્યબળ નકામું હતું. પાડોશમાં વૈર બાંધવાનું સાહસ તેને ઠીક ન લાગ્યું.

રાજાનું મૌન પોતાના લાભમાં માની સૂરીશ્વરે આગળ ચલાવ્યું: "ઉજ્જૈનીનું મહાજન અને પ્રજાવર્ગ મારા પક્ષમાં છે. પ્રતાપી રાજકુમાર વિક્રમ અવંતીમાં નથી, અને રાજતંત્ર શિથિલ છે."

"આપને એથી શો લાભ થશે?" રાજાએ પૂછ્યું.

"મારી ભગિની સરસ્વતી એ દુષ્ટ રાજાના મહેલમાં રિબાય છે. તેને છોડાવી વૈરનો પ્રતિશોધ લેવાની મારી ઇચ્છા છે."

"આપ તો સાધુ છો. સાધુ તો નિર્વૈર સ્વભાવના હોય. આપને આવી ગંદી રાજરમત ગમે છે?"

"ન ગમે, પણ શું કરું, મહારાજ? આપદ્ધર્મ મારે માથે આવી પડ્યો છે. આવતી કાલથી હું સાધુવેશનો ત્યાગ કરવાનો છું. આપ મને નિરાશ ન કરો: વચન આપો."

"આપ નચિંત મને બે દિવસ રહો. હું મંત્રીઓ સાથે મંત્રણા કરી જોઈશ, અને મારો નિર્ણય આપને જણાવીશ." મહારાજાએ એક અનુચરને બોલાવી તેની સાથે સૂરીજીને રાજ્યની અતિથિશાળામાં મોકલાવી દીધા.

ઋષભદત્તની પોતાની ઇચ્છા પણ ગંધર્વસેનને છંછેડવાની ન હતી. અને તે વૃદ્ધરાજાના મંત્રીઓ પણ તે વાતમાં સંમત થયા. બે દિવસ અતિથિ તરીકે રાખી છેવટે ત્રીજે દિવસે ઋષભદત્તે અવંતી પર ચઢાઈ કરવાની પોતાની અશક્તિ દર્શાવી, અને વિશેષમાં શકસ્થાનમાં જઈ ત્યાંના પરાક્રમી શકસમૂહને તેડી લાવવાની સૂરીજીને સલાહ આપી.

કાલિકસૂરી નિરાશ થયા. પણ તે હતાશ તો ન જ થયા. દંડ અને સાધુનાં વસ્ત્રો ત્યજી દઈ, ગૃહસ્થનો વેશ ધારણ કરીને, તે વૈરની સાધના અર્થે બીજે દિવસે મળસકે ઋષભદત્તની રાજધાનીમાંથી વિદાય થઈ ગયા.

## [૫] યવનદેશમાં

માણસનું મન અદ્‌ભુત છે. એ મનની આંતરસૃષ્ટિ બહાર દેખાતી નથી, પણ સ્થૂળ સૃષ્ટિ કરતાંય આ વિશ્વમાં તેનો પ્રભાવ વધુ છે. મન જ માણસના બંધ અને મોક્ષનું કારણ છે. તેમ ન હોત તો ગઈ કાલનો અજાતશત્રુ સાધુ, જે મરતાને મેર ન કહે, ને તમાચો લગાવનારનોય હાથ પંપાળે તેવો ઉદાત્ત સાધુ વૈરની સળગતી હોળી શી રીતે બની જાય? જીવનના ઉદ્ધાર માટે કેટલી ભવ્ય, ઉદાર, અધ્યાત્મ ભાવના સાથે એણે સાધુવેશ ધાર્યો હશે? તેની પાછળ મુક્ત જીવનનાં તેણે કેવાં કેવાં ઉદાત્ત સ્વપ્ન સેવ્યાં હશે? પણ મનના એક જ આઘાતથી એ બધી ભાવનાઓ પાણીની વરાળ થઈ ઊડી જાય તેમ ઊડી ગઈ. સૂરીશ્વરની પદવિ પામેલો કાલિકસૂરી સાવ ક્ષુલ્લક માનવી—વેરઝેરથી ભરેલો પામર માનવી બની ગયો. સાધુવેશનો બાહ્ય અંચળો પણ એના હૃદયની પામરતાને અસહ્ય થઈ પડ્યો, ને તે પણ તેણે તજી દીધો.

વન, સરોવરો, નદીઓ, પર્વતો, અને રણો ઓળંગતો વૈરમૂર્તિ કાલિકસૂરી શકસ્થાનનો માર્ગ ખેડવા લાગ્યો. કાલિકસૂરી કાવ્યશાસ્ત્રનો પણ અભ્યાસી હતો. પ્રકૃતિવર્ણનોનું વાચન અને શાંત પ્રકૃતિમાતાના વૈભવનો આસ્વાદ એને બહુ ગમતાં. પણ અત્યારે આ વૈરમૂર્તિને એ પ્રકૃતિની કે નિસર્ગસિદ્ધ સંગીતની જરાય પરવા ન હતી. તેને મન મેદાન અને પહાડો સરખાં હતાં, રણ અને સરોવરોમાં ભેદ ન હતો, ક્ષિતિજ તરફ દૃષ્ટિ નાંખી માર્ગ કાપવો, એ જ તેનું ધ્યેય હતું. પેટને ખાતર ગામ ને રાષ્ટ્ર બાળવા નીકળનાર એ મૂઢ સાધુને વૈરતૃપ્તિની ભૂખ આગળ આખું વિશ્વ શૂન્ય લાગ્યું હતું.

છતાં ઘણા મહીનાઓ પછી તે સિંધુ નદીના તીરે આવી ઊભો રહ્યો ત્યારે 'અહીં આ સાગર ક્યાંથી?' એવો તેના મનમાં પ્રશ્ન ઊઠ્યો. જ્યાં નજર નાંખે ત્યાં જળ જ જળ, ઊંચે જુએ તો આકાશ અને નીચે જળાકાશ. એ સ્વચ્છ આકાશનું જાણે એના ઉરમાં પ્રતિબિંબ પડવા લાગ્યું. સંકુચિત વૈરભાવના જાણે પળવાર વિરમી જતી લાગી. પ્રકૃતિમાતાના અનિર્વચનીય ઉદાત્ત સ્વરૂપ આગળ લઘુ વૈરવૃત્તિ પામરતા અનુભવી રહી. પણ તે લઘુતા અંતરમાં બેઠેલા વૈરદેવને ન ગમી.

"તેં ન ઓળખી આ સિંધુ નદી? સિંધુથી તું ડરે છે? તારો વૈરાગ્નિ શું નિર્બળ છે? તારી પ્રતિજ્ઞા અફળ થવા દેવી છે?" વૈર-દેવે પૂછ્યું.

"ના, ના. હિમાલયથી કે મહાસાગરથીયે મારું વૈર અને પ્રતિજ્ઞા મોટાં છે, હું લઘુતા શા માટે અનુભવું?" મનમાંથી અહંકારનો પડઘો પડ્યો.

"તો શું જોઈ રહ્યો છે? સિંધુ તરી સામે પાર ચાલ્યો જા. વિઘ્નો ભલે આવે. प्रारब्धमुत्तमजना न परित्यजन्ति।"

સિંધુના અફાટ જળમાં વૈરનો અગ્નિ હોલવાઈ ન જાય તેની કાળજી રાખી, કાલિકસૂરીએ નદી પાર કરી. મધ્ય કાળમાં જ્યાં હિંદુઓ અટકી પડતા તે 'અટક' ની મર્યાદા પણ ઓળંગીને કાલિકસૂરી આગળ વધ્યો. વૈરને વશ થઈ સાધુતાની *'અટક' ઓળંગી જનારને બીજી કયી 'અટક' રોકી શકે ?

પૂર્વજીવનમાં ઘણાં દેશાટન કરેલાં હોવાથી કાલિકસૂરી યવનભાષાથી અર્ધપરિચિત હતો. તે પરિચય આ વખતે તેને ઉપયોગી થઈ પડ્યો. નાનાં નાનાં ગામડાંને વટાવતો તે શકભૂમિમાં આગળ વધી રહ્યો હતો; ભૂખ, તરસ, થાક બધુંય એને મન ગૌણ બની ગયું હતું.

જેમજેમ સૂરી આગળ જવા લાગ્યા, તેમતેમ રેતાળ અને વેરાન પ્રદેશ આવવા લાગ્યો, અને વસ્તી આછેતરી વર્તાવા લાગી. નાનાં ગામોને બદલે ઠેરઠેર ઝૂંપડાં અને કપડાંના તંબૂઓનાં નાનાં નાનાં જૂથ દેખાવા લાગ્યાં. સોસો માઈલે પણ મોટું નગર તેની નજરે પડ્યું નહિ. ઘણા દિવસ એવા પ્રવાસમાં વીત્યા બાદ આઘેથી નાની પર્વતમાળા અને હરિયાળી ભૂમિ જણાવા લાગી. વૈરથી બળતો કાલિકસૂરી એ શિતળ દૃશ્યથી કંઈક શાંત થયો, અને એક નાનકડી નદીને કાંઠે વિશ્રામ લેવા બેઠો. તેને કકડીને ભૂખ લાગી હતી. પાસે ખાવાનું કાંઈ હતું નહિ. થાક પણ સખત લાગ્યો હતો. આ લાંબા પ્રવાસમાં આજે પહેલી જ વાર તેને ભૂખ અને થાકનું દુઃખ વર્તાયું. ખભેથી ખડિયો ઉતારી, નદીમાં હાથમોં ધોઈ, કાલિકસૂરી પલાંઠી વાળી કિનારાની રેતમાં બેઠો.

પાસે થોડોક લોટ હતો તેની બાટી બનાવવા તેણે વિચાર કર્યો, અને લાકડાં વીણી લાવી તે માટેની તૈયારીમાં પડ્યો. ચકમકથી દેવતા પાડી, નાનકડા પથ્થરોના ટુકડાનો ચુલો બનાવી, તે પ્રજ્વલિત કર્યો. પછી લોટમાં પાણી નાંખવા માંડ્યો. બરાબર તે જ વખતે

* મર્યાદા

નદીને સામે કિનારેથી માણસોનું એક ટોળું ઝડપથી તેના તરફ આવતું જણાયું.

ટોળાના માણસો ભાલા તથા તીરકામઠાં અને કોઈક તરવારોથી સજ્જ બનેલા હતા. કાલિકસૂરી કુતૂહલથી તેમના તરફ જોઈ રહ્યો હતો. જોતજોતામાં તો તે લોકો તેની સમીપમાં આવી પહોંચ્યા. એ ટોળાના મુખીએ થોડે દૂર રેતમાં એક ચાદર બિછાવરાવી પોતાનું સ્થાન જમાવ્યું અને બીજા ત્યાં જ તેની સામે બેસી ગયા. બે માણસો ઝડપથી કાલિકસૂરી પાસે આવી પહોંચ્યા, ને યવન ભાષામાં તેની સાથે વાત કરવા લાગ્યા.

"તું કોણ છે? ક્યાંથી આવે છે?" એક માણસે પૂછ્યું.

"હું પરદેશી મુસાફર છું," આ લોકો લૂંટારા છે એમ જાણી લઈ ને કાલિકસૂરીએ ધીમેથી કહ્યું. અર્ધ યવન ભાષામાં જ કાલિકસૂરીનો આ વાર્તાલાપ ચાલવા લાગ્યો.

"પરદેશી તો છે જ તો, પણ કયા દેશનો છે? પાટલીપુત્રનો છે?" એકે પોતાના ભૌગોલિક જ્ઞાનની સીમા દર્શાવતાં કહ્યું.

"ના, તેથી પણ આઘેનો છું."

"તો ઝટ બોલતાં શું થાય છે?" એક જણે ભાલો ઉગામ્યો.

કાલિકસૂરી મૂગો રહ્યો. પેલા યવને ગુસ્સે થઈ ને કહ્યું: "ચાલ ઊઠ, અમારા સરદાર તને બોલાવે છે."

"મને ગરીબ પરદેશી મુસાફરને શું કામ સતાવો છો? હું આ રોટી પકાવીને પછી આવું છું," સૂરીએ નમ્રતાથી કહ્યું.

"ઊઠ, ઊઠ હવે રોટીવાળી," એક યવને પગની લાતથી કાલિકસૂરીને પીઠમાં પ્રહાર કર્યો.

"સરદાર તારે માટે બેસી રહે એમ?" બીજાએ લીંબુની ફાડ જેવાં લાલઘૂમ નેત્રોને તંગ કરતાં કહ્યું.

કાલિકસૂરી ઊભો થયો નહિ. એટલે બંને યવનોએ તેને બાવડાં-માંથી પકડી ઊંચે તોલ્યો. સૂરી સમજ્યો કે ગયા સિવાય છૂટકો નથી. તે અજીઠા, કણુકવાળા હાથે જ એ યવનોની સાથે ઘસડાયો. સમાર ઘસડાય તેમ ઘસડાતા સૂરીને પેલાઓ સરદાર પાસે લઈ ગયા. સૂરી ભયથી ધ્રૂજવા લાગ્યો. ગર્દભીલ વંશ પર વૈર લેવાની વાત અત્યારે તેને યાદ ન આવી. માત્ર પોતાના દેહના રક્ષણની જ અનુભૂતિ તેના દિલમાં જાગી હતી. સૂરીએ સમય પારખી લઈ સરદારને બે હાથ જોડી માથું નમાવી નમન કર્યું. તે જોઈ આખું ટોળું હસી રહ્યું. પેલા બે યવનો પણ બાજુએ જઈ ઊભા.

"તું કોણ છે રે?" સરદારે પૃચ્છા કરી.

"હું એક ગરીબ સાધુ છું," સૂરીએ કહ્યું.

"તું સાધુ? સાધુ અમે નહિ જોયા હોય એમ? આર્યાવર્તના ઘણાયે સાધુ આજ પર્યંત અમારે હાથ ચઢી ગયા. પણ તારા જેવો માલેતુજાર સાધુ તો કોઈ ન મળ્યો," સરદાર હસ્યો.

પોતાનો ગૃહસ્થશાહી વેશ તેને સાધુની ગણતરીમાં ગણાવા દે તેમ ન હતું, તેનું કાલિકસૂરીને ભાન થયું. તે મૂગો રહ્યો.

"તું કોઈક ધનિક વેપારી જેવો લાગે છે. બોલ, ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે?" સરદારે ફરી પૂછ્યું.

"હું આવું તો છું અવંતીથી."

"હાં, ત્યારે તો તારી પાસે સોનામહોરોનો દલ્લો હોવો જ જોઈએ," સરદાર હસ્યો.

"ના સરદાર! હું તો ગરીબ સાધુ છું."

"ફરી પાછો સાધુ બની ગયો કે?" સરદાર ટોળા તરફ જોઈ હસ્યો ને બીજા પણ હસી પડ્યા.

"બોલ, દલ્લો ક્યાં સંતાડ્યો છે?"

"મારી પાસે કાંઈ નથી. હું તો ભટકતો સાધુ છું. મને જવા દો."

"પૈસા લઈને જવું છે એમ? શાકલ! પેલાં તેનાં ખડિયાં પોટલાં પડ્યાં છે તે જલદી લઈ આવો," સરદારે આજ્ઞા કરી અને શાકલ તે તરફ દોડ્યો.

"જોજે, આપણને દૂરથી આવતા જોઈને એણે આગમચેતીથી રેતમાં કાંઇ દાટી ન દીધું હોય," સરદારે શંકા દર્શાવી.

શાકલ કાલિકસૂરીનો ખડિયો અને કપડાં ઉપાડી આવ્યો. બીજો એક માણસ જે જગ્યાએ કાલિકસૂરીએ ચુલો બનાવ્યો હતો ત્યાં રેતમાં પગ ફંફોસી આમતેમ જોવા લાગ્યો. પણ છીંપલાં ને પથરા સિવાય રેતમાં બીજું કાંઈ જ ન હતું.

કાલિકસૂરીનો ખડિયો ફેંદતાં તેમાંથી એક જોડ કપડાં, જળપાત્ર અને એક તાડપત્રની પોથી એટલું મળી આવ્યું. કપડાં ખંખેરતાં તેમાંથી એક નાની ચીંથરે વીંટેલી પોટલી નીકળી પડી.

"આ રહી સુવર્ણ મુદ્રાઓ. જાય ક્યાં? આવો ગૃહસ્થ વેપારી જેવો દેખાતો માણસ તે ખાલી હોય?" સરદારે ઉદ્‌ગાર કાઢ્યા.

પણ તે પોટકી છોડતાં સરદારને નિરાશા સાંપડી. તેમાંથી તો માત્ર થોડાક તાંબા અને ચાંદીના * ગધૈયા સિક્કા નીકળ્યા. આ ગધૈયા સિક્કા તે કાલે ગર્દભીલ રાજાની અવંતીમાં નાણા તરીકે વપરાતા હતા.

---

* 'મૃચ્છકટિક' માં પણ આ ગધૈયાનો ઉલ્લેખ મળી આવે છે.

યવન સરદારને વહેમ પડ્યો કે આ વિચક્ષણ માણસે ગમે ત્યાં નાણું કે સુવર્ણ સંતાડી દીધું છે. આ પ્રમાણે વહેમાઈને તેનાં પહેરેલાં કપડાંલત્તાંની ઝડતી લેવાવા લાગી.

"બતાવ, ક્યાં સંતાડ્યું છે?" એક યવને ભાલાની અણી સહેજ ઘોંચી કાલિકસૂરીને ધક્કો લગાવ્યો.

"મારી પાસે કાંઈ જ નથી, મને જીવતો છોડો," સૂરી કરગરીને બોલ્યા. આવા અજાણ્યા મુલકમાં કાંઈ પણ તૈયારી કે માહિતી વગર વેરની ધૂનમાં પોતે ચાલ્યો આવ્યો હતો, તે મૂર્ખાઈ હવે સૂરીને સમજાવા લાગી.

"બતાવે છે કે તને કાપી નાંખું?" શાકલે તરવાર ખેંચીને સૂરીને ડારો દીધો. સૂરી ભયથી ચીસ પાડી નીચે બેસી ગયા. પવનથી પાંદડું ધ્રૂજે તેમ તે ધ્રૂજવા લાગ્યા.

"બાપુ! મને બચાવો. હું ખરેખર ગરીબ છું. સાધુ છું," સરદારને દૂરથી પગે પડીને સૂરીએ કાકલૂદી આદરી.

"હું પણ ગરીબ છું. પણ અમારે ખાવા જોઈએ તેનું શું?" સરદાર સૂરીને કોઈ શ્રીમંત વેપારી જ ધારતો હતો. વિદિશા, પાટલીપુત્ર કે અવંતી તરફથી જે લોકો આ તરફ આવી યવનોના શિકાર થતા તે બધા શ્રીમંત જ નીકળી આવતા. ઘણાને તો બાન પકડીને તેઓ સારાં નાણાં મેળવી શક્યા હતા. સૈકાજૂનો આ અનુભવ આજ જૂઠો પડે તે વાત સરદારને શી રીતે ગળે ઊતરી શકે?

"ખાવા જોઈતું હોય તો અવંતી ચાલો. તમારા બધા લોકોને લઈ અવંતી આવો, હું ત્યાં તમને ધનમાલ ને રાજ અપાવું," સૂરીએ અર્ધસ્ફુટ વાણીમાં અંતરની વાત પ્રગટ કરી.

"તું પોતે અહીં પગે ચાલીને સામે આવ્યો છે તે શું ખોટો છે, કે વળી અમે ત્યાં આવીએ?" શાકલે કટાક્ષ કર્યો ને બધા હસ્યા.

અ. ૩

કાલિકસૂરીનું અવંતી આવવાનું આમંત્રણ યવનોના ટોળાને બાલિશ ફોસલામણી જેવું લાગ્યું. આથી તેઓ હસ્યા.

" અવંતીની લક્ષ્મી તમને યથેષ્ટ તૃપ્તિ આપશે. આખા શકસ્થાનને અવંતીની લક્ષ્મી આવતાં જ ઉજાળી દેશે, " સૂરીનો ભય જરા ઓસરવા લાગ્યો ને વૈરની ભાવના જાગ્રત થવા લાગી.

" તારા જેવી જ તારી અવંતીયે કંગાળ કેમ નહિ હોય ? " શક સરદાર વ્યંગમાં હસ્યો.

" કોણ કહે છે કે અવંતી કંગાળ છે, સરદાર ? એના ધનિકોની આર્યાવર્તના નગરેનગરે નામના છે. જાતે પધારો અને તેની ખાતરી કરો, " વૈરની જાગતી ધૂનમાં સૂરી કેફ કરેલા માણુસની પેઠે બકવા લાગ્યો.

" તું પોતે જ કંગાળ અવંતીનો પ્રતિનિધિ છે, છતાં પ્રશ્ન કરે છે કે અવંતી કંગાળ શી રીતે ? તું ગાંડો તો નથી ? " સ્વસ્થ મને સરદારે ઉપહાસ કર્યો.

" હું યે તમે ધારો છો તેટલો કંગાળ નથી. તમને ખાતરી કરાવું ? " માત્ર વૈરસાધનાનો જ મંત્ર ભણુતો સૂરીશ્વર અત્યારે સંજોગો ને સ્થિતિ ભૂલી ગયો. વૈરના ધખારાથી તેની સારાસાર વિચાર કરવાની શક્તિ નષ્ટ થઈ ગઈ હતી.

" કરાવને ત્યારે ! " બેદરકારીથી સરદારે કહ્યું. અને વૈરાંધ સાધુ જીવના જોખમે પણ જે રહસ્ય નહોતો બતાવતો, તે બતાવવા તૈયાર થયો. ખરેખર, ધૂની માણુસોના મગજની તુલા સમતોલ તો નથી જ રહેતી, રહેતી હશે તોયે તે ગમે તે વખતે એક બાજુ નમી જતી હશે.

સાધુએ આંખમાં ચમકારો લાવી પોતાના લંગોટમાંથી એક નાની કોથળી ખેંચી કાઢી. તેમાંથી જોતજોતામાં બે પાણીદાર રત્નો કાઢ્યાં,

અને તે બોલ્યો: "જુઓ, આ ઉજ્જૈનીની સંપત્તિનો પુરાવો. છે એનો જોટો આખા શકસ્થાનમાં ક્યાંય પણ ?"

સરદાર અને તેની ટોળી ચમકી ઊઠી. સરદાર આ ઓચિંતા પ્રસંગથી ઉદ્‌ભવેલી ચમક શમ્યા પછી હસીને બોલ્યો: "હું તો પ્રથમથી જ જાણતો હતો કે તું સાધુ કે ફકીર ન હોઈ શકે. તું કોઈ શ્રીમંત વ્યક્તિ છે."

"શાકલ!" થોડી વાર વિચાર કરી સરદારે કહ્યું: "એ રત્નો લઈ લો ને આ ગરીબ આદમીને બંધીવાન બનાવી લો. એનુંયે સારું મૂલ્ય આવશે." સરદાર હસતો હસતો ઊભો થયો.

# [૬] બંધીવાન

**બંધીવાન** બન્યા પછી સૂરીને ભાન થયું કે પોતે અકાળે ઊભરાઈ ગયો હતો. પોતાના સર્વસ્વ જેવાં રત્ન ગયાં, સ્વતંત્રતા ગઈ, અને હવે ભવિષ્યમાં શું થશે તેની તેને કલ્પના સરખી પણ આવી શકી નહિ. શકસરદારે પોતાના નગરમાં લાવીને તેને એક માટીની કોટડીમાં પૂર્યો હતો, અને તેના પર જાપ્તો રાખવા એક ચોકીદાર રાખ્યો હતો. તેને શોધતી કોઈ રાજસત્તા, વેપારી કે શેઠ સોદાગર આવે તો સારી જેવી રકમ મળે એવી શકસરદારના અંતરમાં આશા હતી.

કાલિકસૂરીને દિવસમાં એક વાર ખાવાનું મળતું અને પથ્થર પર સૂઈ રહેવાનું હતું. કોટડીમાં ગોંધાઈ રહેવું પડતું હોવાથી તે ખૂબ કંટાળી જતો. બહારની દુનિયામાં શું બને છે તેની તેને કંઈ જ ખબર પડતી નહિ. સૂર્યાસ્ત અને સૂર્યોદયના એંધાણથી તે દિવસો ગણવા

લાગ્યો. પણ એમ દિવસો ક્યાં સુધી ગણુવા પડશે? આ કેદનો અંત જ નહિ આવે? એવા ખ્યાલથી કાલિકસૂરીનું ઉર વલોવાઇ જતું. શું પોતાનો આ વૈરાનળ પોતાને જ બાળી નાંખશે? ગંધર્વસેનને યોગ્ય શિક્ષા નહિ જ થાય? સરસ્વતી જીવનભર રિબાયા જ કરશે? આવા આવા પ્રશ્નો કાલિકસૂરીના મનમાં ઊઠતા ને મહાતોફાન જગાવતા.

દિવસો પછી દિવસો ને મહીનાઓ વીતવા લાગ્યા. જન્મમરણુની ઘટમાળ જેવી આ દિનરાત્રીની ઘટમાળ પણુ કાલિકસૂરીને અનંત લાગવા માંડી. ક્ષિતિજનો છેડો હાથ આવે, તો આ કેદનો છેડો હાથ આવે, એમ તેને લાગ્યું. સૂરીનું મન વિહ્વલ થઇ ગયું. જ્ઞાન અને તપથી શુદ્ધ બનેલો એક સમયનો મહાયોગી આજે વૈરસાધનાના ગર્તમાં પડી પાંગળો બની ગયો હતો. એની આજની દીન દશા નજરે જોનાર ભાગ્યે જ કહી શકે કે, એ કોઇ કાલે જ્ઞાન અને તપથી સમૃદ્ધ યોગી હશે. સૂરીશ્વરની સ્થૂલ અને સૂક્ષ્મ બધીયે સંપત્તિ લૂંટાઇ ગઈ હતી. આશાનો જરા આભાસ સરખોયે દેખાતો ન હતો.

છતાં કાલિકસૂરી જીવતા હતા એ નવાઈની વાત હતી. પોતે આપઘાત કેમ ન કર્યો એ વાત તે પોતે પણુ સમજતા ન હતા. કદાચ અંતરમાં સળગતો વૈરાગ્નિ આશ્રયવિહિન બને એ ભીતિ હોય તો ના નહિ. કાલિકસૂરી એકાંત નિરુદ્દેશ જીવન જીવવા લાગ્યા.

ઘણુા મહીનાના પરિચયથી તેમની પર નજર રાખનાર ચોકીદાર સૂરીશ્વર સાથે વાતચીત કરતો થયો હતો. એ વાતચીતમાંથી પરિચય અને પરિચયમાંથી વિશ્વાસની અનુભૂતિ પ્રગટી. ચોકીદારને આ રંક સાધુની થોડીઘણુી દયા પણુ આવવા લાગી. તે તેની વાતચીત ને વીતક સાંભળવા લાગ્યો, તેમતેમ સાધુનું અંતર પોતાની વેદના ખાલી કરવા લાગ્યું. થોડા મહીનાઓ વધુ પસાર થયા અને ચોકીદાર આ સૌમ્ય સાધુના મિત્ર જેવો બની ગયો.

ચોકીદારનું આશ્વાસન, બહારના જગતની તેની મારફતે મળતી ખબરો, મુક્ત વાર્તાલાપો અને ચર્ચાઓથી સાધુને કેદની ભીષણતા ઊતરતી થઈ. ચોકીદાર વ્યક્તિગત રીતે કાલિકસૂરી પ્રત્યે સહાનુભૂતિ બતાવતો હતો એટલું જ, તેની સહાનુભૂતિ સૂરીને બીજી રીતે ક્રિયાત્મક મદદ કરી શકે તેમ ન હતું. શકસરદારના અનુયાયીઓ પ્રાણાંતપણે પણ સરદારને અવમાની શકતા નહિ. સરદારનો બોલ અને ઇચ્છા તે ઈશ્વરી બોલ બરાબર સમજતા. આવા સંજોગોમાં ચોકીદાર સૂરીશ્વરને મુક્ત કરવાની ભલામણ તો શું, પણ તેવો પ્રસ્તાવ માત્ર કરવા પણ અસમર્થ હતો. શકસ્થાનમાં શકસરદારની આજ્ઞા અને ઇચ્છા એ જ સૌ કોઈની આજ્ઞા અને ઇચ્છા લેખાતી.

" તમારી શાસનપ્રણાલી તો ભારે કડક લાગે છે ! " કાલિકસૂરીએ ચોકીદારની હકીકત સાંભળી આશ્ચર્ય બતાવ્યું.

" હા, અમારા રાજાને માટે કે સરદારને માટે અમે હસતાં હસતાં લીલાં માથાં ઉતારી આપીએ. "

" કોઈ બેવફા થાય તો શું કરે એને ? "

" રાજાને બેવફા થનાર કિંવા પરસ્ત્રીમાં લુબ્ધ થનારને માટે શકસ્તાનમાં ભારેમાં ભારે શિક્ષા થાય છે. "

" કઈ શિક્ષા ? "

" શિરચ્છેદની—અને શિરચ્છેદ થયા પછી તે કમભાગી માનવીનું ધડ અને મસ્તક શહેરના ચોકમાં સૌની નજરે પડે તેમ દિવસો સુધી કોઈ ઝાડની ડાળીએ ટિંગાવી મૂકવામાં આવે છે. પણ એવા પ્રસંગ જવલ્લે જ બને છે. "

" તમારામાં કોઈ કાયર નીવડે ને તે તમારી લૂંટફાટની પ્રણાલિકાની વિરુદ્ધ થાય તો શું કરો ? " કાલિકસૂરીએ સહજ પ્રશ્ન કર્યો: તેમને આ વાતોમાં ઠીક રસ પડતો હતો.

ચોકીદાર હસ્યો: "તેવું બને જ નહિ. અમારા વીર્યમાંથી પ્રગટેલાં બાળકો શકમાતાના અંકમાં સ્તનપાનની સાથે જ યુદ્ધના અને હથિયારબાજીના પાઠ ભણે છે. નાનાં બાળકો પણ મરણથી ભય પામતાં નથી. અહીંનું વાતાવરણ ને હવાપાણી જ એવાં છે કે તમે કહ્યું તેવું સ્વપ્ન પણ કોઈને આવે નહિ."

"ત્યારે તો અહીંનાં બાળક અને કિશોરો પણ જબરાં જ હશે," સૂરીએ ઉદ્‌ગાર કાઢ્યા.

"અમારા કિશોરો ને યુવાનો હસતે મોઢે મૃત્યુને ભેટવા નીકળે છે ને માતાઓ તેને તિલક કરી હસતે મોંઢે વિદાય આપે છે. કોઈને એકનો એક પુત્ર હોય છતાં જ્યારે શહેનશાહ તેનો ભોગ આપવા કહેણ મોકલે છે, ત્યારે તેનાં માતાપિતા તેને હસતે મોંઢે વિદાય આપે છે. એનો કોઈને શોક કે મોહ થતો નથી. ભૂમિનાં સંતાનોનો ભૂમિપતિ સ્વામી છે. તેનો આદેશ ઉઠાવવા માટે જ અમારાં જીવન સર્જાયાં છે, એવી શકપ્રજાની માન્યતા છે."

કાલિકસૂરી આ વાર્તાલાપને અંતે ઊંડા વિચારમાં પડી ગયો. નાનાવિધ કલહોમાં ને પરસ્રીલંપટતામાં સબડતાં આર્ય સરદારો ને પ્રજા તેને મન વહેંતિયાં જેવાં દેખાવા લાગ્યાં. આ લોકો અવંતી આવે તો જરૂર ગર્દભીલ રાજા ગંધર્વસેનને હરાવે એમ સૂરીને લાગ્યું. પણ પોતે તો તેમનો કેદી હતો. એની વાત ત્યાં કોણ સાંભળે તેમ હતું ? પોતાનું આયખું વખતે અહીં જ પૂરું થશે એમ તેને લાગ્યું. તેણે મનમાં ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

"કેમ ઉદાસ થઈ ગયા, સાધુજી !" ઊંડા નિસાસાથી કાચબાની જેમ શોષાઈ જતા સાધુને ચોકીદારે પૂછ્યું.

"ભાઈ ! મારો આ કારાગૃહમાંથી કોઈ દહાડોય છુટકારો થશે કે નહિ ?" સાધુએ પૂછ્યું.

"કારાગૃહમાંથી નહિ પણ આ દુનિયામાંથી હવે કદાચ ટૂંક વખતમાં છુટકારો થશે, એમ લાગે છે."

"એમ કેમ બોલો છો?" સાધુ વધુ ઉદાસ બન્યો. એને હજી જિજિવિષા હતી. કાંઈ નહિ તો વૈરતૃપ્તિને અર્થે પણ જીવવાની ઇચ્છા હતી. સંકટો પડે તે સહીને પણ જીવવું, અને જીવીને તક મળતાં વૈરનો પ્રતિશોધ લેવો, એવી ઊંડી ઇચ્છા સાધુના અંતરમાં રમતી હતી.

"તમે કેમ આમ ડરો છો? સાધુઓ તો મૃત્યુજિત હોય," ચોકીદાર હસ્યો.

"મારે મારા વૈરી અવંતીપતિને જીતવો છે. તેને ન જીતું ત્યાં સુધી હું બધી રીતે હારેલો જ છું."

"આવતે અવતાર કદાચ એ કરજો. હવે એકએ માસ રાહ જોઈ, તમને છોડાવવા કોઈ ધન લઈને નહિ આવી પહોંચે, તો તમારો શિરચ્છેદ કરવાનો હુકમ થઈ જશે."

"મને જીવતો જવા દે તો શું ખોટું? મારાં રત્નો લૂંટી લીધાં ને હવે તમે લોકો મારો એ રત્નોથીય વધુ મોંઘો પ્રાણ પણ લૂંટી લેશો?" સાધુ દયામણે સ્વરે બોલ્યો.

"જેને અમે લૂંટીએ તેને તો જીવતો ન જ જવા દઈએ. બાન તરીકે પૈસા મળે તો વળી જવા દઈએ. બાકી, નાહક એક દુશ્મનને જીવતો છોડી દઈ તેના તરફનો ભય સળગતો રાખવાની ભૂલ શક-સરદારો નથી કરતા."

"પણ હું છૂટીને તમને શું નુકસાન કરી શકું તેમ છું?"

"પણ શકસરદારો તેવી કાકલૂદી માને જ નહિ. તમારે હવે મૃત્યુને માટે તૈયાર રહેવાનું. બીજી આશાઓને અમારા જેવા માટે વહેતી મૂકવી."

થોડાક દિવસો વીતી ગયા બાદ એક દિવસ શક ચોકીદારનું મુખ એકાએક ઊતરી ગયેલું સૂરીના જોવામાં આવ્યું. એના રોજિંદા પ્રફુલ્લ વદન ઉપર મેઘની કાલિમા છવાઈ ગઈ હતી.

"કેમ આજ મોં ઊતરી ગયું છે, નાયક ?" સાધુએ પૃચ્છા કરી.

"અમારા સરદાર ઉપર એક આફત આવી છે, તેથી આખી શક પ્રજા ઉદાસ બની છે," મંદ સ્વરે ચોકીદારે કહ્યું.

"એવી શી આફત આવી છે ?" સાધુએ જિજ્ઞાસા બતાવી."

"ઈશ્વરી આફત આવી પડી છે," તે આસમાન તરફ તાકી બોલ્યો. તેની આંખ ભીની થઈ ગઈ.

"પણ મને કહો તો ખરા. હું યે હવે તો તમારી પ્રજામાં જ ભળી ગયો છું, તમે ભલેને મને બંધીવાન માનતા હો."

"મહારાજા સાધનસિંહનો એકનો એક કુમાર ગંભીર બીમાર છે: બચવાની આશા નથી."

"કોઈ વૈદહકીમોની મદદ લીધી કે નહિ? શું દરદ થયું છે ?"

"વૈદ ને હકીમો તો જાતજાતના આવી ગયા. પણ જીવનની દોરી ક્યાં કોઈના હાથમાં છે? કુમારને કાળજ્વર લાગુ પડ્યો છે. આજકાલ કરતાં દોઢ માસ થવા આવ્યો, પણ આરામ થતો નથી. મહારાજા અને પ્રજા સમસ્ત ઉદાસીમાં ડૂબ્યાં છે. હે પ્રભો !" નાયકે નિસાસો નાંખ્યો.

"અહીંથી કુમારનું નિવાસસ્થાન કેટલેક છેટે છે ?"

"બે કોશ આઘું છે. પણ અમારો જીવ તો ત્યાં જ છે."

થોડી વાર વિચાર કરીને સૂરીએ કહ્યું : "મને ત્યાં લઈ ન જાઓ ? હું કુમારને તપાસી જોઉં."

"તું? તમે...? શું કરશો ત્યાં? તમને કેદીને ત્યાં કોણ માનશે? મોટા લુકમાનજી જેવા હારી ગયા ત્યાં તમારો શો હિસાબ?" નાયકે આશ્ચર્યથી કહ્યું.

"હું વૈદકનો શોખીન છું. મને જોવા દો, બનશે તે કરીશ. ઈશ્વર-ઇચ્છા હશે તો મારો ઇલમ બાતલ નહિ જાય," સૂરીએ સમજ પાડી. કાલિકસૂરી ખરેખર વનસ્પતિશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રનો સમર્થ જ્ઞાતા હતો.

ઘણી વાટાઘાટ પછી નાયકે આ વાત પોતાના નજીકના ઉપરી સરદારને કરી. એ સરદારે નાયકની વાતચીત પરથી એ સાધુ વખતે કાંઈ હિકમત કે ઇલમ જાણતો હોય એવી આશાથી સંમતિ આપી, અને તે જ વખતે સૂરીને રાજધાનીમાં લઈ જવામાં આવ્યા.

અનેક રાજપુરુષો, વૈદહકીમો અને સેવકોથી વીંટાયેલા રુગ્ણ રાજકુમારને સૂરીએ તપાસ્યો અને પ્રસન્નતા બતાવી. મહારાજા તથા મહારાણી એથી ખુશ થયાં, હારેલા વૈદહકીમો મૂછમાં હસવા લાગ્યા.

"કેમ? તમને દરદ સાધ્ય લાગે છે?" નિરાશ બની બેઠેલા રાજાએ સીધો પ્રશ્ન કર્યો.

"હા, હું પ્રયાસ કરીશ ને ઈશ્વર મને ફતેહ આપશે," સૂરીએ નમ્રતાથી કહ્યું. રોગની ખાસ પરખ તેની નજરમાં આવી ગઈ હતી. વૈદહકીમો માંહેમાંહે આ પરદેશીની મૂર્ખતા પર ઘુસપુસ કરવા લાગ્યા. તે બધા રાજકુમારના મૃત્યની જ વાટ જોતા બેઠા હતા.

"હવે આ આસમાનનો ફિરસ્તો કુમારને જિવાડી નાંખશે તે આપણે જોઈશું."

"હા, હકીમ લુકમાનજીનો અવતાર જ જોઈ લો," હકીમો માંહેમાંહે ધીમેથી ઉપહાસ કરવા લાગ્યા. છતાં રાજાને પ્રગટપણે કાંઈ કહેવાની હિંમત તેમનામાંથી કોઈની પણ ચાલી નહિ.

સુરીએ બેત્રણ જાતની વનસ્પતિનાં પાન, ફૂલ તથા કંદનું વર્ણન કરી અર્ધ યાવની ભાષામાં તે વનસ્પતિનાં નામ પણ સમજાવ્યાં, ને તે લાવી આપવા કહ્યું. જોતજોતામાં સેવકો દોડ્યા ને વનસ્પતિ હાજર થઈ ગઈ. સૂરીએ મંત્ર ભણી તે વનસ્પતિ કૂટીને પાણી કાઢ્યું અને તે પાણી સ્વહસ્તે કુમારના મુખમાં ધીમે ધીમે ચમચી વડે રેડવા માંડ્યું.

રાજારાણી ને સરદારો શ્રદ્ધાથી તથા હકીમો ઉપહાસથી આ ક્રિયા જોઈ રહ્યાં. તૈયાર થયેલો વનસ્પતિનો રસ ખલાસ થવા આવ્યો, ત્યારે એક ઘડી બાદ શબવત્ બનેલો રાજકુમાર અસ્ફુટ સ્વરે બોલ્યો: "પાણી."

પાણી આપવા આગળ વધતા સેવકને ઇશારતથી જ રોકીને સૂરીએ વધેલો રસ કુમારના મુખમાં ધીમેથી રેડ્યો. કુમારની ફાટેલી આંખ થોડી વારે સ્થિર થઈ ઊઘડી અને તેણે બેઠા થવા ઇચ્છા બતાવી. તકિયે અઢેલીને તેને બેસાડવામાં આવ્યો.

છેલ્લી ઘડીઓ ગણતા રાજકુમારને આટલે દરજ્જે સ્ફૂર્તિમાં આવેલો જોઈ રાજારાણી ને સરદારો હર્ષઘેલાં બની ગયાં. એ પાષાણ-વત્ બનેલા હકીમો અંતરમાં બળતા હતા, છતાં તેમને પણ સૂરીની પ્રશંસા તો કરવી પડી.

સૂરીએ ફરી તેની તે જ દવા મંગાવી, જ્યારે જ્યારે કુમાર પાણી માગે ત્યારે ત્યારે તેનો રસ આપવાની તજવીજ ચાલુ રાખી, ને તેની જડીબુટ્ટીની જેમ અસર પણ થવા લાગી. કુમાર આ પરદેશીના ઇલમથી બચી જશે એમ સૌને ખાતરી થઈ.

બીજે દિવસે તો કાલિકસૂરી કેદી મટી ગયો અને તે રુગ્ણ રાજકુમારનો જાની દોસ્ત બની ગયો. રાજા તથા રાણી તેનો ઘણો જ સત્કાર કરવા લાગ્યાં, તથા પ્રજાજનો તેને મનથી દેવતાતુલ્ય ગણવા લાગ્યાં.

"સાધુમહારાજ! તમે આ પ્રદેશમાં શા માટે આવી ચઢ્યા હતા? સૂરીના પૂર્વજીવનથી થોડાઘણા પરિચિત થયેલા મહારાજા સાધનસિંહે કેટલાક દિવસે પૃચ્છા કરી.

"દેશાટન માટે જ," પાછલા અનુભવથી ઘડાઈ ગયેલા સૂરીએ આ વખતે ઝટ દઈ પોતાની વાતનો ભેદ ખોલ્યો નહિ.

"હવે તો તમે અહીં જ રહી જાઓ."

"મને મારા દેશ વગર ન ફાવે, મહારાજ. પણ જો આપ રજા આપો તો કુમારને હું ત્યાં લઈ જાઉં ખરો."

મહારાજ હસ્યા: "તમે સાધુ તે સાધુ જ રહ્યા. રાજકુમારો તે વળી રાજ જીતવાં મૂકીને સાધુની પેઠે ભમવા નીકળતા હશે?"

"હું રાજ્ય જીતવા લઈ જાઉં તો મોકલો કે નહિ?" હસીને સૂરીએ પૂછ્યું.

"તો તો ના પાડું જ શાનો? ને ના પાડું તોયે કુમાર આવ્યા વગર પણ રહે નહિ," અર્ધ વિનોદમાં મહારાજ બોલ્યા.

"સાચું કહો છો મહારાજ? મને વચન આપો ત્યારે."

"જાઓ વચન છે. પણ એક શરત, કે રાજ ન અપાવો તો અમે ફરી તમને કેદમાં પૂરી દઈએ."

"કબૂલ છે, જોજો ફરી ન જતા," સૂરીએ આનંદથી કહ્યું.

## [ ૭ ] અવંતી પર આફત

રાજકુમાર વિક્રમ અને સાધુ કાલિકસૂરી બંનેએ ઉજ્જૈનીનો ત્યાગ કર્યો તે પછી થોડા દિવસો તો લોકોમાં જાતજાતની અફવાઓ ચાલી, કાચાપોચા તો ઉજ્જૈની છોડીને દેશાવર પણ જતા રહ્યા. પરંતુ દિવસો વીત્યા તેની સાથે લોકો એ જૂની વાતો ભૂલવા લાગ્યા.

સરસ્વતી હજી પણ ગંધર્વસેનના અંતઃપુરમાં જ હતી. રાજા ગંધર્વસેન નિરાંત જીવે વિલાસમાં મશગૂલ બની રાજતંત્ર ચલાવતો હતો. કુમાર વિક્રમના દેશત્યાગની વાતની પણ તેણે બહુ પરવા ન કરી. મહારાણીએ તે બાબત ઠપકો આપ્યો, ત્યારે એટલું જ કહ્યું "મેં કાંઈ એને ઓછો જ દેશવટો દીધો છે ? એની મરજીથી ગયો છે, તે ફાવશે ત્યારે પાછો આવશે."

કુમાર વિક્રમાદિત્ય અવંતીથી નીકળી ધાર તથા વિદિશા ગયો. ત્યાંથી થોડો વખત સૌરાષ્ટ્રમાં ગુપ્ત વેષે પરિભ્રમણ કરી દેશદેશના

રાજકારણની તથા ભૌગોલિક અને સામાજિક માહિતી મેળવતો તે વરંગુળ પ્રદેશમાં આવી પહોંચ્યો.

વરંગુળમાં સાતવાહન કુળનો અરિષ્ટકર્ણ રાજા રાજ્ય કરતો હતો. સાતવાહન વંશની રાજધાની પ્રથમ તો પ્રતિષ્ઠાનપુર ( પૈઠણ )માં હતી, પણ પરદેશીઓના રંજાડથી તે પ્રતિષ્ઠાનપુર છોડી વરંગુળમાં આવી રહ્યા હતા. આ આંધ્રવંશી રાજા અરિષ્ટકર્ણ થોડાં વર્ષ પૂર્વે અવંતીમાં વિક્રમાદિત્યના સહાધ્યાયી તરીકે ઋષિવર ગર્ગાચાર્યના આશ્રમમાં ભણતો હતો. આથી બંનેને સારી મૈત્રી હતી. અરિષ્ટકર્ણે વિક્રમનો ઘણો જ સત્કાર કર્યો અને આગ્રહપૂર્વક લાંબો સમય ત્યાં રહેવા જણાવ્યું.

*હિંદી શકોથી ત્રાસેલા આન્ધ્ર રાજવીએ વિક્રમ સાથે ભારત-ભૂમિને નશકી બનાવવાના અનેક માર્ગોની વિચારણા કરવા માંડી. બંને જુવાન રાજવંશીઓને આવી યોજનાઓની ઘડભાંગ કરવામાં બહુ જ મજા પડતી. એવી મનગમતી ચર્ચાઓમાં અને ગોદાવરી-તીરે યથેચ્છ પરિભ્રમણ કરવામાં વિક્રમના દિવસો જવા લાગ્યા.

વરંગુળનાં ગાઢ જંગલોમાં ભમતો વિક્રમાદિત્ય એક દિવસ એક નાનકડા ઝરણને કાંઠે એક શિલા પર બેઠો હતો. સમુદ્રનો મહાપંથ શોધતું એ ઝરણ સર્પાકારે વહી રહ્યું હતું અને આઘેની ઝાડીમાં અદૃશ્ય થતું હતું. પરમાત્મા પ્રત્યે વહી રહેલા દેહીનો માર્ગ માયાનાં ગાઢ જંગલોમાં અટવાઈ જાય છે, તેમ ઝરણનો માર્ગ ઝાડીમાં અટવાઈ

* હિંદી શક એટલે Indo-Scythians; સૌરાષ્ટ્રપતિ ઋષભદત્ત જેવા શકરાજાઓ હિંદમાં રાજ જમાવી જૂના થયા હતા તે ઇતિહાસમાં આ નામથી ખ્યાત છે. જ્યારે નવીન ચઢી આવનાર શકલોકો Scythians કે True Scythians કહેવાયા છે.

જતો હશે, એમ વિક્રમને લાગ્યું. પણ આ કલ્પનાની સાથે જ તેને પોતાનો લઘુબંધુ * શુકાદિત્ય યાદ આવ્યો.

"શુકાદિત્ય હોય તો આવું દશ્ય જોઇને એકાદ નાનકડું કલ્પના-માધુરીથી ભર્યું કાવ્ય રચી નાંખે," વિક્રમ સ્વગત બોલ્યો.

શુકાદિત્યની કાવ્યપ્રવૃત્તિમાં વિક્રમને રસ પડતો, ને તે પોતાના લઘુબંધુને તે પ્રવૃત્તિમાં ઉત્તેજિત પણ કરતો. વિક્રમ પોતે પણ ઘણી વાર કવિ બનવાના અભિલાષમાં પડતો, પણ તેનો ચંચળ, સાહસપ્રિય અને યુદ્ધપ્રિય સ્વભાવ તેને તે વિષયમાં ઊંડે ઊતરવા જ દેતો નહિ. પોતે આ પ્રાકૃતિક દશ્ય પરથી શુકાદિત્યના જેવું એકાદ સરસ મુક્તક બનાવે એવી તેને ઇચ્છા થઈ આવી. ઉરમાં રમતી સરસ્વતીને તેણે કાવ્યાકારે બહાર પાડવા પ્રેરણા કરવા માંડી.

પણ તેના ચિંતનમાં ભંગ પાડતો અવાજ પાછળની ઝાડીમાં થયો, ને તેણે ચમકીને પાછળ જોયું.

"મહારાજ, શું કરો છો આમ શૂન્ય મને બેસી રહીને?" ઝાડીમાંથી આવનાર વ્યક્તિએ નમન કરી પૂછ્યું.

"ચષ્ટણ! હું શુકાદિત્યના જેવું એક મુક્તક બનાવવાના મંથનમાં પડ્યો હતો," ઝાડીમાંથી આવનાર ચષ્ટણ વિક્રમનો સાથીદાર હતો.

"મહારાજે પોતે મુક્ત રહેવું હોય ને દેશને મુક્ત રાખવો હોય તો હવે એવાં મુક્તકોને હાલ હૃદયમાં જ પૂરી રાખવાં પડશે," ચષ્ટણે કહ્યું.

"કેમ, ગંધર્વસેન મહારાજાએ વળી કાંઈ બીજી નવાજૂની કરવા માંડી છે?" વિક્રમે ચષ્ટણનો વ્યંગ ન સમજાતાં પૂછ્યું.

---

* શુકાદિત્ય ભર્તૃહરિનું બીજું નામ હોવાનું જણાઈ આવ્યું છે. તે ગંધર્વસેન રાજાનો કનિષ્ટ પુત્ર ગણાય છે. (પ્રાચીન ભારતવર્ષ)

"જે નવાજૂની કરી હતી અને જે ઝાડ સરસ્વતીના અપહરણના પ્રસંગે મહારાજાએ વાવ્યું હતું તેને હવે ફળ આવવાની તૈયારી છે."

"તું આમ રહસ્યભર્યું બોલે છે તે નથી સમજાતું. જે હોય તે સ્પષ્ટ કહે," વિક્રમની અધીરાઈ વધી.

"આપણા સૌરાષ્ટ્રના ગુપ્ત દૂતો આજે આવી ગયા તે ચમકાવનારા સમાચાર લાવ્યા છે."

"ઋષભદત્ત અવંતી પર ચઢવા તૈયારી કરતો હશે," વિક્રમે વચ્ચે જ અટકળ કરી.

"ના, તેમ નથી, અને છે પણ ખરું."

"એટલે તારે શું કહેવું છે? ઝટ કહી નાંખને," વિક્રમે રોષ બતાવ્યો.

"મહારાજ! આપ સાંભળી લો. કાલિકસૂરી યવનદેશમાં જઈ ત્યાંના યવનસરદારને અવંતી જીતવા તેડી લાવ્યા છે. ઇરાની અખાતમાં થઈને સિંધુતટે ઊતરી યવનસેના સૌરાષ્ટ્રમાં ઊતરી છે. પણ ચોમાસુ બેસી જવાથી વેશપલટો કરી યવનો સૌરાષ્ટ્રમાં છૂટાછવાયા મુકામ નાંખી પડ્યા છે. હવે ચોમાસુ પૂરું થયું છે, એટલે ઋષભદત્તની આડકતરી સહાય વડે તેઓ અવંતી પર ચઢી જવાની તૈયારીમાં છે."

"આટલી બધી તૈયારીની અવંતીમાં કોઈને ખબર જ નહિ હોય?" વિક્રમે આશ્ચર્ય બતાવ્યું.

"શી ખબર? ન પણ હોય! અવંતીના મહારાજાની પેઠે તેમના ગુપ્તચરો પણ ઊંઘતા હોય," ચષ્ટણે ટકોર કરી.

"એવું તો ન બને," વિક્રમ વિચારવિવશ દશામાં જ બોલ્યો.

"પણ જે બન્યું છે તે જ મેં આપને કહ્યું છે. કલ્પના કરવાનું કામ તો આપના જેવા ઊગતા કવિરાજને ભાગે જ રાખ્યું છે." ચષ્ટણે સ્મિત કર્યું.

"ચષ્ટણ !" થોડી વારે વિક્રમે કહ્યું : "હવે વિનોદ છોડી દે, આજે જ મધરાત પછી આપણે અવંતી જવા નીકળી જવાનું છે. તૈયારી કરી રાખજે."

તે રાત્રે વિક્રમ, ચષ્ટણ અને તેના થોડાક ગુપ્તચરો અવંતી તરફ પ્રયાણ કરી ગયા. અરિષ્ટકર્ણે પણ આ વાત જાણી અને તેણે યવનોને બરોબર હાથ બતાવવા વિક્રમને પોરસ ચઢાવ્યો.

અવંતીમાં ઘણી મોડી આ ખબર આવી તો હતી જ. પણ મહારાજા ગંધર્વસેન ઋષભદત્તથી તો જરાય ડરતા ન હતા. અને પરદેશીઓને પોતાની ગર્દભીવિદ્યા વડે ઘડીના છઠ્ઠા ભાગમાં મહાત કરવાની તેમની હામ હતી. એટલે તેમણે અગમચેતીનાં કાંઈ જ પગલાં લીધાં નહિ. આ બાજુ યવન—શકસૈન્ય ગુપ્ત રીતે બનતી ઝડપથી અવંતી પર ચઢી ગયું. ઋષભદત્ત પોતે કાંઈ જ જાણતો ન હોય તેમ બહારથી તો તટસ્થ જ રહ્યો. પણ શકસેનાપતિને તેણે ઘણી કિંમતી સહાય તથા સલાહ આપી હતી જે ઓછી મૂલ્યવાન ન હતી.

જોતજોતામાં અવંતી ઘેરાઈ ગયું. કિલ્લાના મજબૂત દરવાજા બંધ થયા અને ગભરાયેલા નગરજનો હવે આ ચઢી આવેલું પાપ અવંતીનો નાશ કરશે એમ માનવા લાગ્યા. ઘણાક કાલિકસૂરિને ફિટકાર આપવા લાગ્યા અને ઘણાક રાજાને ગાળો દેવા લાગ્યા. કોઈ કોઈ લોકો પરાક્રમી રાજકુમાર વિક્રમને સંભારવા લાગ્યા. અવંતીના નગરજનોની નગર છોડી ભાગી જવાની ઇચ્છા હતી, પણ ઓચિંતા ઘેરાયાથી હવે નાસવાનો પણ માર્ગ રહ્યો ન હતો, એટલે અંતરમાં શમશમી ઊઠેલા લોકો ભયથી ચૂપ જ રહ્યા.

વિક્રમ વરંગુળથી ઉજ્જૈની જઈ પહોંચે તે પહેલાં તો ઉજ્જૈની નગર પરદેશી લશ્કરથી ઘેરાઈ ગયું હતું. આજુબાજુનાં ગામો લૂંટતી, બાળતી અને પ્રજાને રંજાડતી શકસેના ત્રાસ વર્તાવી રહી હતી. ગંધર્વસેનના સૈનિકોએ કોટ પરથી મારો ચલાવ્યો, પણ શકસેના દૂર રહીને તીરકામઠાં એવી કુશળતાથી વાપરવા લાગી કે અવંતીના સૈનિકો કોટનું રક્ષણ હોવા છતાં ઘાયલ થઈને પડવા લાગ્યા.

ચષ્ટણ અને વિક્રમ ઉજ્જૈની ઘેરાયેલી હોવા છતાં વેશપલટો કરીને ગુપ્ત માર્ગે નગરમાં આવી પહોંચ્યા. વિક્રમને આવેલો જોઈ લોકો તથા સૈનિકોમાં ઉત્સાહ પ્રગટ્યો. જોકે ગંધર્વસેને તો વિક્રમના આગમનથી ખાસ આનંદ પ્રદર્શિત ન કર્યો, પણ વિક્રમ તેની પરવા રાખ્યા વગર પરિસ્થિતિનો અભ્યાસ કરવા લાગ્યો.

બધી માહિતી મેળવ્યા પછી વિક્રમે પ્રસ્તાવ મૂક્યો: "શકસેના સંખ્યામાં મોટી છે, અને તીરકામઠાં વાપરવામાં અજબ કુશળતાવાળી છે. વળી નગરની આજુબાજુની ટેકરીઓ તેમને રક્ષણ આપે છે, તથા અવંતીનાં લૂંટાતાં ગામડાં તેને ખોરાકપાણી આપે છે. આ સ્થિતિમાં ઘેરો લંબાય તેમાં આપણને જ નુકસાન છે. માટે ગુપ્ત માર્ગો દ્વારા થોડુંક સૈન્ય રાતની વખતે બહાર મોકલી દેવું ને તેના બે ભાગ પાડી શકસેના પર પાછળથી અણધાર્યો હુમલો કરવો તથા અંદરથી પણ મારો ચલાવવો."

"પણ મને એમની એટલી બધી બીક નથી, વિક્રમ! હું એક જ દિવસમાં એમને નસાડીશ. મારી ગર્દભી વિદ્યા હજી જીવતી છે." રાજા ગંધર્વસેને ગર્વથી કહ્યું.

સેનાપતિ તથા બીજા સરદારોને વિક્રમની યોજના ગમી, પણ રાજાએ કોઈનું માન્યું નહિ. વિક્રમે આજીજી કરી પોતાને થોડાક

વીણી કાઢેલા સૈનિકો સાથે ગુપ્ત માર્ગે બહાર જવા દેવા રજા માગી, પણ રાજાએ તે વાતની સાફ ના પાડી દીધી.

“ હું એવા પીઠના ઘા વડે ક્ષત્રિયવટ લજવવા નથી માગતો.” રાજાએ દલીલ કરી.

“ એ તો લડાઈ નો વ્યૂહ ગણાય. એમાં ખોટું શું છે ? ” સેનાપતિએ સમજાવ્યું.

“ ના, મારી સામે કોઈ દલીલ ન કરો. કાલે હું પોતે યુદ્ધે ચઢીશ. ” રાજાએ હઠથી બધાને બોલતા બંધ કર્યા.

“ ભલે, આપની મરજી. ” વિક્રમનો રોષથી ઘૂંટાયેલો સ્વર નીકળ્યો ને સૌ નિરાશ થયા.

## [૮] ગર્દભીવિદ્યાનો પ્રયોગ

બીજે દિવસે ગંધર્વસેનની સેનાએ રાજાની આગેવાની નીચે યુદ્ધની તૈયારી કરી. કોટ પરથી જ યુદ્ધની શરૂઆત કરવી અને રાજાએ ગર્દભીવિદ્યાનો પ્રયોગ કરવો, એ પ્રયોગથી યોદ્ધાઓ બેભાન થાય એટલે દરવાજો ખોલી સેનાના એક મોટા વિભાગે બહાર નીકળી ઓચિંતો હલ્લો કરી શકસેનાનો નાશ કરી નાંખવો; આ પ્રમાણે યોજના નક્કી કરવામાં આવી. મહારાજાએ પોતે જ આ યોજના ઘડી હતી અને સેનાપતિએ તેનો ગુપચુપ અમલ કરવાનો હતો.

વદ એકાદશીનો ચંદ્ર ક્ષીણ તેજ વડે ઉજ્જૈનીનો કોટ તથા તેને લગતાં ગાઢ જંગલનો આછો ભેદ બતાવી રહ્યો હતો. વચ્ચે વચ્ચે આભમાં તરતી નાવડીઓ જેવાં નાનકડાં વાદળો આવી ક્ષીણ ચંદ્રને આવરી લેતાં, તે વખતે નગર, કિલ્લો અને જંગલ બધું તિમિરથી એક બની જતું. આ સમયે શકસરદાર અમ્લાટ અને કાલિકસૂરિ એક

ટેકરી પર બેસી ઉજ્જૈનીના કોટ તરફ નજર માંડી આવતી કાલના યુદ્ધનો વ્યૂહ રચવાની પેરવીમાં પડ્યા હતા.

"ત્રંબાવટિયા દરવાજે હલ્લો કરવામાં આપણે વધું બળ દાખવવું જોઈએ. એ દરવાજો ઊંચાણ ટેકરીવાળા ભાગ પાસે છે જેથી ત્યાં મોરચો પણ ઠીક ગોઠવાશે." કાલિકસૂરીએ કહ્યું.

"ઋષભદત્ત મહારાજના આપેલા હાથીઓ કાલે ઠીક ખપ લાગશે. કાલે એ દરવાજો ઉથલાવી નાંખીએ." અમ્લાટે ઉત્સાહથી કહ્યું.

"હા, પણ અત્યારે એ જગાનું બારીક નિરીક્ષણ કરી લઈએ. દિવસે એ નથી બનતું." કાલિકસૂરીએ સૂચન કર્યું.

બે કાળા ઓળા ઉજ્જૈની તરફ ધસી રહ્યા હોય એવા સૂરી અને શકસરદાર અંધકારમાં ધીરેથી ત્રંબાવટિયા દરવાજા તરફ આગળ વધતા હતા. ગંધર્વસેનના કોઈ ગુપ્તચરના તેઓ શિકાર ન બને તેની ચીવટ તેમની ચાલ તથા નિરીક્ષણમાં હતી.

એક સ્થાને ઊભા રહી અમ્લાટે કહ્યું: "આ સ્થાન મહત્ત્વનું છે. અહીંથી થોડા પ્રયાસે અનેક શકવીરોને જોતજોતામાં કિલ્લામાં ઉતારી શકાશે."

"હા, અને તે વખતે દુશ્મનોનું લક્ષ અને બળ દરવાજા પર કેન્દ્રિત કરવા આ સામે રહ્યો તે દરવાજો તોડવા હાથીઓને છોડી મૂકવા."

"બરાબર, બેમાંથી જે માર્ગ વહેલો વિજય અપાવે તે આપણો. સૂરીશ્વર! તમે સાધુ છો છતાં લડાયક બુદ્ધિમાં એક્કા છો."

"એ બધું જુવાનીમાં મેં અવલોક્યું છે. ચાણક્યનીતિ ભણવામાં મને વિદ્યાર્થી અવસ્થામાં ખૂબ રસ પડતો." આત્મશ્લાઘાના ભાવથી સૂરીશ્વર બોલ્યા.

થોડી વારે તેઓ ચુપચુપ પાછા ફરતા હતા, તેવામાં જરા આઘે કોટ નજીક કંઈક અવાજ થયો. તે સાંભળી બંને જણ દબાતે પગલે પાસેના એક મોટા ઝાડના થડ પાછળ જઈ સંતાઈને ઊભા. બંનેની આંખ અવાજની દિશામાં મંડાઈ રહી હતી. ચંદ્ર પર છવાયેલું વાદળ આત્મા પર છાયેલી માયા એકાએક હઠે તેમ હઠી ગયું. ક્ષીણ ચંદ્ર મ્લાન હાસ્યથી આનંદ પ્રદર્શિત કરી રહ્યો. તે આછા પ્રકાશમાં સૂરી અને અમ્લાટે એક પુરુષને કોટને લાગીને જ આવેલી ટેકરી પર ઊભેલો જોયો. કોટને અઢેલીને ઊભો રહીને તે માણસ એક સ્ત્રીને પોતાના ખભે ટેકવીને કોટ પરથી ઉતારતો હતો. પ્રથમ અવાજ થયો હતો તે પેલા પુરુષના કોટ પરથી કૂદવાથી થયો હતો.

સ્ત્રીને નીચે ઉતારી કેડ બાંધી પુરુષ આગળ થયો. સ્ત્રી ધીમે ધીમે તેની પાછળ ટેકરી ઊતરવા લાગી. કોટથી તેઓ થોડે આઘે ગયાં એટલે અમ્લાટે તેમનો પીછો પકડ્યો. સૂરી પણ તેની સાથે જ મૂગા મૂગા ચાલતા હતા. કોઈ ગુપ્તચરો સ્ત્રી પુરુષના વેશે ઉજ્જૈનીમાંથી બહાર જતા હોવાનો વહેમ શકસરદારને આવ્યો હતો.

કોટથી યોગ્ય અંતરે ગયા પછી અમ્લાટે તેમને પડકાર કર્યો: "કોણ છો તમે? ઊભાં રહો, નહિતર તીરથી વીંધી નાંખું છું."

પેલી સ્ત્રી અને પુરૂષ સ્થિર ઊભાં રહ્યાં. તેમની પાસે જતાં તરવાર ખેંચી અમ્લાટે ફરી પડકાર કર્યો: "કેમ, જીવની પરવા નથી? બોલો કોણ છો ને ક્યાં જાઓ છો?"

અંધારામાં પણ પેલી સ્ત્રી પોતાની સાથેના પુરુષ તરફ અર્થસૂચક દૃષ્ટિથી જોઈ રહી. પુરુષે કહ્યું: "અમે મુસાફર છીએ, પણ તમે કોણ છો?"

"સાચું બોલે છે કે નહિ?" અમ્લાટે પુરુષ તરફ ધસારો કર્યો.

"ભાઈ, એમને સતાવો નહિ, અમે મુસાફર જ છીએ." સ્ત્રીએ કરુણ સ્વરે કહ્યું. એ દીન સ્વર અને ભાવ ઉપરથી સૂરી તથા અમ્લાટ બંને સમજ્યા કે તે સ્ત્રી વેશધારી ન હતી, પણ ખરેખરી સ્ત્રી હતી. વાદળમાં સૂરજ ઢાંક્યો રહે તો પુરુષની વાણી ને ભાવ સ્ત્રીના વેશમાં ઢાંક્યાં રહે. વખતે ઢંકાય તો પણ તેનું અસ્તિત્વ તો જણાઈ જ આવે.

"તમે જે હો તે, અમારી સાથે છાવણીમાં ચાલો. ત્યાં તમારી તપાસ કરી બાદ ઘટતું થશે." સત્તાવાહી સ્વરે અમ્લાટ બોલ્યો.

"પણ અમે કાંઈ ચોર નથી કે તમારા દુશ્મન નથી," પુરુષે વિરોધ દર્શાવ્યો.

"તમે રાત્રે ગુપ્ત રીતે નાસો છો તેમાં શું રહસ્ય છે તે અમારે જાણવું છે."

"જીવ બચાવવા સૌયે નાસે." પુરુષે જવાબ આપ્યો.

"હવે ડહાપણ છોડી ચાલ આગળ થા. પેલા દીવાઓ અને તાપણાં બળે તે રાવટીઓમાં ચાલ—ત્યાં તમારી તપાસ થશે." અમ્લાટે ખુલ્લી તરવાર ધરી માર્ગનું સૂચન કર્યું.

"ભલે, ચાલોને, ત્યાં થઈને જાશું. આપણે ક્યાં કોઈનું બહારવટું છે?" પેલી સ્ત્રીએ પુરુષને મૂંઝાતો જોઈ કહ્યું. અને પુરુષને પણ બીજો માર્ગ ન જણાતાં તે અમ્લાટના કહ્યા પ્રમાણે ચાલવા લાગ્યો.

પેલી સ્ત્રી છાવણીના પ્રકાશમાં સ્પષ્ટ ઓળખાઈ. સ્ત્રીનાં સ્વાભાવિક લક્ષણો ઉપરાંત તે ગર્ભવતી વર્તાતી હતી. બે દાસીઓને તેને સાચવવાની સૂચના કરી પેલા પુરુષને તથા સૂરીને સાથે લઈને અમ્લાટ પોતાના તંબૂમાં ગયો.

"તારે જીવવું હોય તો સાચેસાચી વાત કહી દે. તું કોણ છે ને શા માટે મધરાતે કોટ કૂદીને નાસે છે? આ સ્ત્રી કોણ છે.?"

"મહારાજ! હું કોલ જાતનો છું. મારી સાથે મારી સ્ત્રી છે. તે ગર્ભિણી હોવાથી આ ઘેરાયેલી ઉજ્જૈનીમાંથી તેને બચાવવા સુરક્ષિત સ્થળે મૂકવા લઈ જતો હતો. પણ નસીબ બે ડગલાં આગળનું આગળ જ આવ્યું."

"કેમ?" સૂરીશ્વરે વચ્ચે પૂછ્યું.

"ગંધર્વસેનના ભયમાંથી છુટ્યા ત્યાં આ નવા ભયમાં આવી પડ્યા, ઓલામાંથી જાણે ચુલામાં પડ્યા." કોલના સ્વરમાં ઘેરી ખિન્નતા ભરી હતી. પોતાની ગર્ભવતી સ્ત્રી માટે તેને બહુ જ ચિંતા થતી હતી.

"ગંધર્વસેનનો ભય શો હતો વળી? આવા યુદ્ધના વખતમાંય તે સ્ત્રીઓને ઉપાડી જાય છે કે શું?"

"ના, બાપુ ના, રાજા ગંધર્વસેન મહારાજા કાલે પ્રભાતમાં ઘેરો નાંખી પડેલી ફોજ ઉપર ગર્દભીવિદ્યાનો પ્રયોગ કરવાના છે. તે ગર્દભી સ્વરનો નાદ સ્ત્રીઓના ગર્ભ તોડાવી નાંખે છે, પર્વતોને હલાવી દે છે, સાગરને સ્થંભાવી દે છે. મારી ગર્ભવતી સ્ત્રીને તે નાદથી ગર્ભપાત ન થાય તે અર્થે હું દૂરના ગામડામાં લઈ જતો હતો. અંદરનાં સિપાઈ સપરાંને ફરેબ આપી, કોટની અંદરના ઝાડ પર થઈને જીવના જોખમે અમે કોટ ચઢી ઊતર્યા, પણ ઊતરતાં જ તમારા ડાચામાં આવી પડ્યાં. હવે અમને છોડો, બાપુ!"

"સરદાર! આ વાત બહુ મહત્ત્વની છે." સૂરીએ અમ્લાટનું ધ્યાન ખેંચ્યું ને પેલા કોલને પૂછ્યું: "તો શું આખી ઉજ્જૈનની નારીઓના કાલે ગર્ભપાત થઈ જશે? બીજી ગર્ભવંતી સ્ત્રીઓ કેમ નાસતી નથી?"

"બાપુ! એ તો મજબૂત મનની હશે તે કાનમાં ઠાંસોઠાંસ રૂનાં પૂમડાં નાંખી ઘરમાં બેસી રહેશે. પણ નિર્બળ મનનાં હશે તેમનાથી એ સ્વર નહિ જીરવી શકાય."

"તો રાજાએ કાલે કેવી રીતે એ પ્રયોગ કરવા ધાર્યો છે?" સૂરીએ પૂછ્યું. અમ્લાટ આ નવાઈભરી વાત મૂંગો બની સાંભળી રહ્યો.

"સવારે પહેલા જ મોરચે મહારાજા કોટની રાંગે ધનુષ ધારણ કરીને લડવા આવશે. ને તે વખતે એ વિદ્યાના પ્રયોગથી જ મંગળાચરણ થશે એવી યોજના છે."

"તે એ વિદ્યાથી એવું તે શું થઈ જાય છે?" અમ્લાટે પૂછ્યું.

"બાપુ! એ તો મને ગરીબને આમ અકળાવી ડોળા બતાવો છો. પણ એ સ્વરનો પ્રયોગ થતાં જ એના નાદે આકાશના ટાંકા તૂટવા માંડશે, ધરા ધ્રુજી ઊઠશે ને આપ તથા આપના સેનાનીઓ એ નાદ સાંભળતાં જ આંધીના પવનથી વૃક્ષો ઊખડીને પડે તેમ ભોંયભેગા થઈ જશો." જરા કડવાશથી કોલે કહ્યું.

"એનો કોઈ ઉપાય તું બતાવે તો તને ઇનામ આપીએ." સૂરીએ ધીમેથી કહ્યું.

"ઉપાય બતાવું. ઇનામ ન જોઈએ. મને ને મારી સ્ત્રીને હાલ છોડી દેશો?"

"હા, છોડીશું. ઉપાય બતાવી તેની ખાતરી કરી આપવી પડશે." સૂરીએ અમ્લાટની વતી વચન આપ્યું.

કોલ સાથે વાતચીત પૂરી થયા બાદ તેને કાળજીથી સાચવી રાખવાની આજ્ઞા સાથે બે સૈનિકોને સુપ્રત કરવામાં આવ્યો. પછી સૂરીએ અમ્લાટને સમજ પાડવા માંડી, "સરદાર! આ રાજા ગંધર્વસેને ઋષભદત્ત જેવાને પણ પોતાની ગર્દભી વિદ્યા વડે મહાત કરેલા

છે. તે વિદ્યા એ કાલે અજમાવવાનો છે. માટે આપણે હવે બહુ જ સાવધ બનવું પડશે."

"એવી તે શી વિદ્યા છે ને એથી શું થાય છે કે આમ ડરી જાઓ છો?" અમ્લાટ હસ્યો.

"અદ્‌ભુત વિદ્યા છે. મેં એ વિદ્યા સંબંધી વાતો સાંભળી છે. ઈશ્વરે આ કાલદ્વારા આપણને વખતસર ચેતાવ્યા છે. વળી તેની સલાહ પણ કિંમતી છે. એનું અનુસરણ કરવામાં જ આપણું શ્રેય છે."

"પણ એ અદ્‌ભુત વિદ્યાની રીત અને વર્ણન તો જણાવો."

"સરદાર! એ ગંધર્વસેન રાજા એવી સૂરવિદ્યા શીખ્યો છે કે, તે મોં ફાડી ગર્દભની પેઠે ભૂંકણનો અવાજ કાઢે છે તે વખતે વિશ્વનું વાયુમંડળ જાણે ફાટવા માંડે છે, ત્રિલોકમાંથી જાણે એકસામટા અનંત શંખ વાગતા હોય તેવો ઘોર નાદ ઊઠે છે. વાદળના પર્વતો વીજળીથી ચિરાતા હોય તેમ આકાશ જાણે ચિરાઈને પ્રતિઘોષ પાડે છે. રૌદ્ર–પ્રલયની ઘૂંટેલી ઘેરી સૂરાવલી જાણે ભૈરવ રૂપે ગર્જતી હોય, જાણે ધરા ધ્રૂજતી હોય અને પ્રલયના મહાસૂરનો ભૈરવ ત્રિલોકને ગળી જતો હોય, એમ વિકરાળ સૂર ઊઠે છે. પર્વતોનાં શિખરો એથી ઊથલી પડે છે, દિશાઓના હાથીઓ ડોલવા માંડે છે, ને માનવીમાત્ર એ સૂરના ઝપાટામાં આવતાં જ મૃત્યુને વશ થાય છે કે બેભાન થાય છે."

"તમે પણ બહુ અતિશયોક્તિ કરી એવું તે કહો બનતું હોય?"

"ના, આ ગર્દભીવિદ્યા નજરે અનુભવી તેમાંથી બચી જનાર વીરલા જનોના જાતિઅનુભવની વાત મેં સાંભળેલી તેનું વર્ણન કર્યું છે, તે હસી કાઢવા યોગ્ય નથી."

"ત્યારે ગંધર્વસેનની પોતાની સેના કેમ મૃત્યુ નહિ પામતી હોય?" અમ્લાટે શંકા બતાવી.

તેઓ કાન તથા આંખ પર અમુક આવરણ ઢાંકીને જ આવે પ્રસંગે લડાઈમાં આવે છે. છતાં ઘણાક બેશુદ્ધ તો બને જ છે.” સૂરીએ ખુલાસો કર્યો.

બીજે દિવસે અમ્લાટની સેનાનો મોટો ભાગ ભૂંકણવિદ્યામાંથી બચવા પરોઢમાં જ આઘેના જંગલમાં અદૃશ્ય થઈ ગયો. માત્ર ધનુર્વિદ્યામાં ખાસ પારંગત એવી થોડી ટુકડીઓને કાને પડદા ચઢાવી, કાલની સલાહ પ્રમાણે ઊંચા સ્થાન પરથી છાપો મારવા તૈયાર રાખી. કાલની તથા સૂરીની સૂચના મુજબ કાનમાં રૂના ગાભા ઠાંસી અમ્લાટ એક ઝાડ પર ચઢ્યો. સાથે કાલને પણ ઝાડ ઉપર લેવામાં આવ્યો હતો.

શક ટુકડીઓનું આક્રમણ થતાં જ ઉજ્જૈનીમાંથી યુદ્ધનો ડંકો વાગ્યો. ગંધર્વસેન પોતે કોટની રાંગ પર ચઢી આવ્યો. સાથે કાન બંધ કરેલું ને બહેરું એવું સૈન્ય આવ્યું. તીરની લડાઈ ચાલવા લાગી. શક યોદ્ધાઓ એવી તો કુશળતાથી તીર સાંધતા હતા કે તે નીચાણમાં હોવા છતાં અવંતીના સૈનિકોને ભારે પડી જવા લાગ્યા.

ઝાડ પર બેઠેલા કાલે ગંધર્વસેન કોટની રાંગ પર આવ્યો એટલે અમ્લાટને તેની ઓળખ પાડી. ઝાડ એવે સ્થાને હતું કે દુશ્મનો તેમને દેખી શકે તેમ ન હતું; જ્યારે દુશ્મનોને તે સારી પેઠે જોઈ શકતા હતા. થોડી વારે રોષાકુળ ગંધર્વસેને હાથ ઊંચા કર્યા અને મોં ફાડ્યું. ફરી ફરીને મોં વિચિત્ર રીતે ફાડી તેણે ગાલ ફુલાવ્યા. આ વખતે કાલે અમ્લાટને કહ્યું: “હવે, જો ફાવે તો ઝપાઝપ પાંચ બાણ મારી તેનું મોં ને ગાલ સીવી લો. તે હવે ભૂંકણ માંડવાની તૈયારીમાં છે, ઝટ કરો.”

કાલ પૂરું બોલી રહે તે પહેલાં ધનુર્ધર અમ્લાટનાં પાંચે બાણ ગંધર્વસેનના મોંને વીંધી રહ્યાં. અમ્લાટે એક બાણનાં જાણે પાંચ બાણ બનાવી દીધાં હોય એવી ચતુરાઈ કાલને અમ્લાટના શરસંધાનમાં

સમજાઈ. તે પછી એક વધુ તીર છોડીને અમ્ભ્રાટે ગંધર્વસેનને ભોંય ઢોળી પાડયો.

ગંધર્વસેનની સેનામાં હાહાકાર થઈ રહ્યો. રાજા પડયો જાણી નાસાનાસ થવા લાગી. બીજી બાજુએ હાથીઓએ ત્રબાવટિયા દરવાજો તોડયો ને શક સેના અવંતીમાં પેઠી. જંગલમાં છુપાયેલી શકસેના પણ સંકેત મળતાં ચઢી આવી. અર્ધો પ્રહર સુધી ઉજ્જૈનીમાં મારા મારી ને કાપાકાપી તથા લૂંટફાટ ચાલી. મધ્યાન્હે શકસરદારે રાજગઢ કબજે કરી પોતાનો વાવટો ફરકાવ્યો.

પિતાની મૂર્ખાઈ પર શાપ વરસાવતો વિક્રમ પ્રથમ તો વીરતાપૂર્વક લડયો, પણ પછી પરાજય પ્રત્યક્ષ થતાં સમયસૂચકતા વાપરી ઘાયલ પિતા વગેરેને સાથે લેઈ ગુપ્ત માર્ગે ઉજ્જૈની છોડી ગયો.

## [ ૯ ] ભાઈ અને બહેન

શકસરદારના વિજયને પોતાનો વિજય માનતો કાલિકસૂરી પ્રસન્ન મુખે રાજગઢમાં પેઠો. સૌથી પ્રથમ પોતાની વહાલી બહેન સરસ્વતીને ભેટવા તે અધીરો બન્યો હતો. તેને માટે તો તેણે આટલી મહાન જહેમત ઉઠાવી હતી, અજેય ગણાતા રાજા ગંધર્વસેનને પરાસ્ત કર્યો હતો. શકસેના અવંતી લૂંટતી હતી, નિર્દોષ લોકોની કતલ ચલાવતી હતી, અને આગ લગાડતી હતી, તે વખતે કાલિકસૂરી પ્રસન્નતા અનુભવી રહ્યો હતો. એક શકસૈનિકને સાથે રાખી ગંધર્વસેનની એક ઘરડી દાસીને પૂછીને તેણે સરસ્વતીનું રહેઠાણ શોધી કાઢ્યું.

સરસ્વતી મ્લાન મુખે બેઠી હતી. તેની પૂર્વેની સૌંદર્યશ્રી કરમાઈ ગઈ હતી, ખાલી થઈ ગયેલા અમૃતપાત્ર સરખી તેની કાયા હવે તેને પોતાને પણ અળખામણી થઈ પડી હતી. તેના દેહમાં પ્રાણ વસતો હતો, છતાં નિર્જન ખંડેર જેવો તેનો દેહ કંકાલ લાગતો હતો...

તેના ઓરડાનું બારણું બહારથી ખખડતાં તેણે ક્ષીણ અવાજે પૂછ્યું: "કોણ છે વળી?"

"જલદી ઉઘાડ બહેન સરસ્વતી, હું કાલિકસૂરી આવ્યો છું." ઉત્સાહપૂર્વક કાલિકસૂરી બોલ્યો. કાંઈ જ નવું ન બન્યું હોય તેવી રીતે ધીમે ડગલે તે ઊઠી અને અંદરથી ભીડેલું બારણું ખોલી નાંખ્યું.

"બહેન સારી તો છે ને?" વિજયપ્રસન્ન છતાં ભાવપૂર્ણ સ્વરે કાલિકસૂરીએ પૂછ્યું.

"હા, તમે આવ્યા?" મ્લાન મુખે સરસ્વતી બોલી.

"બહેન સરસ્વતી! તું જાણી ચૂકી હશે કે દુષ્ટ રાજા ગંધર્વસેનને અમે હરાવ્યો છે ને અવંતી કબજે કર્યું છે. તું હવે મુક્ત બની છે." સૂરી પ્રસન્નતાથી બોલ્યો, પણ તેથી સરસ્વતીએ જરાયે પ્રસન્નતા ન દાખવી.

બહેન પોતાને કેટલાય ઉમળકાથી ભેટશે અને તેણે મેળવેલા વિજય બદલ તેને ગળે વળગી પડીને આનંદ પ્રદર્શિત કરશે, એમ કાલિકસૂરીએ માન્યું હતું. પણ મૂંગે મોઢે મ્લાન બની ઊભેલી સરસ્વતીના આચરણે સૂરીના ઉત્સાહ પર ઠંડું પાણી રેડ્યું.

"સરુ, તું કેમ આમ શૂનમૂન બની ગઈ છે? મેં તને છોડાવવા કેવાં કેવાં જોખમ ખેડ્યાં છે તે તો જરા પૂછી જો!" સૂરી ફરી બોલ્યો.

"મને એ બધું જાણવાની કે પૂછવાની જરૂર જ નથી રહી." સરસ્વતી નત મુખે બોલી ઊઠી.

સૂરીને માથે જાણે ગેબી વજ્ર તૂટી પડ્યું. સરસ્વતી આવો જવાબ આપશે તેની તેને કલ્પના સરખી પણ ન હતી. સરસ્વતીનું એક જ વાક્ય સૂરીના હૃદયમાં તીરની પેઠે આરપાર નીકળી ગયું.

આસ્તેથી છોડેલું કુશળ હાથનું તીર જેમ દારુણ બની જાય છે, તેમ સરસ્વતીના ધીમેથી ઉચ્ચારેલા શબ્દો સૂરીને ભારે પડી ગયા. ધરતી જાણે ચક્કરચક્કર ફરતી હોય એમ સૂરીને ભાસ્યું. પોતાના શરીરને સમાલી તે જેમતેમ કરી પાસે પડેલા એક આસન પર બેસી ગયો.

"સરસ્વતી! તું આવી નિષ્ઠુર ક્યાંથી બની ગઈ? ગંધર્વસેનના અંતઃપુરમાં રહીને તું પણ તેના સંપર્કથી પથ્થર બની ગઈ છે ખરું?" લમણે હાથ દઈને સૂરી બોલ્યા.

"બંધુ! પ્રિયબંધુ! પ્રથમથી તમને એ કલ્પના કેમ ન આવી? જો પ્રથમથી એ ખ્યાલ હોત તો હું અભાગણીને તમે આમ ઉપાલંભ ન આપત, મારા પર માઠું ન લગાડત." સરસ્વતીએ ગદ્‌ગદ કંઠે કહ્યું.

"બહેન, તારી ઉપરના જે સ્નેહે મને આટલાં સાહસો ખેડવા પ્રેર્યો જે સ્નેહે અવંતીને પરચક્રનો ભોગ બનાવરાવી, તે સ્નેહનો તું સ્વીકાર નહિ જ કરે? મને તારું માનસ નથી સમજાતું."

"ભાઈ! હું તમારી પૂર્વની સ્નેહાળ બહેન સરસ્વતી છું. તમારો સ્નેહ મારે માટે ગર્વની વસ્તુ બને છે. પણ તમે પ્રથમ કહ્યું તેમ હું પથ્થર બની ગઈ છું. મને છોડાવવાની જ શી જરૂર હતી? અહીં જ મને મરવા દીધી હોત તો સારું."

"કેમ આટલી બધી નિરાશાવાદી બની ગઈ છે? આપણાં જીવનને સંસારની વિદગ્ધતામાંથી બચાવી લોકોના પરિતાપને નિવારવાના તથા તીર્થંકરોની અમૃતવાણીનું લોકોમાં સિંચન કરી આદર્શ સાધુ-જીવન જીવવાના તારા અભિલાષો ક્યાં ગયા? શું એ બધું વિસરી જ ગઈ?"

"ભાઈ! ભાઈ!" બહેનનો સ્વર વધુ ભીનો થયો. "એ બધું યાદ ન આપશો. હું હવે સાધ્વીજીવનને માટે લાયક નથી રહી.

હું અભાગણી માટે તમે પણ સાધુત્વનો ત્યાગ કરી વૈરતૃપ્તિના મંત્રનું આરાધન કર્યું, તે વાત મારું હૃદય વિદારી રહી છે. મારો દેહ ભ્રષ્ટ થયો છે. મારું જીવનવહેણ રણમાં વહેતી નિરુદ્દેશ નદી જેવું બન્યું છે, તે જલદી જલદી લુપ્ત થઈ જાઓ! મને કોઈ સાધ્વી ન કહો. હું પાપણી છું, હું દેશદ્રોહી છું, મારે ખાતર જ દેશ પર આપત્તિ આવી. મારે જ ખાતર અહિંસાધર્મને વરેલા વહાલા બાંધવે હિંસાનું શરણ લીધું. એ બધાં પાપ મને ઊંડે ઊંડે જળાવી રહ્યાં છે."

"બહેની, એ પાપ તારાં શાનાં? એ તો ગંધર્વસેનના પાપનું પરિણામ છે. તારો દેહ ભ્રષ્ટ થયો તેથી શું થયું? એ ભ્રષ્ટતા તારા આત્માને ઓછો ભ્રષ્ટ કરી શકવાની છે? ગરુડની પેઠે ઊર્ધ્વ દૃષ્ટિ રાખી આ પાપમય જીવનમાંથી ઊંચે ચઢવા હવે તૈયાર થા. સરસ્વતી! સાધ્વી! તારો ધર્મઘોષ પ્રજામાં ફરી ગાજતો કરી દે, તીર્થંકરોની પુનિત વાણી ફરી લોકોમાં પ્રસારવા આપણે સાથે દેશાટને નીકળીએ." સૂરીએ બહેનને ઉત્સાહિત કરવા માંડી. બહેનની હૃદયવ્યથા જાણ્યા પછી સૂરીનું હૃદય આર્દ્ર બન્યું હતું. પોતાને બહેને ઉમળકાથી કેમ ન બોલાવ્યો તે હવે તેને સમજાયું હતું. બહેન પરનો તેનો પ્રારંભનો રોષ અદૃશ્ય થઈ ગયો ને તેની સાથે અંતરમાં પ્રેમની પવિત્ર ઝરણી પ્રગટી રહી.

"દેહમાં સદા વાસ કરતું મન દેહના સદૈવના સંપર્કથી કંઈક તો મ્લાન બને જ છે. હવે ઊંચે ચઢવાની મારામાં હામ નથી. આ ગંધર્વસેનના નરકાગારમાં રિબાતાં રિબાતાં એ આશા મેં છોડી છે. મુક્તિની આશા પણ મેં રાખી ન હતી. હું હવે સરસ્વતી સાધ્વી નથી. હું સરસ્વતીની છાયા માત્ર છું."

"એ છાયામાં હું પ્રાણ પૂરીશ, એ છાયાને તીર્થંકરોની અમૃત વાણી સજીવ કરશે. બહેન! તને ફરી પાંખ આવશે." ઊભા થઈ

બહેનનો વાંસો પંપાળતા સૂરીશ્વર ભાવથી છલકાતા સ્વરે બોલ્યા. સરસ્વતીની આંખમાંથી શ્રાવણની જળધારા વહી રહી હતી.

શકસૈનિક ને પેલી વૃદ્ધ દાસી અવાક બની ઊભાં હતાં. થોડી વારે સરસ્વતી બોલીઃ "ભાઈ, અંદર આવી બેસો. તમારી યાતનાઓ મને જણાવો. આ દુખણી બહેન માટે મારા દેવ જેવા ભાઈને શું શું વીતી તે મારે જાણવું છે."

શકસૈનિકને સૂરીએ રજા આપી અને કહ્યુંઃ "સરદારને કહેજે કે હું બે ઘડી પછી તેમને મળીશ." શકસૈનિક તથા દાસી ત્યાંથી ચાલ્યાં ગયાં ને સૂરી સરસ્વતી સાથે ઓરડામાં દાખલ થયો.

ભાઈ બહેને એકબીજાની વીતક કથાઓ પ્રગટ કરી પોત પોતાના હૃદયનો ભાર હળવો કર્યો. તેમાં કેટલો સમય ગયો તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. જ્યારે અમ્લાટનો દૂત સૂરીને તેડવા આવ્યો, ત્યારે જ તેમને સમય અને સ્થળનું ભાન થયું.

## [૧૦] ગંધર્વસેનની અંતિમ ઇચ્છા

**જોતજોતામાં** ઉજ્જૈનીમાં ને અવંતીના બીજા પ્રાંતોમાં વિજેતા શકરાજા અમ્લાટની આણ ફરી વળી. એ આણ લૂંટ, આગ અને કતલની સાથે જ ફેલાતી હતી. રૈયત વર્ગ નાસભાગ ને પાયમાલીનાં જ જીવંત સ્વપ્ન જોઈ રહ્યો હતો. કાલિકસૂરીને પણ લાગ્યું કે, ધનભૂખ્યા શક લોકો લૂંટફાટ ને કતલમાંથી ક્યારેય પરવારવાના નથી. આથી તેણે નૂતન મહારાજા અમ્લાટને લૂંટફાટ બંધ કરી રાજસત્તા થાળે પાડવા વિનતિ કરી. ઘણી સમજાવટ પછી અમ્લાટે તે માન્ય કર્યું ને સેના તરફથી ચાલતી લૂંટ પર તાત્કાળિક અંકુશ મૂક્યો.

ઘાયલ થયેલા રાજા ગંધર્વસેનને પકડવા શકરાજા અમ્લાટે બીજે જ દિવસે પ્રયાસ આરંભ્યો હતો. પણ તે વાતની જાણ સૂરી દ્વારા સરસ્વતીને થતાં તેણે તેમ કરતાં શકરાજાને અટકાવવા ભાઈને વિનતિ કરી હતી. સૂરીશ્વર આનું કારણ સ્પષ્ટ ન સમજ્યા છતાં

બહેનના આગ્રહથી ગંધર્વસેનનો પીછો પકડવા જતા અમ્લાટને તેમણે વાર્યો. નવી જીતેલી રાજધાની ને રાજ્યતંત્ર સ્થિર કરવા ખાતર તુરતમાં રાજધાની છોડી ગર્દભીલ રાજવંશીઓનો પીછો પકડવો ઇષ્ટ નથી, એવી સૂરીની સૂચના અમ્લાટને વજૂદભરેલી લાગી, ને તેણે તે વાત જતી કરી. પોતાના સરદારોને માનભરી જગાઓ અને જવાબદારીઓ સોંપી અમ્લાટે પોતે મહારાજાનું પદ ધારણ કર્યું. ઋષભદત્તને મૈત્રીના ચિહ્ન તરીકે રાજ્યારોહણની ખુશાલીમાં કિંમતી જવાહિર અને દશ હાથીઓની ભેટ અમ્લાટે મોકલાવી.

સરસ્વતી અને કાલિકસૂરીએ થોડો વખત રહીને ઉજ્જૈનીનો ત્યાગ કર્યો. જતી વખતે અમ્લાટને સૂરીએ શિખામણ આપી: "મહારાજ! શકપ્રજામાં પરસ્ત્રીલંપટતા નથી. તેનો એ સદ્‌ગુણ કાયમ રહેશે તો જ અવંતીની પ્રજાના હૃદયમાં તેમનું રાજસિંહાસન કાયમ રહેશે. એ સદ્‌ગુણ નાશ પામશે તે દિવસે શકરાજ્યના પાયા ડોળખડી જશે. માટે સંભાળજો."

ભવિષ્યવાણી ભાખતો હોય તેમ કાલિકસૂરી બોલ્યો, અને તેણે સરસ્વતી સાથે ધર્મસાધના માટે ઉજ્જૈનીમાંથી નિર્મોહ ભાવે પ્રસ્થાન કર્યું. ઘણા દિવસોથી દાબી દીધેલી ધર્મલાભની વાંચ્છના સૂરીના હૃદયમાં વેગથી ફૂટતી બાણગંગાની જેમ ફૂટી નીકળી હતી. અને સૂરી તેની સિદ્ધિને માટે હિંસાની કાંચળી ઉતારી પુનઃ અજાતશત્રુ બની ચાલી નીકળ્યા.

રાજકુટુંબને સાથે લઈને ઉજ્જૈનીમાંથી ગુપ્ત રીતે નીકળેલો વિક્રમ ઉજ્જૈનીથી આઠદશ કોશ જેટલે દૂર એક જંગલમાં આવી પહોંચ્યો હતો. દુશ્મનોના છાપાની ભીતિ તો માથે લટકી રહી હતી. છતાં મહારાજા ગંધર્વસેનની તબિયત વધુ નરમ વર્તાતી હોવાથી હવે વિશ્રાંતિ લીધા સિવાય તેનો છૂટકો ન હતો. આથી ગાઢ જંગલમાં

એક નાનું શિવાલય હતું તેની પાસે મુકામ રાખી પોતાના વિશ્વાસુ ચારોને તેણે ચારે બાજુ ગોઠવી દીધા.

વિક્રમની સાથે તેનાં માતાપિતા, મોટો ભાઈ શંકુ તથા નાનો ભાઈ ભર્તૃહરિ ઉર્ફે શુકાદિત્ય, થોડા દાસદાસી અને અનુચરો હતાં. દશેક ઘોડેસ્વારો અને પાંચ સાંઢણી સ્વારો એટલા જ રસાલા સાથે વિક્રમ ઉજ્જૈનીમાંથી છટક્યો હતો. "જીવતા નર ભદ્રા પામશે" એ ન્યાયે દુશ્મનોની ચોટમાંથી બચીને સુરક્ષિત સ્થળે ગયા પછી યોગ્ય પુરુષાર્થ આદરવાની તેની ઇચ્છા હતી. પોતાની ગર્દભીવિદ્યામાં વધારેપડતી પિતાની શ્રદ્ધાએ જ વિક્રમ જેવાની કુશળ યુદ્ધકળાને નિષ્ફળ બનાવી હતી. છેવટે એ ગર્દભીવિદ્યા પણ નિષ્ફળ જ નીવડી અને ઉજ્જૈની પડ્યું. પણ હવે ગઈ વાતનો શોચ કરવાનો અર્થ ન હતો. વિક્રમે સાથે આવેલા રાજવૈદની સલાહથી પિતાની છેલ્લી ઘડી સુધારવા જંગલમાં દુશ્મનના છાપાનો ભય વહોરી લઈને પણ મુકામ રાખ્યો હતો. સહુ કોઈ સચિંત વદને મહારાજાની તબિયતની કાળજીમાં પડ્યા હતા.

નમતા પહોરે રાજવૈદ તાજવગરના બનેલા મહારાજા ગંધર્વસેનની પથારી પાસે જંગલમાંના મુકામે બેઠા હતા. થોડે છેટે મહારાણી, વિક્રમ, શંકુ તથા શુકાદિત્ય વગેરે પણ ઉદાસ મને બેઠાં હતાં. વૈદે આપેલી માત્રાના પ્રતાપે થોડી વારે ગંધર્વસેનની ઘેરાયેલી આંખ ઊઘડી, તેણે ક્ષીણ સ્વરે પાણી માગ્યું અને જળપાન કર્યું—પછી વૈદને કહ્યું: "વૈદરાજ! મહારાણી અને વિક્રમને બોલાવો."

"અમે અહીં જ છીએ." વિક્રમે પાસે આવી કહ્યું. મહારાણી પણ પથારી પાસે આવ્યાં.

"બેટા! મેં તને ઘણો અન્યાય કર્યો છે. પ્રજાને પણ પીડવામાં પાછું વાળી જોયું નથી. આજે મને પસ્તાવો થાય છે. હે પ્રભુ!" ગંધર્વસેને નિઃશ્વાસ નાંખ્યો.

" પિતાજી! ગઈ ગુજરી હવે ભૂલી જાઓ. શાંત ચિત્તે આરામ લ્યો. આપને શ્રમ લાગશે." વિક્રમે કહ્યું.

" હવે મારે સદા માટે આરામ લેવાની જ ઘડી આવી છે બેટા! શંકુ તારાથી મોટો છે છતાં તેની તથા શુકાદિત્યની સોંપણી તને જ કરી જાઉં છું. મહારાણી! મને તમે માફ કરશો? માફ કરવાને યોગ્ય તો હું નથી જ......" મહારાજાની ફાટેલી આંખમાં પાણી તગતગી ઊઠયું. શ્રમથી તે વધુ ન બોલી શકયા.

" સ્વામીનાથ! એવું ન બોલશો." આંસુ લૂછતી મહારાણી બોલી: " તમે મારા શિરચ્છત્ર છો, તમને હું શું ક્ષમા આપવા પાત્ર છું?"

" બેટા શંકુ! વિક્રમને મોટો ભાઈ ગણીને રહેજે. બસ હવે હું વનવગડામાં છું છતાં શાંતિથી મરીશ." ગંધર્વસેને આંખ મીંચી દીધી.

થોડી વારે રાજાએ ઘેનથી દબાતી આંખ ફરી ઉઘાડી. વૈદ હાથમાં નાડી પકડી બેઠો હતો, તેને મહારાજાએ કહ્યું: " વૈદરાજ! મારો દેહ તો અવંતી બહાર પડવાનો છે. પણ મારું શબ અવંતીમાં દાહ પામે એવી મારી ઇચ્છા છે."

" મહારાજ! શકલોકો અવંતીમાં જામી પડયા છે. એ હવે શી રીતે બનશે?" વૈદે શંકા બતાવી.

" તો મારી એ છેલ્લી ઇચ્છા પાર નહિ જ પડે?" ક્ષીણ અવાજે ગંધર્વસેને પૂછયું.

" પાર પડશે. આપની ઇચ્છા પ્રમાણે કરવા હું બંધાઉં છું, પિતાજી!" વિક્રમે આગળ આવી કહ્યું. રાજમાતા તથા પરિવારની આંખ ભીની થઈ ગઈ.

"ધન્ય છે બેટા! સપૂત તો તારા જેવા જ હોય. ગર્દભીલ્લ વંશનો તું તો મુગટમણિ છે." રાજાએ શાબાશી આપી.

"હવે મહારાજ શાંતિથી આરામ લ્યો!" વૈદે કહ્યું. તે પછી થોડી જ ક્ષણો બાદ ગંધર્વસેને સદાને માટે આરામ લીધો. અવંતીના રાજવીનો દેહ વનવગડામાં નિશ્ચેષ્ટ થઈ પડ્યો. રાજપરિવાર મુક્ત મને આક્રંદ કરી શકે તેવી પણ સ્થિતિ ન હતી. શત્રુઓની હરપળે ભીતિ લાગતી જ હતી એટલે સૌએ મૌન આંસુ વડે જ મરહૂમ મહારાજા પ્રત્યેનો શોક વ્યક્ત કર્યો.

"વિક્રમકુમાર! મહારાજા વીરગતિ પામી ચૂક્યા. હવે અહીંથી ઊપડવાની ઘટતી વ્યવસ્થા કરો." વૈદે શૂન્યમનસ્ક બની ગયેલા વિક્રમને તેની ફરજનું ભાન કરાવ્યું.

"અત્યારે તો ક્યાંય જવું નથી. સાયંકાળ પછી બધું થઈ રહેશે." થોડી વાર વિચાર કરીને વિક્રમે કહ્યું.

તે રાત્રે થોડા રસાલા સાથે વિક્રમે રાજમાતા, શંકુ તથા શુક્રાદિત્યને વરંગુળ તરફ રવાના કરી દીધાં. વરંગુળમાં પ્રતિષ્ઠાનપુરના શાતવાહની રાજા અરિષ્ટકર્ણનું રાજ્ય હતું. શકો સાથેની લડાઈમાં પરાજિત થવાથી અરિષ્ટકર્ણ પ્રતિષ્ઠાનપુર (પૈઠણ) છોડી વરંગુળમાં આવી રહ્યો હતો. વળી તેને તથા વિક્રમને મૈત્રી પણ હતી. એટલે શકોના દુશ્મન ગર્દભીલ્લ રાજવંશીઓ શકલોકોના બીજા દુશ્મન અરિષ્ટકર્ણને આશ્રયે ગયા, અને પૂર્વના પરિચયને લીધે ત્યાં તેમનો યથેચ્છ સત્કાર પણ થયો.

માતા તથા ભાઈઓને યોગ્ય સલાહસૂચન આપી વિદાય કરતાં વિક્રમે કહ્યું: "હું પિતાના શબની અંતિમ ક્રિયા કરી આવી પહોંચીશ." રાજમાતાને વિક્રમની ઘણી જ ચિંતા હતી, પણ વિક્રમે તેને આગ્રહ-

પૂર્વક વરંગુળ તરફ વિદાય કરી એટલે નાઇલાજે જવું પડ્યું. છતાં રાજમાતાએ જતાં જતાં પુત્રને સલાહ આપીઃ " વિક્રમકુમાર! આંધળું સાહસ કરશો નહિ. પ્રસંગ ઓળખી કાર્ય સિદ્ધ કરી લેજો, ને વહેલા વહેલા વરંગુળ આવી પહોંચજો. "

" તમે કાંઈ ચિંતા ન કરશો. હું બધું સમજું છું. " વિક્રમે માતાને વિદાય આપતાં કહ્યું.

રાજમાતા સાથેનો રસાલો વિદાય થયા પછી રાજાના શબ પાસે વિક્રમ, રાજવૈદ, ચષ્ટણ અને બીજા બેત્રણ સેવકો જ રહ્યા હતા. વિક્રમે હવે મહારાજનું શબ અવંતી કેવી રીતે લઈ જવું ને ત્યાં ગુપ્ત રીતે તેનો વિધિપૂર્વક અગ્નિદાહ શી રીતે કરવો તેનો વિચાર કરવા માંડ્યો.

પરદેશીઓનો વેશ ધરી અવંતીમાં તો જવાય, પણ ત્યાં કોઈના મકાનમાં આશ્રય લઈ તેના દ્વારા જ આ કામ થઈ શકે તેમ હતું. પણ અત્યારે તેવો આશ્રય આપે તેવી કોઈ ચાલાક વ્યક્તિ વિક્રમની નજરે ચઢતી ન હતી. કાચાપોચા માણસ સાથે પ્રસંગ પાડવાથી તો ઊલટી વાત વણસે તેમ હતું.

" મહારાજ! શો વિચાર કરો છો પછી? રાત જાય છે. " વૈદે પ્રશ્ન કર્યો.

" મને કાંઈ સૂઝ પડતી નથી. ચષ્ટણ નગર તરફના સમાચાર માટે ગયો છે, તેની રાહ જોઉં છું. " વિક્રમે પોતાની મૂંઝવણ વ્યક્ત કરી.

## [ ૧૧ ] મૂંઝવણનો ઉકેલ

" મહારાજ !" થોડી વારે ચષ્ટણે આવી કહ્યું: " આ એક સ્ત્રી મેં માર્ગમાંથી પકડી આણી છે, તે દુશ્મનો તરફથી જાસૂસી કરતી હોય તેવી લાગે છે."

ચષ્ટણની સાથે એક બેડોળ મુખાકૃતિવાળી શ્યામળી સ્ત્રી પણ હતી, ને ચષ્ટણે તેના હાથ પોતાના ખેસથી બાંધી દીધા હતા. સ્ત્રીના મુખ પર રોષ ન હતો. જાણે ચષ્ટણની કે વિક્રમની કોઈની જરાય ભીતિ ન હોય તેમ તે સ્થિર ઊભી રહી.

" તું કોણ છે ?" વિક્રમે પેલી સ્ત્રીને પૂછ્યું.

" તે જાણતા પહેલાં મને પૂછનારે તે કોણ છે તે કહેવું પડશે." સ્ત્રીએ શાંતિથી પણ દૃઢપણે જવાબ વાળ્યો.

" અમે પરદેશી મુસાફરો છીએ. બોલ, હવે તું કોણ છે ?" વિક્રમે પૂછ્યું.

"તમને હું કોણ હોવાનો ભાસ થાય છે?" પેલી સ્ત્રીએ જરા મલકાઈને પૂછ્યું.

"મહારાજ! એને મેથીપાક જમાડ્યા વગર એ નહિ જ માને." ચટ્ટણ આકળો થવા લાગ્યો.

ચટ્ટણને ઇશારતથી વાળતાં વિક્રમે કહ્યું: "તું જાસૂસ છે."

"સાચી અટકળ કરી છે, પણ હવે શો વિચાર છે?" સ્ત્રીએ પૂછ્યું.

વિક્રમને આ વિચિત્ર નારીનું છેલ્લું વાક્ય દ્વિઅર્થી લાગ્યું. તે સ્ત્રી પોતાના મનની મૂંઝવણ વિષે તો નહોતી પૂછી રહી? વિક્રમ વિચારમાં પડી ગયો.

"તારો શો વિચાર છે?" વિક્રમે પ્રતિ પ્રશ્ન કર્યો.

"મારો વિચાર તમે કહો તે પ્રમાણે અનુકૂળ થવાનો." પેલી સ્ત્રી લુચ્ચાઈથી હસી, અને તેણે ઉમેર્યું: "બંધીવાનને વળી બીજો શો વિચાર હોઈ શકે?"

વિક્રમના અંતરમાં હવે પ્રકાશ પડ્યો. તે સ્ત્રી જાણીબૂઝીને જ બંધીવાન થઈ આવી હતી એ સમજતાં વાર ન લાગી. ચટ્ટણ અને વૈદરાજ હજી કંઈ સમજ્યા ન હતા.

"ઠીક! હું તારું માથું કાપી નાંખું છું." વિક્રમે કૃત્રિમ રોષથી કહ્યું.

"ભલે! કાપી નાંખો. પણ કાપીને સાંધવા ન બેસવું પડે તેનો વિચાર કરી લ્યો."

"મને સાંધતાં કરતાં ન આવડે."

"તો ધીરા પડો, શેઠ! પહેલાં એ શીખી લ્યો!" ચાળો કરતી એ સ્ત્રી બોલી.

"મહારાજ! હવે વખત ગુમાવવો ન જોઈએ. રાત વીતી જશે." વૈદે વિક્રમને નિરર્થક છોકરમત કરતો જોઈ કહ્યું.

"આ શેઠ તો કાંઈ જ સમજતા નથી. તમનેય એમના જેવા ધારી બેઠા છે." મોં મચકોડી સ્ત્રીએ સ્મિત કર્યું.

"ઠીક! તું શું શીખવવાની વાત કરતી હતી તે શીખવી લે. પછી તારું માથું ઝટ દઈને ઉડાવી દઉં." વિક્રમે કહ્યું.

"આ શેઠ અહીંથી જાય તો શિખવાડું. પેલાને પણ આઘો કાઢો." ચષ્ટણ તરફ આંગળી ચીંધી સ્ત્રીએ કહ્યું.

"આપ જરા સાંઢણીઓ તૈયાર કરાવોને! ચષ્ટણ, તું પણ મદદમાં જા." વિક્રમે વૈદ તથા ચષ્ટણ બંનેને દૂર કાઢ્યા.

તેમના ગયા પછી પેલી સ્ત્રી ગંભીર બની બોલી: "વિક્રમકુમાર, વિલંબ ન કરો. તમારી મૂંઝવણ ટાળવા જ મને શેઠાણીએ મોકલી છે."

"તારી શેઠાણી કોણ? તું શી રીતે મૂંઝવણ ટાળીશ?"

"મારી શેઠાણીનું નામ દેવદમની બાંચણ. આખું ઉજ્જૈની તેમને ઓળખે છે. મહારાજાના મૃત્યુના તથા તેમની અંતિમ ઇચ્છાના સમાચાર શેઠાણીને મળ્યા ને તેમણે મને અહીં મોકલી છે."

"તારી શેઠાણીએ એ બધું જાણ્યું શી રીતે?" વિક્રમ આશ્ચર્ય પામ્યો.

"મારી શેઠાણી તો સર્વજ્ઞ છે. એમના હાથ અવંતીમાં બેઠાં બેઠાં અહીં સુધી પહોંચે તેવા લાંબા છે, ને આંખ તો ક્ષિતિજનેય વીંધી જાય તેવી ચપળ છે."

"પણ તમે મિત્ર છો તેની ખાતરી શી?" વિક્રમે શંકા દર્શાવી.
"ખાતરી કાંઈ જ નહિ, માત્ર તમારી હિંમત." સ્ત્રીએ સપ્તાઈથી કહ્યું.

"બરાબર છે! બરાબર છે તારું કથન. મને ખાત્રી ન જોઈએ." વિક્રમે ઊભા થઈ ને તે સ્ત્રીના હાથ બાંધેલા હતા તે છોડી નાંખ્યા.

"શાબાશ! સાહસમૂર્તિ વીર વિક્રમ! ખાતરી તો કાયરોને જોઈએ. વીરોને માટે તેમનું વીર્ય ને બુદ્ધિ એ જ મોટી ખાતરી છે." પેલી સ્ત્રી પોકારી ઉઠી.

દૂતિકા વિક્રમ પાસે બેસીને બોલી: "મહારાજ! ચંદન કાષ્ટ પણ તૈયાર છે. મહારાજાનું શબ લઈ મોટી પરોઢમાં તમે વેપારી વેશે ધર્મશાળામાં આવો. દેવદમની બાઈ તમને બધી સામગ્રી અને માણસો પણ આપશે. પરદેશી મુસાફરોને તો એ ખુલ્લા હાથે તનમનથી સહાય મદદ કરે છે."

"હું તમને થોડી સોના મહોરો આપું તે તમે જરૂરી ખર્ચ માટે લઈ જાઓ." વિક્રમે સૂચના કરી.

"ના, શેઠાણી ખિજાય. તમારે પાછળથી જે કરવું હોય તે કરજો. લ્યો હું હવે જાઉ છું. મોટી પરોઢમાં આવજો કે સૂર્યોદય વખતે બધી વિધિ પતી જાય."

"સારું વિદિશાવાળી ધર્મશાળામાં આવીશું. તમે જાઓ." વિક્રમે રજા આપી ને તે સ્ત્રી નમન કરી ચાલી ગઈ.

થોડી વારે વિક્રમે ચષ્ટણને બોલાવી બધી યોજના તેને સમજાવી દીધી. ચષ્ટણને ગળે પણ તે વાત ઊતરી ને મધરાતે અવંતી તરફ પ્રસ્થાન કરવાની તૈયારી થઈ ગઈ.

પરોઢમાં ઉજ્જૈનીના દરવાજા ખૂલતાં બીજા મુસાફરો ભેગા વિક્રમ વગેરે બિમાર માણસને મિષે શબને લઈને દાખલ થઈ ગયા. દરવાજેથી

સંકેત મુજબ રાજવૈદ જુદા પડી ગયા હતા, એટલે કોઈને વહેમ પડે તેમ ન હતું. ચષ્ટણ તથા વિક્રમનો વેશપલટો પણ એવો અદ્દભુત હતો કે કોઈને પણ શંકા પેદા થાય તેમ ન હતું.

દેવદમની ધાંચણની દૂતીએ વચન આપ્યા પ્રમાણેની બધી તૈયારી વખતસર થઈ ગયેલી હતી. વિક્રમે શ્મશાનમાં જઈ પિતાને અગ્નિદાહ દીધો ને સૂર્યોદય થતાં થતાંમાં તો ચિતાને ટાઢી પણ પાડી દીધી.

પિતાની અંતિમ ઇચ્છા પાર પાડી ક્ષિપ્રામાં સ્નાન કરી વિક્રમ અને ચષ્ટણ ધર્મશાળામાં આવી વિશ્રાંતિ માટે જરા આડા થયા.

## [૧૨] દેવદમની ઘાંચણ વિક્રમની કસોટી કરે છે

**વિક્રમની** આંખ જરા મીંચાઈ હતી તે કોઈ સ્ત્રીના અવાજથી ખૂલી ગઈ. આંખ ઉઘાડી વિક્રમે જોયું તો માથે તેલની તાંબડી તથા હાથમાં માપનું વાસણ ને પળી લઈ ઊભેલી પેલી દૂતિકા નજરે પડી. તેણે વિક્રમને ફરી પૂછ્યું: "તેલ લેવું છે ચોખ્ખું તલનું તેલ ?"

"બાઈ! તેલ તો નથી લેવું ? પણ કોઈ રસોઈ કરી આપે તો રસોઈ કરાવવી છે. કાંઈ ગોઠવણ કરી આપશો ?" વિક્રમે પૂછ્યું.

"હા, દામ હોય તો બધુંયે થાય. પૈસા ખરચો તો બે ઘડીમાં સરસ રસોઈ જમાડું." તેલવાળીએ હાથનો લટકો કરી કહ્યું.

"હા બાઈ, દામ કરાવે કામ." ધર્મશાળાની વ્યવસ્થા સાચવનારા પગીની સ્ત્રી ત્યાંથી જતાં જતાં હસીને બોલી ઊઠી.

વિક્રમે બે સુવર્ણ-ગદ્યેયા આપી કહ્યું: "આ લે! રસોઈ કરાવી તૈયાર થયે અમને ખબર આપજે. તારી ચાકરીનો બદલો પાછળથી આપીશું."

"તારું નામ શું? અમારે જમવા ક્યાં આવવાનું છે?" ચષ્ટણે પૂછ્યું.

"મારું નામ ગંગલી ઘાંચણ. હું દેવદમની બાઈને ત્યાં તૈલી બજારમાં રસોઈ કરાવરાવી ખબર આપીશ. તમે નચિંત મને આરામ લ્યો." તેલવાળી ગંગલીએ ગદ્યેયા વસ્ત્રને છેડે બાંધતાં ખુલાસો કર્યો અને પછી તે ચાલતી થઈ.

સૂર્યાસ્ત સમયે દેવદમની ઘાંચણને ત્યાં જઈ વિક્રમ અને ચષ્ટણે ભોજન કર્યું. રસોઈ પીરસનાર એક બ્રાહ્મણ બાઈ હતી અને બધી વ્યવસ્થા ગંગલી જાતે કરાવતી હતી. દેવદમની ઘાંચણ કેવી છે તે જોવા વિક્રમને ઘણી જ જિજ્ઞાસા હતી, પણ તે ક્યાંય નજરે ન પડી. જમ્યા પછી ગંગલીને વિક્રમે પૂછ્યું: "તારી શેઠાણી ક્યાં છે? પરદેશી મહેમાનોને આવકારના બે બોલ કહેવા પણ એમને ફુરસદ નથી કે?"

"ના, ના એ તો ઘરમાં નથી. હોય તો તમને મળ્યા વગર રહે જ નહિ. હવે સાયંકાળ થયો છે એટલે થોડી વારે આવી પહોંચશે. તમે નિરાંતે બેસો ને પાન સોપારી લ્યો." ગંગલીએ પાન સોપારી આગળ ધર્યાં.

દેવદમનીનો આવાસ ઘણો જ વિશાળ હતો. સંખ્યાબંધ નાનાં-મોટાં મકાનો અને દુકાનોનો તેમાં સમાવેશ થતો હતો. પાછળના ભાગમાં કોટબંધ મોટો વાડો હતો તેમાં ઘાસ, ઊંટ, બળદ, ઘોડા

ગાડાં વગેરે રાખવામાં આવતાં. ગંગલીના કહેવા પરથી વિક્રમે જાણ્યું કે દેવદમની ઉજ્જૈનીના તેલીબજારમાં આગેવાન વ્યક્તિ હતી. તેને ત્યાં સંખ્યાબંધ ઘાણીઓ હતી જેમાં કેંક સ્ત્રીપુરુષો કામ કરતાં હતાં. કોઇ બાહોશ પુરુષને શરમાવે તેટલા ચાતુર્યપૂર્વક દેવદમની એ બધો કારભાર ચલાવતી ને નાના મોટા દરેકનું પાણી માપી લઈ ખ્યાલમાં રાખતી.

રાજકુમાર તરીકે વિક્રમ ઉજ્જૈનીમાં અમુક અમુક અગ્રગણ્ય નાગરિકોને ઓળખતો હતો પણ દેવદમનીના આવા મોટા જમાવ અને વ્યાપારની વાત તેણે અત્યારે જ જાણી. એ વિચક્ષણ બાઈને જોવા વિક્રમ ઘણો જ અધિર બન્યો.

ઘણી રાહ જોવડાવી રાત જામ્યા પછી દેવદમની આવી પહોંચી. "શેઠ! માફ કરજો મને બહારથી આવી પહોંચવામાં ધાર્યા કરતાં વધુ વિલંબ થયો. આપને કાંઈ તકલીફ તો નથી પડીને?" આવતાં જ દેવદમનીએ વિનયનું પ્રદર્શન કર્યું.

"ના બાઈ! આ તમારી ગંગાબાઈ તમારી ખોટ લાગવા દે તેવાં છે જ નહિ ને!" વિક્રમ આનંદપૂર્વક બોલ્યો.

દેવદમનીએ હાથે ધોયેલાં રંગીન વસ્ત્રો પહેર્યાં હતાં. તેના દેહમાં કે પહેરવેશમાં જરાયે ટાપટીપ ન હતી, પણ એક પ્રકારની ભવ્યતા દેખાઈ આવતી હતી. તેની આધેડવય અને ધીર ગંભીર દેખાવ વિક્રમને રોચક લાગ્યાં. આવી વિચક્ષણ બાઈની મૈત્રી બાંધવાની પોતાના જેવા રખડતા-ભાગેડું રાજકુમારને હાલ અતિશય આવશ્યકતા હતી એમ પણ તેના મનમાં ઊગી નીકળ્યું.

"આવ્યા છે ત્યારના તમને ઝંખી રહ્યા છે બાઈ!" ગંગલીએ ઈષત હાસ્ય કરી કહ્યું.

"મારે પણ તમારી સાથે થોડી વ્યાપારની વાતચીત કરવી છે. હવે ઉજ્જૈની બહાર પણ મારો માલ મારે ખપાવવો છે. તમને થોડી એકાંત વાતચીત માટે અનુકૂળતા છે?" દેવદમનીએ વિક્રમને પૂછયું અને તે ચષ્ટણ તરફ વેધક દૃષ્ટિ નાંખી રહી.

"હા, તમારા જેવી પેઢી સાથે વહેવાર બાંધવામાં કોને વાંધો હોય?" વિક્રમે જવાબ વાળ્યો.

"તો જરા મારી સાથે આવો. તમારા જોડીદાર અહીં જ બેસશે." દેવદમની ધાંચણ ઊભી થઈ અગ્રસર થઈ અને વિક્રમ પણ તેની પાછળ ચાલ્યો. જતાં જતાં તેણે ચષ્ટણને સૂચક દૃષ્ટિ વડે નિહાળી લીધો, ચષ્ટણ શાંતિથી બેઠો રહ્યો.

"દેવદમની શેઠાણી! તમને મારા સાથીનો વહેમ આવે છે પણ તે મારો ખાસ આત્મીય છે." વિક્રમે દેવદમની સાથે એક એકાંત ઓરડામાં આવી આસનગ્રહણ કરતાં કહ્યું.

"આત્મીય ભલે હો મહારાજ!* 'છ કાને થયેલી ગુપ્ત વાતો ફૂટી જાય છે, ચાર કાનની વાત જ સ્થિર રહી શકે' એ નીતિવાક્ય શું ભૂલી ગયા? એવી ભૂલો કરશો તો પછી ગુમાવેલી ઉજ્જૈની કયારે લઈ શકશો?" દેવદમની હસી.

વિક્રમ આ સર્વજ્ઞ નારીના ચાતુર્યથી સ્તબ્ધ બની ગયો. ઉજ્જૈનીથી ઘણે આઘે ગાઢ જંગલમાં પોતાની મૂંઝવણ જાણી લેનાર આ નારી સર્વજ્ઞ નહિ તો બીજું શું કહેવાય? પણ કયા ભાવથી એ પોતાને આટલી બધી ગુપ્ત મદદ કરી રહી હશે? શું તેનો કાંઈ સ્વાર્થ હશે કે તે ઉદારતાથી જ આ કાર્ય કરવા પ્રેરાઈ હશે? વિક્રમ વિચારોના હિંડોળે ચઢયો.

* षट्कर्णो भिद्यते मंत्रश्चतुष्कर्णः स्थिरो भवेत्।

"કેમ શું વિચારમાં પડી ગયા મહારાજ ?" ઘાંચણે સ્મિત કર્યું.

"તમને આટલું બધું વેપારનું ને વ્યહવારિક જ્ઞાન તો છે જ. તદુપરાંત રાજનીતિનું ને ભલભલા ગુપ્તચરનેય મ્હાત કરે તેવી ચાર-વિદ્યાનું જ્ઞાન ક્યાંથી થયું ?" વિક્રમે પૂછ્યું.

"હું તો સોળે શાસ્ત્રો ભણી છું. મારૂં જીવન મેં પોતે ઘડયું છે ને તે ઘડતાં ઘડતાં જડેલા અનુભવો વીણી વીણીને સંગ્રહી લીધા છે. એ સંગ્રહ મારે મન મહામોલો છે. પણ એ બધી વાત પછી થશે. હવે તમારી વાત કહો."

"મારી વાત ? તમે શું નથી જાણતાં ? કટોકટીની પળે તમે મને જે મદદ આપી છે તેનો હું શું બદલો વાળી શકું તેમ છું ? માત્ર તમારો આભાર જ અત્યારે તો માનું છું." વિક્રમે વિનયથી કહ્યું.

"બદલો આપવો જ હશે તો વખત આવ્યે માગી લઈશ." ઘાંચણ હસી.

"વિક્રમ તે વખતે પોતાનો પ્રાણ આપતાં પણ પાછો નહિ પડે તે યાદ રાખજો."

"આપની વીરતા મારા ધ્યાન બહાર નથી."

"મારે હવે શું કરવું તે હું તમને જ પૂછું છું. તમે જ મને યોગ્ય સલાહ આપી શકશો એમ લાગે છે."

"મારા કરતાં ચડિયાતી કોઈ વ્યક્તિ બતાવું તો ?"

"તેવું વળી કોણ છે અહીં ?" વિક્રમે આશ્ચર્યથી કહ્યું.

"છે, અને ઉજ્જૈનીનું રાજસિંહાસન પુનઃ કેવી રીતે પ્રાપ્ત કરવું તેની યોજના તે તમને મારા કરતાં વધુ સારી રીતે દોરી આપશે."

"આપ જેમ સલાહ આપો તેમ હું કરીશ." વિક્રમે સંમતિ દર્શાવી.

"ગંગા, એ ગંગા!" દેવદમનીએ બૂમ પાડી. ગંગા બહારથી ત્યાં દોડી આવી.

"જા, એમને મારી પુત્રી પાસે લઈ જા." દેવદમનીએ આજ્ઞા કરી.

"હા ચાલો!" ગંગલીએ વિક્રમને ઉદ્દેશીને કહ્યું.

"જાઓ ત્યાં તમારા મનનું સમાધાન થઈ જશે." દેવદમનીએ આસન પરથી ઊઠતાં કહ્યું. વિક્રમ પણ ઊભો થયો ને ગંગલીની પાછળ ઘરના ભિતરના ભાગ ભણી દોરાયો.

બહારથી સાદું લાગતું દેવદમનીનું મકાન અંદરથી ઘણું મોટું અને મનોહર હતું. ગંગલી સાથે અંદર જતાં જાતજાતની સુખસામગ્રી તથા મનોહર ચિત્રો અને આસનોથી શણગારેલા ઓરડાઓની કતારો વિક્રમના જોવામાં આવી. કોઈ મહારાજાના રાજપ્રસાદની ભભકને લજાવે તેવી નાજુક શોભા અને ગોઠવણી ત્યાં નજરે પડતી હતી. એક સુંદર દિવાનખાનામાં એક આસન પર બેસીને દેવદમનીની પુત્રી પીંછી વડે કાંઈક ચિત્રાલેખન કરતી હતી. તેની પાસે એક બીજા આસન પર એક ફૂલછાબ પડેલી હતી. ગંગલીને જોતાં જ તેણે પોતાના હાથમાંનો ચિત્રપટ આઘો મૂક્યો અને ગંગલીની પાછળ આવતા વિક્રમની સામે જોઈ મોહક સ્મિત કર્યું.

વિક્રમ એ અપ્સરાદુર્લભ રૂપને જોતાં જ દિંગ થઈ ગયો. જગતનાં કલા, સૌન્દર્ય અને સુરેખતા ઘૂંટીને વિધિએ એક માત્ર આ સ્ત્રીના અંગમાં પૂર્યાં હોય એમ વિક્રમને લાગ્યું. માનવી નારીમાં

આટલું સૌન્દર્ય અને શોભા હોય છે તેની વિક્રમને આજે જ ખબર પડી.

આ સુકુમાર નારી પાસેથી પોતે ગહન રાજકારણના વિષયમાં શી સલાહ મેળવી શકશે તેની વિક્રમને સમજ ન પડી. ગંગલીની સૂચના મુજબ તે એક વિરામાસન પર બેઠો. ધાંચણ કન્યા વાર્તાલાપની શરૂઆત કરશે એવી આશાથી તે ચૂપ રહ્યો.

વિક્રમને અર્થપૂર્ણ નજરે નિહાળતી તે સુંદરી જરા વારે ઊભી થઈ અને તેણે પેલી ફૂલછાબમાંથી એક પદ્મ ઉપાડી લીધું. એ પદ્મને તેણે ધીમેથી પોતાના પગ પાસે મૂકી દીધું. પછી ફરી વિક્રમ તે દૃશ્ય જોતો હતો તેની ખાત્રી કરી લઈને તેણે તે પ્રફુલ્લ પદ્મ ઉપાડીને પોતાના ઉરને અડકાડયું ને પછી ધીમેથી આસન પર બેસી ગઈ.

વિક્રમ આ સુંદરીના મૌનનો અને તેના વિચિત્ર અભિનયનો અર્થ તારવતો ગંગલી સામે જોઈ રહ્યો. ગંગલી ખંધાઈભર્યું હાસ્ય કરી રહી.

"મહારાજ! કેમ કાંઈ બોલતા નથી?" થોડીવારે ગંગલીએ હસીને વિક્રમને પૂછ્યું. વિક્રમને ગંગલી પર રોષ ચઢ્યો. પોતાને અહીં લાવીને તે પોતાની હાંસી કરાવતી હતી એમ તેને લાગ્યું. ગંગલી પેલી સુંદરીને કાંઈ પૂછતી ન હતી તેમ પોતાનો પરિચય પણ તેને આપતી ન હતી. સુંદરી પણ મૂગી બેઠી હતી. એટલે પોતાનો ઉપહાસ થતો હોય ને ગંગલી તેમાં કારણભૂત હોય તેમ માનતો વિક્રમ રોષથી ઊભો થઈ ગયો.

"આ મૂગી નારી પાસે મને શા માટે લાવી હતી?" દિવાનખાનામાંથી બહાર નીકળતાં તેણે રોષથી ગંગલીને પૂછ્યું.

" મહારાજ મૌનનું મહાત્મ્ય નથી સમજ્યા. " ગંગલીએ ટૂંકામાં જવાબ આપ્યો ને તે પણ વિક્રમની પાછળ બહાર નીકળી.

" દેવદમનીબાઈ? તમે મારો ઠીક ઉપહાસ કર્યો હો ! " વિક્રમ દેવદમની પાસે આવતાં જ તપીને બોલ્યો.

" કેમ મહારાજ ! મારી પુત્રીએ કાંઈ અવિનય દર્શાવ્યો કે શું ? "

" એ મૂગી છોકરી પાસે મને મોકલ્યો જ શા માટે ? એ મને શું માર્ગ બતાવવાની હશે ? " તુચ્છતાસૂચક સ્વરે વિક્રમ બોલ્યો.

" મહારાજા મૌનને પણ અર્થ હોય છે. "

" તો પછી જગતનાં મૂગાં માણસો જ ડાહ્યાં છે એમ માનવું ખરૂં ને ? "

" મારી પુત્રી મૂગી હોવાની તમને ખાત્રી થઈ જ ચૂકી છે ? "

" છતી જીભનો ઉપયોગ ન કરે તે મૂગુ નહિ તો બૂંગૂ કહેવાય બીજું શું ? " વિક્રમ જરા નરમ પડ્યો.

" મહારાજ ! આકારથી, ઈશારતથી, ગતિથી, ચેષ્ટાથી, ભાષણથી, અને આંખ તથા મુખના વિકાર વડે પણ માણસના મનની વાત જાણી શકાય છે. " ગંગલીએ મોકો જોઈ વચ્ચે જ કહ્યું.

" એટલે ? " શબ્દ પર ભાર મૂકતો વિક્રમ પૂછી રહ્યો.

" એટલે શું ? સાંભળો:—

उद्गीरितोऽर्थः पशुनापि गृह्यते
हयाश्च नागाश्च वहन्ति नोदिताः ।
अनुक्तमप्युहति पंडितो जनः
परेंगित ज्ञानकलाहि बुद्धियः ॥*

* બોલેલી વાત તો પશુ પણ ગ્રહણ કરે છે અને ઘોડા તથા હાથીઓ પણ હાંકવાથી ચાલે છે. પણ પંડિત હોય તે તો વગર બોલ્યે સમજી જાય. કારણ બીજાની ઈશારતથી જે સમજી જાય તેજ બુધ્ધિવાન કહેવાય.

વિક્રમ એક સામાન્ય દાસીને આવું સૂત્ર બોલતાં સાંભળીને અવાક્ થઈ ગયો. તેનું એ આશ્ચર્ય શમે તે પહેલાં તેના મનમાં પ્રકાશ પડ્યો. સુંદરીએ પોતાના આગમનને અનુલક્ષીને જ પેલા પદ્મ પુષ્પ સાથે થોડી ચેષ્ટા કરી હતી, તે વિક્રમને યાદ આવ્યું. તેમાંથી અર્થ શોધવા તરફ તેનું મન દોડ્યું ને થોડી જ વારમાં તે બોલી ઊઠ્યો: "ઓ વિદૂષી ઘાંચણુ! ચાલ મને એ સુંદરી પાસે પૂનઃ લઈ જા!"

"હવે શા માટે?" ગંગલી હસીને બોલી.

"તેની ચેષ્ટા હું સમજ્યો છું, તેની એને ખાત્રી આપવા માટે."

"શું સમજ્યા છો તે કહી દોને!" ગંગલી હસી રહી હતી.

"તેણે પદ્મપુષ્પ ઊપાડી મને ઈશારતવિદ્યાથી જણાવ્યું કે, પોતાનું નામ પદ્માવતી હતું; અને પછી પદ્મ પોતાના ઉરે અડાડી મને જોવાથી થયેલો હૃદયનો હર્ષ દર્શાવ્યો હતો. એ વખતે મારા ઉરમાં રાજકારણના પ્રશ્ન રમતા હોવાથી મને તે ચતુરાઈનો ખ્યાલ જ ન આવી શક્યો." વિક્રમે ખુલાસો કરી તે સુંદરીના અભિનયનો મર્મ સમજાવી દીધો.

"તો ભલે! પદ્માવતીને જ એ વાત જણાવો." દેવદમનીએ સંતોષ દર્શાવ્યો. પોતાની બુદ્ધિની કસોટી માટે આ રમત રચાઈ હતી એમ વિક્રમ સમજી ગયો. જે ઘરની ગંગલી જેવી દાસી શુદ્ધ સંસ્કૃત સૂત્રો વાતચીતમાં જ વેરી દેતી હતી તે ઘરમાં પોતે પૂરતી ચકોરાઈ રાખી ન શક્યો એ પોતાની ભૂલ તેને સમજાઈ.

વિક્રમ પૂનઃ પદ્માવતીવાળા દિવાનખાનામાં ગયો. પદ્માવતી તેને જોઈને હસી પડી.

"હસો નહિ, તમે મૂગાં નથી એ જણાવવા હું પાછો આવ્યો." વિક્રમ ઉમંગથી બોલ્યો.

"અને મને પણ તમારા આગમનથી વાચા ફૂટી." પદ્માવતી ફરી હસી.

"પદ્માવતી! તમારે પરીક્ષા લેવી હતી તો મારા ધ્યાન પર જરા લાવી દેવું હતું. હમણાં આવી પડેલી આફતને લીધે હું અન્ય-મનસ્ક જેવો રહું છું એટલે તમને ઝટ ન સમજી શક્યો."

"આવેલી આફત તમારે માથે જ નથી. સારી અવંતી પર–અમારી ઉપર પણ છે જ. પણ હવે તેને માટે શી યોજના ધારી છે?"

"તે માટે જ તમારી માતાએ મને અહીં મોકલ્યો છે. તમે શું માર્ગ સૂચવો છો તે કહો."

"મારા જેવી એક તરુણ સ્ત્રીની બુદ્ધિ એમાં શું કામ આવશે?"

"બુદ્ધિને તારુણ્ય સાથે જ હંમેશાં સંબંધ નથી હોતો."

"પણ મારામાં તમને વિશ્વાસ બેસશે?" પદ્માવતીએ નવો પ્રશ્ન કર્યો. તેની અણીદાર આંખો આનંદનાં નર્તનો કરી રહી હતી.

"જે કોઈનો પણ વિશ્વાસ ન કરે તે રાજા ન જ બની શકે. રાજા બન્યો હોય તો યે તેનું પતન થાય."

"પણ કુમાર, હું મારી સલાહનું વખત આવ્યે મોંઘું મૂલ્ય લઈશ હો!" પદ્માવતીનું પદ્મસમાન વદન પ્રફુલ્લ બની ગયું હતું.

"મોંઘી સલાહ જ મારે જોઈએ છે ને! મોંઘી ચીજનું મૂલ્ય ન સમજે તે જ મૂરખ." વિક્રમે સ્મિત કર્યું.

પદ્માવતીની ઇચ્છા ઘણા દિવસથી આ છત્રીસ લક્ષણા રાજકુમાર વીર વિક્રમને જોવાની ને જાણવાની હતી. તે ઇચ્છા આજે પાર પડી હતી, તેથી તેના આનંદની સીમા રહી ન હતી. તે આખી રાત તેણે વિક્રમ સાથે વાર્તા વિનોદમાં કાઢી. દેવદમનીએ પણ તેમાં થોડો ભાગ લીધો ને બંનેએ વિક્રમને ઉજ્જૈનીમાં રહી ઘટતી તમામ સહાય આપવાનું વચન આપ્યું.

આ નવી મૈત્રીની સાંકળ દૃઢ કરી લઈ મળસ્કે વહેલા વિક્રમ અને ચષ્ટણ અવંતી છોડી ચાલ્યા ગયા.

## [૧૩] ગોદાવરીને તીરે

વિક્રમ તથા ચષ્ટણ ઝડપથી મજલ કરતા વરંગુળ આવ પહોંચ્યા અને રાજવી અરિષ્ટકર્ણ તથા માતા અને ભાઈઓને વિક્રમ ભેટયો. અરિષ્ટકર્ણ રાજાએ પોતાના નગરમાં આ ગર્દભીલ રાજકુટુંબને માનભેર રહેવાની તથા ભાવિ યુદ્ધના વ્યૂહ ગોઠવાની તમામ સગવડ કરી આપી. શક પ્રજા આર્યાવર્તમાંથી નાબૂદ થાય એવી આ રાજાને પણ ધગશ હતી એટલે વિક્રમના કાર્યને તે પોતાનું જ કાર્ય લેખવા લાગ્યો.

પુરુષાર્થનો જીવંત અવતાર વિક્રમ અવંતીને પરદેશીઓના હાથમાંથી છોડાવવાની તજવીજમાં રાતદિવસ રચ્યોપચ્યો રહેતો હતો. તેણે શરૂઆતમાં ગર્દભીલ રાજસત્તા વખતે પોતાને શત શત વંદન કરતા મંડળેશ્વરોને મદદ કરવા માટે દૂતો દ્વારા ખબર આપી પણ તેમાં તેને નિરાશા મળી. આવા મંડળેશ્વરો તરફ ગયેલા સાંધિક–દૂતોને મંડળેશ્વરોએ

વિનયપૂર્વક જણાવ્યું કે, હાલના સંજોગોમાં અવંતી પ્રદેશ પર જામતી જતી શક સત્તાની સામે થવાની હામ તેમનામાં ન હતી. કોઈએ કહ્યું કે, હજી વખત પાકયો નથી માટે ધિરજ ધરવી જોઇએ. તો કોઈએ વળી વિક્રમને કોઈ નવો પ્રદેશ આબાદ કરવા સલાહ આપી પોતાની શુભેચ્છા પાઠવી હતી.

પણ વિક્રમ આથી નિરાશ થાય તેમ ન હતું. ઋષભદત્ત નિર્બળ કરી મૂકેલો રાજા અરિષ્ટકર્ણ અને તે પોતે કાગની દ્રષ્ટિએ અનુકૂળ સંજોગોની રાહ જોતા સેના વધારવા લાગ્યા, તથા શક સત્તાની પ્રવૃત્તિઓ પર નજર રાખવા લાગ્યા. વિક્રમે શત્રુની પ્રવૃત્તિથી માહિત – ગાર રહેવા માટે ગુપ્તચરોની એક મોટી ટુકડી તૈયાર કરી ચષ્ટણને તેનો અધ્યક્ષ નીમ્યો હતો. માત્ર માહિતિ મેળવવા ખાતર જ આટલું મોટું ખર્ચ કરવાની વિક્રમની નીતિ અરિષ્ટકર્ણને ગળે ઉતરતી ન હતી.

" આટલા બધા ગુપ્તચરો રાખવાથી શું ફાયદો થવાનો છે? અવંતીના સમાચાર કાંઈ ઢાંકયા રહેવાના છે?" અરિષ્ટકર્ણે વિક્રમને પૂછયું.

"ગુપ્ત સેના સશસ્ત્ર સેના કરતાં ય વધુ મહત્વની છે. ઠેઠ અમ્લાટના અંતઃપૂર સુધી આપણા ગુપ્તચરોને પહોંચાડી દેવાની મારી નેમ છે." વિક્રમે ઉત્સાહથી કહ્યું.

" એથી આપણો ઈષ્ટ અર્થ વહેલો સિદ્ધ થાય એમ તો નથી જ લાગતું. ગુપ્તચરો થોડાઘણા જોઈએ તો ખરા, પણ તેની પાછળ વધુ પડતો વ્યય કરવાથી આપણે જ નિર્બળ બની જઈએ."

" મહારાજ! રાજકારણમાં અને બીજે પણ તકનું મૂલ્ય સૌથી મોટું છે. કળાથી થાય તે બળાથી નથી થતું. માટે કયી તકે કળ

વાપરવી તે જાણવા ગુપ્તચરોની ખાસ જરૂર છે." વિક્રમે ખુલાસો કર્યો.

ઋષભદત્તથી હારેલો અરિષ્ટકર્ણ પોતાની શિથિલ રાજનીતિને લીધે જ પરાજિત બન્યો હતો. તેણે કહ્યું: "હું તો સેનાબળમાં જ માનનારો છું."

"તે ખરું છે છતાં મનુ જેવાએ પણ દૂતનું મહત્ત્વ માની કહ્યું છે કેઃ—

दूतएवहि संधत्ते भिनत्त्येव च संहतान् ।
दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन वा न वा ॥
बुध्वा च सर्वं तत्त्वेन परराजचिकीर्षितम् ।
तथा प्रयत्नमा तिष्ठेद्यथात्मानं न पीडयेत्॥*

સંધિ અને વિરોધ જેવાં મહત્વનાં કામો દૂતને જ આધીન રાખવા રાજનીતિ ફરમાવે છે, કારણ એ કાર્યો કરવામાં—ભેદ પાડવામાં કે સલાહ કરવામાં દૂત જ સમર્થ હોય છે. દૂતો વડે વિરોધી રાજાનો ગુપ્ત રાજવ્યવહાર જાણી લેવો જોઈએ. તેમ થાય તો જ સેના વડે પણ પોતાનું રક્ષણ કરી શકાય. તે વિના સેનાબળ પણ નિરર્થક જાય છે." વિક્રમે પોતાના મંતવ્યને રાજનીતિના આધાર વડે પુષ્ટિ આપી.

અવંતીવાસી પદ્માવતી, દેવદમની તથા ગંગલી ઘાંચણે વિક્રમની આંખમાં રાજનીતિનું અભિનવ અંજન આંજ્યું હતું, એ ત્રણે વિચક્ષણ નારીઓ જાણે વિક્રમને અદ્‌ભૂત લાગતી હતી. બુદ્ધિ ચાતુર્ય, સમય-સૂચકતા અને રાજનીતિ તથા વ્યાપારબુદ્ધિમાં પણ તેઓ એક સરખી સમર્થ હતી. વિક્રમ એ ત્રણેને કાર્યકુશળતામાં એક બીજાને ટપી

* મનુસ્મૃતિ : ૭, ૬૬, ૬૮

જતી હોય તેવી માનતો હતો. એ ત્રણેના બુદ્ધિવ્યૂહ વડે જ પોતે ગંધર્વસેન મહારાજની અંતિમ ઈચ્છા પાર પાડી શકયો હતો. તેમની સહાય વગર એ અકશયવત્ લાગતું કાર્ય ઘણું મુશ્કેલ બની જાત તેની વિક્રમને ખાત્રી હતી. હવે પછીની યોજનાઓ જે વિક્રમને ઘડવાની હતી તે માટેનો મસાલો પણ દેવદમનીને ત્યાંથી વિક્રમને મલી ચૂકયો હતો. તે મશાલો તૈયાર કરી આપવામાં સૌથી વધુ રસ તો પદ્માવતીએ લીધો હતો.

પદ્માવતીના સ્મરણ સાથે જ વિક્રમની નજર સમક્ષ તે યુવાથી છલકાતી અને બુદ્ધિથી ચમકતી સુંદરીની મનોરમ્ય છબી ખડી થઈ ગઈ. કોઈ રાજકન્યાને લજાવે તેવું તેનું રૂપ, બૃહસ્પતિને ય શરમીંદા પાડે તેવી વિદ્યા, કૌટીલ્યને પણ ઝાંખપ લગાડે તેવી નીતિજ્ઞતા અને તેની કલા રસિકતા વગેરે થોડા જ પરિચયથી વિક્રમના મનમાં જડાઈ ગયાં હતાં.

ભયંકર સેનાબળોને પણ મ્હાત કરે તેવી ભેદી રાજનીતિ ને જાસુસસેના પર પદ્માવતીએ ઘણો જ ભાર મૂકયો હતો. વિક્રમને ગળે પણ તે વાત ઉતરી હતી એટલે તેણે ગુપ્તચરોની સેના વધારવા માંડી હતી. પદ્માવતીએ અને દેવદમનીએ અવંતી ખાતેના વિક્રમના ગુપ્તચરો માટે પોતાના ઘરને એક કેન્દ્ર બનાવવાની પણ સંમતિ આપી હતી. રાજનીતિની દષ્ટિએ આ ભયંકર જવાબદારી હતી. આવી જવાબદારી વગર કહ્યે માથે લેનાર એ નારીઓ માટે વિક્રમને અપાર માન પ્રગટયું હતું. એ અહેશાનનો બદલો પોતે કયી રીતે વાળી શકશે તેની વિક્રમને પણ સૂઝ પડતી ન હતી.

"તમે મારા જેવા રઝળતા રાજકુમાર માટે તમારા ઉપર રાજનો રોષ શા માટે વહોરી લ્યો છો?" વિક્રમે પદ્માવતીને પૂછેલું.

"એવું કાંઈક સાહસ ખેડયા વગર મને જીવનમાં બીજો રસ જણાતો નથી. સાહસોનો મને શોખ છે. બુદ્ધિની અને ભેદભર્યાં સાહસોની ચકમક ઝરતી જોવા અને તેમાં સામેલ રહેવા હું હંમેશાં જંખતી રહી છું." સસ્મિત વદને પદ્માવતીનો જવાબ મળ્યો.

"શકસેના વ્હેંમાઈને તમને સતાવશે તો શું કરશો ?" વિક્રમે ફરી પૂછ્યું.

"એવી બીક કાયરોને જ ડરાવી શકે." પદ્માવતી હસી. વિક્રમ તેના દીપ્તીવાન મૂખ તરફ જોઈ જ રહ્યો.

"ખરેખર, તમે અદ્‌ભૂત છો." વિક્રમ થોડીવારે બોલી ઊઠ્યો.

"તમને પણ હું અદ્‌ભૂત બનાવવા માગું છું. અદ્‌ભૂત માણસો તમને મેળવી આપવાની મારી ઇચ્છા છે. તમે તે માટે પ્રવાસ કરશો ?"

"કેમ ન કરું ? બોલો શું કરવાનું છે ?" વિક્રમે આતુર થઈ પ્રશ્ન કર્યો.

"ગોદાવરી કાંઠે વીર વેતાળનો વાસ છે. એ વેતાળ ભટ્ટ એક વિચક્ષણ તાંત્રીક પુરુષ છે. માનવીની બુદ્ધિમાં ન ઉતરે તેવાં અદ્‌ભૂત કાર્યો તે તંત્રમંત્રાદિકની સાધનાથી તથા સ્વપરાક્રમથી સિદ્ધ કરે છે. લોકો તેને શંકરના ગણ તરીકે માને છે. તેને તમે વશ કરી શકશો ?" પદ્માવતીએ પૂછ્યું.

"હા, તેની ભેટ ક્યાં ને કેવી રીતે થાય તે કહી શકશો ?" વિક્રમે ઉત્સાહ દાખવ્યો.

"શાબાશ ! તમે જરૂર વેતાળને વશ કરી શકશો એમ મને ચોક્કસ લાગે છે. પણ તેનું સ્થાન ગોદાવરી તીરે કોઈ ગુફામાં છે. તેને તમારે જાતે જ શોધી કાઢવો પડશે. પણ જોજો, કાચી છાતીનું ત્યાં કામ નથી ! તેના પંજામાં સપડાએલો માનવી પાછો ફરી જ શકતો નથી."

"શેરને માથે સવાશેર હોય જ. હું એને જીતી લઇશ." આત્મશ્રદ્ધાપૂર્વક વિક્રમે કહ્યું.

"તેને તમે જીતો તો તે અદ્‌ભુત વ્યક્તિ અવંતીના શકોને ઘડીના છઠ્ઠા ભાગમાં મ્હાત કરી ઉજ્જૈની જીતી આપે."

"ઉજ્જૈની તો હું પણ જીતી શકીશ, પણ હવે પ્રથમ તો એ વેતાળને જ મારે જીતવો પડશે." વિક્રમે પોતાના પરાક્રમને છાજતી ઢબે ખુલાસો કર્યો ને તે સાંભળી પદ્માવતી પણ પ્રસન્ન થઇ.

*

વિક્રમ વેતાળની ભાળ માટે ગોદાવરી તીરનાં ગાઢ જંગલો કોતરો અને પહાડો રોજ ખૂંદ્યા કરતો હતો. વનવાસી લોકોને મળીને તેમની સાથે વેતાળનો પત્તો મેળવવા ચર્ચા પણ કરતો હતો. પરંતુ વનવાસી લોકો તો વેતાળના નામ માત્રથી ડરીને તેને કાંઇ જ પત્તો આપી શકતા નહિ. તેઓ ઉલટા વેતાળનાં સાચાં ખોટાં પરાક્રમ વર્ણવી વિક્રમને નિરુત્સાહિત કરતા.

અવંતીમાં શક રાજ થાળે પડતું જતું હતું. શકોની લાગવગ દિનપ્રતિદિન વધતી જતી હોવાના સમાચાર દૂતો દ્વારા વિક્રમને મળવા લાગ્યા. વિક્રમ આ સમાચારોથી મનમાં તપ્ત બનતો હતો. પણ યોગ્ય સમયની રાહ જોયા સિવાય છૂટકો ન હતો. વનમાં રખડતા નિર્ભય વિક્રમને વનવાસી લોકો જોડે પણ દોસ્તી થવા લાગી હતી. તે લોકોને પણ થોડી તાલીમ આપી હોય તો વફાદાર સૈનિકો બની શકે એમ વિક્રમને સમજાયું હતું ને તે માટે તે મન સાથે યોજના પણ ઘડી રહ્યો હતો.

મર્હુમ મહારાજા ગંધર્વસેનનો મોટો પુત્ર શંકુ ઘણો ભોળો અને સત્વહિન હતો. તેનું શરીર કાયમને માટે અસ્વસ્થ જ રહેતું.

એટલે તે ઉગ્ર રાજકારણમાં પડવા સમર્થ ન હતો. સૌથી નાનો પુત્ર શુકાદિત્ય વિચારવાન યુવક હતો. પણ તેને કુદરત તથા કાવ્યશાસ્ત્રનો બહુ શોખ હતો, એથી રાજકારણ તરફ તે ઉદાસ રહેતો. આથી પિતાના મૃત્યુ બાદ વિક્રમને માથે એકલે હાથે જ અવંતીના દુશ્મનો સામે થવાની ફરજ આવી પડી હતી.

વિક્રમ સાહસિક હતો. છતાં રાજનીતિના મહત્વના પાઠ તે અવગણે તેટલો મૂર્ખ ન હતો. પોતાના અધિર મનને કાબુમાં રાખી તેણે યોગ્ય સંજોગો આવતાં સુધી ધૈર્ય ધાર્યું હતું. પોતાના તથા અરિષ્ટકર્ણના સૈન્યને તાલીમ આપવાનું તથા નવી ભરતી કરવાનું, શસ્ત્ર સરંજામ વધારવાનું વગેરે કામો ચાલતાં જ હતાં. એવી તૈયારીમાં મહીનાઓ પર મહીનાઓ અને વર્ષ પણ વીતવા લાગ્યાં.

# [ ૧૪ ] શકરાજવીનું રાજતંત્ર

ઉજ્જૈનીમાં શક સરદાર અમ્લાટ મહારાજાધિરાજ બન્યો હતો. અને બીજા શક સરદારોને મોટી જાગીરો કાઢી આપવામાં આવી હતી. જૂના રાજ્યાધિકારીઓને રૂખસદ આપી નવા નીમવામાં આવ્યા હતા. તેમાં મહત્ત્વની બધી જગ્યાઓ પર શક લોકો જ નિયુક્ત થયા હતા. જૂના અધિકારી વર્ગમાંથી જે નવીન રાજતંત્રને અનુકૂળ આવતા જણાયા તથા ઉપયોગી લાગ્યા તેમને કાયમ રાખ્યા હતા, છતાં તેમના પર અવિશ્વાસની નજર તો રહેતી જ. એવા સંજોગોમાં રાજકાજની જવાબદારી ઉઠાવવી જૂના કર્મ-ચારીઓ માટે મુશ્કેલીભરી બની હતી. એટલે મોટા ભાગના કર્મચારીઓ સ્વેચ્છાથી રાજકારભારમાંથી મુક્ત થયા હતા.

અવંતીની પ્રજા, સરદારો, મંડળેશ્વરો બધા શકપ્રજાથી દબાઈ ગયા હતા. રાતી આંખ અને રાતા વસ્ત્રવાળો શક રાજા અમ્લાટ તેના દેખાવ માત્રથી જ શેહ પાડે તેવો હતો. તેની પાછળ ચાલતા ધનુર્ધર

શક યોદ્ધાઓના પ્રચંડ દેહ, લીંબુની ફાડ જેવી આંખો, લાંબી મૂંછના ચઢાવેલા આંકડા તથા તેમના પુષ્ટ સ્નાયુઓમાં ઉછળતી બળની ભરતી જોઈ લોકો સજ્જડ થઈ જતા. 'ગર્દભી વિદ્યાના પ્રયોગનો પ્રતિકાર તો આવા જ કરી શકે' એમ લોકો શક રાજવીને જોતાં જ માંહે માંહે વાત કરતા. શક પ્રજા ધનુષબાણની શોખીન હતી. ધનુષની મુઠી સાથે જ એ પ્રજા હિંદમાં આવી અને તેણે રાજ્યો જીતી લીધાં હતાં. શકોનાં નિશાન અચૂક ગણાતાં, તેમના નિશાનને કોઈ ચૂકાવી શકતું નહિ. અવંતીની બીકણ પ્રજા તેમના આ ગુણને અતિશયોક્તિપૂર્વક વર્ણવતી અને એ રીતે શકોની અવંતીની પ્રજામાં પડેલી પ્રભાવપૂર્ણ છાપને વધારે ગાઢ બનાવી મૂકતી.

આ શક લોકો તેમના વતન શિસ્તાનમાંથી આ દેશ ઉપર ઉતરી આવ્યા હતા. તેમના પ્રદેશમાં આ તોફાની પ્રજા પૂરતું પોષણ અને સ્થાન ન પામવાથી ટોળેટોળાં હિંદમાં ઉતરી આવતાં હતાં. પૂર્વે ક્ષહરાટ ભૂમકના સમયે પણ કેટલાંક શક ટોળાં હિંદમાં ઉતરી આવ્યાં હતાં. શિસ્તાનમાં તીરંદાજી, ઘોડેસ્વારી તથા ઢોર ચારવાની ને રખડુ જિંદગી ગાળવાની ટેવથી ટેવાયેલી આ પ્રજા હિંદમાં આવતાં સુખ અને સમૃદ્ધિ પામતી. ઘણાં વર્ષો પૂર્વે શક તરીકે આવી વસેલા અને રાજ્યના માલીકો બનેલા નહપાણ અને ઋષભદત્ત જેવા રાજાઓ પણ તે સમયે અસ્તિત્વમાં હતા. એટલે અવંતીના આ નવા વિજેતાઓને હિંદમાં જામી પડવાની સ્વાભાવિક ઈચ્છા થાય તેમાં નવાઈ ન હતી.

આ અર્ધ જંગલી પ્રજા દિનપ્રતિદિન નવી સભ્યતા પ્રાપ્ત કરી રહી હતી. છતાં તેનામાં ઢોરચારૂ પ્રજાનો વખાણવા લાયક એક ગુણ કાયમ હતો. તેમનામાં સ્ત્રીના ચારિત્ર્ય ને શીલ માટે બહુ જ સન્માન રાખવામાં આવતું. તેમના આ સદ્‌ગુણથી આકર્ષાઈને જ કાલિકસૂરી કંઈક અંશે શકસ્થાનમાં તેમની મદદ માટે જવા પ્રેરાયા હતા.

પરંતુ ઘર વતન છોડી આવેલા શક યોદ્ધાઓ અવંતીમાં જામી ગયા પછી ચારિત્ર્યમાં શિથિલ થવા લાગ્યા. સ્ત્રીના દેહની ભૂખ તેમના અંતરમાં જાગવા લાગી અને સ્ત્રીના શીલ વિષયક તેમની ઉચ્ચ ભાવના શૈથિલ્ય પામવા લાગી. અમ્લાટના સમયમાં ઘણા શક લોકો સ્ત્રી છોકરાં સાથે ઘરબાર બાંધી અવંતીમાં રહ્યા હતા, પણ મોટા ભાગના સૈનિકો જે એ સ્થિતિમાં ન હતા તેઓ સ્ત્રીલંપટ બનવા લાગ્યા. વિજેતા અમ્લાટ અવંતી જીત્યા પછી થોડાં વર્ષમાં અસાધારણ બીમારીથી એકાએક મૃત્યુ પામ્યો એટલે તેની જગોએ નવીન રાજા તરીકે શક સરદાર ગોપાળને નિયુક્ત કરવામાં આવ્યો. આ ગોપાળના રાજ અમલમાં શક પ્રજાએ સ્ત્રીઓના શીલના સન્માનને ઉઘાડે છોગે નેવે મૂકવા માંડ્યું. કત્લ, લૂંટફાટ અને આગની સાથે ગરીબ નારીઓનાં શીલ પણ લૂંટાવા લાગ્યાં.

ગોપાળના રાજ અમલનો ઉદય થતાંની સાથે જ અવંતીની પ્રજાના દુઃખના દિવસનો પણ ઉદય થયો. શક લોકો લોકોને લૂંટતા તથા સામા થનારની ક્રૂર રીતે કતલ કરતા હતા, છતાં તેઓ સ્ત્રી લંપટ તો નથી એની લોકને નિરાંત હતી. પણ ગોપાળના અમલની શરૂઆતે જ લોકોની એ માન્યતા ખોટી પાડી દીધી. લોકોની એ બાબત ઘણી જ બૂમો આવી પણ ગોપાળે કાંઈ જ દાદ સાંભળી નહિ. પ્રતિષ્ઠિત નાગરીકોને પણ તેણે નફ્રતા ભર્યો જવાબ આપ્યો : " મારા સૈનિકો એમની કામલાલસા અહીં જ તૃપ્ત ન કરે તે માટે શું તેમને શક–સ્થાનમાં પાછા મોકલાવું ? "

" મહારાજ ! રાજને પ્રજા તો બેટાબેટી ગણાય-તેમની આબરૂ પર હાથ ન ઊપાડાય. " ઉજ્જૈનીના મહાજને વિનંતિ કરી.

" એટલે તમે મને રાજનીતિ શીખવવા આવ્યા છો એમ ? " ગોપાળ તપી ઊઠ્યો.

"ક્ષમા કરો મહારાજ! અમે તો અરજ કરવા આવ્યા છીએ." ઢીલા વૈશ્યો કરગરી પડ્યા.

"નીકળો અહીંથી, હું કાંઈ જ સાંભળવાનો નથી. ફરી આવશો તો ભોંયમાં દાટી છૂટાં તીરે મારીશ." લાલ હીંગળોક આંખને તંગ બનાવતો ગોપાળ કોપી ઊઠ્યો. મહાજનના શેઠીયા ટપોટપ ઊભા થઈ ગયા ને ઘર ભેગા થઈ ગયા. અવંતીના હવે પૂરેપૂરા બૂરા હાલ થવા બેઠા હતા, એમ સૌને લાગ્યું. કોઈ ગંધર્વસેનને સંભારવા લાગ્યા તો કોઈ વળી કાલિકસૂરીને દેશ માથે આ આફત તાણી લાવવા માટે ગાળો આપવા લાગ્યા.

અવંતીનો વેપાર રોજગાર તૂટી ગયો હતો, તે હવે ગોપાળના બે ફાટ અમલથી સાવ નાબૂદ થવા લાગ્યો. પ્રજાનો મોટો વર્ગ ઘરો ખાલી કરી સગેવહાલે ભાગી જવા લાગ્યો. અવંતીમાં હવે કોઈના ધનની, શીલની, કે જીવની સલામતી ન હતી એમ સૌને લાગ્યું. શક પ્રજાની દયા પર લોકોને જીવવાનું હતું, પણ તે લોકોમાં દયાનો અંશ હતો જ નહિ, એટલે ગામો ને નગરો ઉજ્જડ થવા લાગ્યાં. અવંતી પ્રદેશ જાણે વેરાન બની ગયો.

અમ્લાટે પાછળના રાજાના અમલને અનુસરીને લોકોની તકરાર સાંભળવા એક ન્યાયમંત્રી નીમ્યો હતો, તે જાતનો શક હતો. છતાં અમ્લાટના રાજઅમલમાં તે વખતોવખત લોકોની યોગ્ય ફરિયાદો સાંભળી વ્યાજબી ચૂકાદા આપતો ને તે ચૂકાદા અમલમાં મૂકાવતો. પણ ગોપાળે તે સત્તા સેનાપતિ પુષ્પકને સોંપી લશ્કરી સત્તા વડે જ રાજઅમલ ચલાવવા માંડ્યો.

અવંતીના મંડળોમાંથી ઘણા દૂધમલ જુવાનો શક સૈનિકોની સામા પણ થતા હતા. પણ તેમને પકડીને અવંતીમાં લાવી હાથીને

પગે બાંધી ચગદાવી મારવામાં આવતા. કોઈ કોઈને હારબંધ ઊભા રાખી એકી સાથે તલવારોથી શિરચ્છેદ કરવામાં આવતો, તો કોઈને ભોંયમાં અર્ધા દાટી તીરથી વીંધીને મારવામાં આવતા. આ પ્રમાણે અવંતીના યૌવન ધનનો પણ દિનપ્રતિદિન ભૂરા મોતે વિનાશ થવા લાગ્યો. પ્રજામાં ભયની અરેરાટી વ્યાપી ગઈ.

પુષ્પક અને ગોપાળ પથ્થરના બનેલા માનવી હતા. પ્રજાનો આર્તનાદ તેમને દ્રવિભૂત કરી શકે તેવા તે નરમ ન હતા. એવી નરમાશને તો તે હાંસી પાત્ર લેખતા હતા.

રાજા તથા સેનાપતિને ગાઢ સ્નેહ હતો. એટલે પ્રજાપીડનમાં બંને એક સરખી નીતિના પુરસ્કારક બન્યા હતા. પરંતુ એક એવો બનાવ બન્યો કે જેના લીધે બંનેના સ્નેહમાં મોટી તડ પડી ગઈ.

## [૧૫] શ્રેષ્ઠીકન્યા સુનંદા

**આર્ય** વેપારીઓ અને ધર્માચાર્યો આ સમયે પૃથ્વીના દૂર દૂરના દેશાંતરોમાં આર્યોની નામના ગજાવી ચૂક્યા હતા. સાધુઓએ ગાઢ જંગલો ને પહાડો વીંધી તથા સમુદ્રો ઓળંગી આર્યાવર્તની ધર્મ લક્ષ્મીને દેશાંતરોમાં વહતી કરી હતી. વ્યાપારીઓએ પણ મહા સમુદ્રો ઓળંગી દૂર દૂરના દ્વીપોમાં આર્યાવર્તની વ્યાપાર-લક્ષ્મીને મ્હોરતી કરી હતી. આર્યોની લક્ષ્મી ધર્મ રૂપે કે વ્યાપાર રૂપે સંકુચિત માનસવાળી ન હતી. वसुधैव कुटुंबकम् એ ભાવના તેમાં રમી રહી હતી. ધર્મ કે વ્યાપારના વર્ચસ્વની છાયામાં રહી આર્ય પ્રવાસીઓએ પરદેશીઓ પર શાસન ચલાવવાની સ્વાર્થ લોલૂપતા કદાપી સેવી નથી.

આવા સાહસિક અને ઉદાર વેપારીઓ અરબસ્તાનમાં પણ જઈ વસ્યા હતા. સૌરાષ્ટ્રના મધુવંતી ( મહુવા ) ના લક્ષાધિપતિ વ્યાપારી જાવડશાહ અરબસ્તાનમાં આગેવાન લક્ષ્મીપુત્ર ગણાતા હતા. તેમણે

અરબસ્તાનમાં જાણે આર્યાવર્તનું પરું વસાવ્યું હતું. અનેક સૌરાષ્ટ્ર-વાસી અને બીજા આર્યો તેમની હુંફથી વેપાર તથા નોકરી માટે ત્યાં જઈ વસ્યા હતા, અને અરસ્પરસ બંધુ ભાવથી વિદેશમાં પણ સ્વદેશનો અનુભવ કરતા હતા.

અવંતીના કેટલાક વૈશ્યો પણ અરબસ્તાન દ્વીપમાં વેપાર માટે જઈ વસ્યા હતા. જાવડશાહ સોદાગરનાં વહાણો નિયમિત રીતે સૌરાષ્ટ્ર કાંઠે આવતાં અને માલ તથા ઊતારુઓને લઇને પૂન: અરબસ્તાનની સફરે ઊપડી જતાં. નર્મદા દ્વારા સ્તંભતીર્થ બંદર સાથે અવંતીનો જળમાર્ગ સંધાયો હતો અને સ્તંભતીર્થ (ત્રંબાવટી) માં પણ જાવડશાહ શેઠની નૌકાઓ નાંગરાતી હતી. શક સત્તાનો અવંતીમાં અમલ જામ્યા પછી અવંતીનો વેપાર તો નષ્ટ પ્રાય: થઈ ગયો હતો. છતાં જૂની જામેલી પેઢીઓ એકદમ કામકાજ સંકેલી લઈ શકી ન હતી. એટલે થોડું ઘણું વ્યાપારી કામકાજ ચાલતું ને તે માટે નર્મદાના હૃદય પર નાની નૌકાઓ તરતી તરતી ત્રંબાવટી બંદરે જતી ને આવતી.

અવંતીની નજીકના એક નાના નગરમાં વ્યાપાર રોજગાર તથા લોક વસ્તી ઘટી જવાથી નગર શૂન્યવત્ બની ગયું હતું. સારા સારા નાગરીકો દેશ દેશાંતરમાં ચાલ્યા જવા લાગ્યા હતા. જાવડશાહની પેઢીમાં આ નગરનો એક ધનિક શ્રેષ્ઠી કામ કરતો હતો. તે શ્રેષ્ઠી અને તેનો જમાઈ હાલ અરબસ્તાનમાં હતા પણ તેની યુવાન પુત્રી સુનંદા દેશમાં હતી. અવંતીનું રાજતંત્ર શક સત્તાના મદાંધ વલણથી વણસી ગયું હતું અને ત્યાં લોકોના જાનમાલ તથા સ્ત્રીઓનાં શીલ સલામત ન હતાં, તે વાત જાણીને શ્રેષ્ઠીએ પોતાની પુત્રીને અવંતી છોડી અરબસ્તાન આવવા લખી દીધું હતું. અને તે માટે સોબત વગેરેનો પાકો બંદોબસ્ત પણ તેણે કરી દીધો હતો.

શ્રેષ્ઠી કન્યા સુનંદા સ્વરૂપવાન યુવતી હતી. એના ઘાટીલા ગૌરદેહને યૌવનશ્રીએ શણગારીને ભગવાન કુસુમાયુધના મહામંદિર સમાન બનાવી દીધો હતો. યૌવનથી ફાટ ફાટ થતી એ શ્રેષ્ઠીકન્યા પણ પતિ તથા પિતાને મળવા અધીરી બની હતી. અવંતીના નઠારા રાજતંત્રને લીધે તેનો જીવ પણ તાળવે ચોંટયો હતો. પિતાનો સંદેશો આવતાં જ તેણે અરબસ્તાન જવા તૈયારી કરી દીધી અને નિર્ણિત દિવસે તે પોતાના નોકર ચાકરો તથા પિતાએ પાઠવેલા સોબતીઓ સાથે સગાં સંબંધીના શુભાશીષ ઝીલતી નીકળી પડી.

નર્મદા કિનારે આવી નૌકામાં બેસી સુનંદા તથા તેની મંડળી ત્રંબાવટી બંદર તરફ ઉપડી. લાંબા વિરહ પછી પતિના મધુર મિલનને જંખતી સુનંદા અધિર મને નર્મદાનો પટ નિહાળી રહી હતી. નૌકાની ઝડપ તેને મંદ લાગતી હતી. તેને એ ખબર ન હતી કે તેના આતુર મનની સાથે ઝડપની સ્પર્ધા કરે એવું કોઈ યાન જ આ લોકમાં ન હતું.

સુનંદા મનમાં નીચેની પંક્તિ ગણગણી રહી હતી:

शेषान् मासान् गमय चतुरो लोचने मिलयित्वा ।

આ પંક્તિ એકાદ માસ પર તેના પતિના પત્રમાં તેને આશ્વાસન આપતાં તેના પતિએ લખી હતી. સુનંદાનો પતિ ચાર છ માસ પછી દેશમાં આવવાનો હતો તેવો તે પત્રમાં નિર્દેશ હતો; અને દેશમાં આવીને મુક્ત–પ્રફુલ્લ મને પ્રિય પત્ની સાથે પ્રણયારાધના કરવાના અભિલાષ પણ તેમાં વ્યક્ત કરેલા હતા. સુનંદા તે પંક્તિનું સ્મરણ કરી પતિના સ્નેહ નીતરતા તે આખા પત્રને માનસપટમાં અવલોકી રહી. સ્વામીનાથ દેશમાં પધારવાના હતા તેને બદલે પોતે જ હવે તો ત્યાં જતી હતી. પોતાને જોશે ત્યારે પતિ કેટલો બધો આનંદ પામશે? સુનંદા અંતરમાં સ્વામીની પ્રફુલ્લ મૂર્તિનાં દર્શન કરી રહી. તેને હર્ષનો રોમાંચ થયો.

નર્મદાની શિતળ જળ લહરીઓથી ભીંજેલા શિતળ પવનની હાજરીમાં પણ તેને પ્રસ્વેદ થયો. આજુ બાજુ જોતી સુનંદા શરમથી સજ્જડ થઇ ગઇ. જાણે કોઇ પોતાના મનોભાવ જાણી તો નથી ગયું એવા મુગ્ધભાવથી તે પોતાની બે દાસીઓ તરફ ને બીજાંઓ તરફ જોઈ રહી.

"સુનંદાબેન, થોડા દિવસ પછી જવાનું થયું હોત તો નૃત્યનો અભ્યાસ પૂરો થઈ જાત." એક દાસીએ સહજ વાત કાઢી. સુનંદા સ્વામી પરદેશથી આવે તે વખતે તેમને આશ્ચર્યચકિત કરી નાખવા નૃત્યકળા શીખી રહી હતી ને તે અભ્યાસ લગભગ પૂરો પણ થવા આવ્યો હતો.

"જેમને માટે નૃત્ય શીખતાં હતાં તેમનું તેડું આવ્યું પછી નૃત્યમાં શું રસ રહે?" બીજી દાસી હસી.

"ના, પણ હવે નૃત્યકળામાં બહુ બાકી નથી રહ્યું. હવે તો અભ્યાસ અને સ્વાનુભવથી આપમેળે આગળ વધી શકાશે." સુનંદાએ દાસીની મીઠી ટકોર આંખ અને કાનથી પી જતાં ધીમેથી કહ્યું. મીઠી ટકોરનો વિરોધ રસિકજનો કદીએ કરતાં નથી એ તો અરસિકોનું કામ રહ્યું.

"પેલી શેઠની તમે આલેખેલી છબી અવંતી મોકલીને મઢાવી લીધી હોત તો સારૂં." દાસીએ કહ્યું.

"હા, પણ વખત જ કયાં હતો?" સુનંદા બોલી,

"એવા કામ માટે બે ચાર દિવસનો વધારે વિરહ વેઠી લેવાનું કોને મન થાય?" અતિ સંપર્કથી સખી જેવી બનેલી દાસી હસી.

"તને બસ બધે એક જ વાત દેખાય છે!" સુનંદાએ ધનુષ્ય જેવી ભ્રકુટી તંગ કરી મીઠો રોષ બતાવ્યો. એ કૃત્રિમ રોષની પાછળ મીઠપના મહેરામણ ઉછળતા હતા તે દાસી સમજતી હતી.

“ એ બધુંય હું તમારી પાસેથી જ શીખી છું તે કેમ ભૂલી જાઓ છો ? તમે શૃંગારનાં કાવ્યો પણ રચ્યાં છે ને તે મને વારંવાર સંભાળાવી સંભળાવીને મારૂં મન એવું કરી નાંખ્યું છે. છતાં હવે ઠપકો આપો છો ?”

“ તું રસિક બની છે તે તો જાણે આનંદ પામવા જેવી વાત છે. પણ તારો તે રસ તારે કયાં ઢોળવો છે? એનો ઝીલનાર કોઈ છે કે નહિ ? ” સુનંદાએ દાસીને ખીલવવા માંડી.

“ છે જ તો. ન હોય એવું તે બને ?”

“ કોણ છે એ ભાગ્યશાળી જન ? ”

આટલામાં જ છે. એના વગર મને ચેન જ નથી પડતું. ” દાસી વિચિત્ર રીતે હસી.

“ કોણ ? કોણ ? જલદી કહે ? ” સુનંદા ચમકીને ચોમેર જોવા લાગી.

“ તમે પોતે જ. ” દાસી બોલી. ત્રણે સખીઓ હસી પડી. સુનંદા તો હસીહસીને લાલચોળ બની ગઈ.

“ ગુલાબી ઉષાનેય શરમાવે એવાં તમે દીપી ઊઠયાં છો ? ” દાસીએ કલ્પના દોડાવી.

“ કવયિત્રી ! હવે તમારી કવેતાઈ જવા દો. કવિઓના કાર્ય-પ્રદેશપર તરાપ ન મારો. ” સુનંદા હાસ્યને ખાળતાં શાંત થઈને બોલી.

“ આ સામે કોઈ નગર આવ્યું. ” બીજી દાસીએ વાર્તાનો પ્રવાહ બદલ્યો. સામેથી જરા આધે એક નગરનાં દેવમંદિરનાં શિખરો તથા નગરજનોના હર્મ્યોનાં શિખર ઝાડોની ઘટામાંથી દેખાતાં હતાં.

ચાલતી નૌકાએ એ સ્ફટિકનાં હર્મ્ય શિખરો જાણે વનરાજીનો ઘૂંઘટ તાણી ડોકિયાં કરતી નવવધૂના મુખ જેવાં રમ્ય લાગતાં હતાં.

"ત્રંબાવટી ક્યારે આવશે?" સુનંદા સહજ બોલી ગઈ.

"બાઈને ઈશ્વર પાંખો આપે તો સારું, ઊડીને સ્વામીનાથ પાસે ચાલ્યાં જાય." દાસીએ ટકોર કરી.

"અવંતીની દેવદમની ધાંચણ પાસે ઊડતો અશ્વ છે તે માગી લાવવો હતો ને?" બીજી દાસી આગળ વધી.

"તમારા વગર એકલી હું અશ્વ પર ચડું જ નહિ. તમે શું મારાથી છૂટવા માગો છો?" સુનંદાએ વિનોદમાં જ પૂછ્યું.

"કોણ કોને છોડી દે છે તે તો આરબ દ્વીપમાં ગયા પછી સમજાશે." દાસીએ કટાક્ષ કર્યો.

"હા બેન! અમે તો અત્યારે વહાલાં લાગીએ છીએ, પછી તો......"

"સારું બહુ ચીબાવલી ન થા. જો આ નગર આવ્યું. પણ કાંઠે પેલી ધનુર્ધરોની ટુકડી શાની ઊભી છે?" સુનંદાએ નદીકાંઠા પર નજર કરી.

દાસીઓ તથા વહાણ પરના બીજા માણસો પણ એ ટુકડીને જોઈ નવાઈ પામ્યા. ભયની આછી લહરી પણ દરેકના અંતરમાં પ્રસરી ગઈ. શકસેના લોકોને કાળ જેવી લાગતી. તેના દર્શનથી જ લોકો ત્રાસી ઉઠતા, એવી તેમની છાપ પડેલી હતી.

"શકરાજાનું સૈન્ય લાગે છે," એક દાસી કીનારા તરફ જોતી બોલી.

"મુઆ પિટયા, એ વળી અહીં ક્યાંથી?" બીજી બોલી ઊઠી.

જોતજોતાંમાં કીનારેથી એક હોડી વહાણની સામે આવી અને વહાણ કાંઠે થોભાવવાનો આદેશ થયો. વહાણના સંચાલકે પોતાનું વહાણ અહીં થોભાવવા ના પાડી કહ્યું કે, અમારે ત્રંબાવટીથી ઊપડતી નૌકાઓમાં આ ઉતારું પહોંચાડવાના છે. જેથી રસ્તે વિલંબ થાય તેમ નથી.

"એ નહિ ચાલે. સેનાપતિનો હુકમ છે." હોડીમાંથી એક સૈનિકે સત્તાસૂચક સ્વરે કહ્યું.

"સેનાપતિ ક્યાં છે?" ટંડેલે પૂછ્યું.

"તે તો નગરમાં છે. પણ વહાણની તપાસણી કરવા અમને ફરમાન છે. જલદી કાંઠે હંકારો."

વહાણ પરના માણસો અને સુનંદા ગભરાઈ ઊઠ્યાં. જે ભયમાંથી બચવા તે અવંતીરાજ છોડી જતાં હતાં તે જ ભય સામે આવી ઊભો રહ્યો.

"પેલી સ્ત્રીઓને પ્રથમ અમારી હોડીમાં ઊતારી દો." સૈનિકે આજ્ઞા કરી.

"તે નહિ બને. જાઓ તમારા સેનાપતિને અહીં મોકલો. અમે સાગરના પુત્રો એમ ડરી ન જઈએ." ટંડેલે તીખાશથી કહ્યું. રોષથી તેનો સ્વર કંપતો હતો.

"ચાલ ચાલ હવે સાગરની છોકરી!" કહી સૈનિકે ધનુષ્ય પર તીર ચઢાવ્યું. "ચાલ કાંઠે હંકારે છે કે નહિ?" તેણે ફરી પ્રશ્ન કર્યો.

"ખબર છે નાદાન, આતો આરબ દ્વીપના રાજા શાહ સોદાગર જાવડશાહનું વહાણ છે ને અંદર તેમની જ પુત્રીઓ બેઠેલી છે?"

"જાવડશાહ રહ્યો એના આરબસ્થાનમાં. અહીં તો શક ગોપાળ અને સેનાપતિ પુષ્પકની આણ વર્તાય છે. માટે તું નાદાની છોડી દે નહિ તો બૂરા મોતે મરીશ." સૈનિકે હાકો દીધો

વહાણ પરના સુનંદાના પિતાના માણસો જેવા તેવા ન તે સાગરના ભોમિયા હોવા ઉપરાંત કૂશળ લડવૈયા પણ હતા. તે પણ કામઠીઓ ચડાવી દીધી. હોડીવાળા સૈનિકે મોઢેથી સીટી મારી ને કિનારેથી તીરોનો વરસાદ વહાણ પર વરસવા લાગ્યો. હો વાળા સૈનિકે પહેલા જ નિશાને ટંડેલને વીંધી નાંખ્યો ને વહાણ હાહાકાર થઈ રહ્યો. સ્ત્રીઓને સુરક્ષિત સ્થળે રાખી વહાણ માણસો લડવા લાગ્યા. પણ તેમનામાં નિરાશા વ્યાપી ગઈ વહાણને ભગાડી નાસવા તેમણે વિચાર કર્યો પણ તેજ વખતે સા શક રાજાની નૌકાસેનાનું એક વહાણ આવતું દેખાયું અને નાસવ માર્ગ રૂંધાઈ ગયો.

જોત જોતામાં જાવડશાહનું વહાણ શકોના હાથમાં પડયું. તે માલ લૂંટી લેવામાં આવ્યો અને સ્ત્રી પુરુષોને કેદ કરી નગરમાં જવામાં આવ્યાં. ઘડી પહેલાંની હસતી રમતી પ્રફુલ્લ સુનંદા અ શકરાજાની કેદી બની ગઈ હતી. તેની અભિલાષાઓનો ભાં ભૂક્કો થઈ ગયો.

# [ ૧૬ ] રાજા અને સેનાપતિ

શકોના હંમેશના ધોરણે જાવડશાહના લૂંટાયેલા વહાણુપરના માણસોનો શીરચ્છેદ કરવામાં આવ્યો અને સ્ત્રીઓને સેનાપતિ પાસે લઈ જવામાં આવી. સુનંદાનું ત્રિભુવનમોહક સૌંદર્ય જોતાં જ સેનાપતિ પુષ્પકનું હૈયું ડોલી ઊઠયું. આવું અણમોલ રત્ન પોતાને હાથ આવ્યું હતું તે મહારાજા ગોપાળને સોંપી દેવું કે નહિ તેની તેના મનમાં ઘડભાંગ થવા લાગી. તેણે સુનંદાને સુખચેનથી તેની દાસીઓ સાથે રાખવા આજ્ઞા કરી અને મુકામ ઊઠાવી ઉજ્જૈની તરફ પ્રસ્થાન કર્યું.

શક મહારાજા ગોપાળ અને સેનાપતિ પુષ્પક વાસનાના કીડા હતા. તેમની સ્ત્રીલોલૂપતાએ માઝા મૂકી હતી. નિર્દોષ લોકોને લૂંટવા, કતલ કરવી અને સ્ત્રીઓને પકડી લેવી એ નીતિ આ બંને નરરાક્ષસોએ જરાયે દીર્ઘદ્રષ્ટિ વાપર્યા સિવાય અપનાવી લીધી હતી.

પોતાના દુસ્મનો–ગર્દભીલ રાજવંશીઓ દક્ષિણમાં પ્રબળતા પામી રહ્યા હતા તેમની પણ આ મૂઢ શકોએ પરવા ન કરી, પરસ્ત્રી લંપટતા અને પરધનના ઉપભોગમાં તેઓ ગળાબૂડ ડૂબી ગયા હતા.

સુનંદા જેવું સુંદર રત્ન સેનાપતિ પુષ્પક પરદેશ જતા વ્યાપારી વહાણમાંથી લૂંટી લાવ્યો છે તે વાત ગોપાળને વખતસર જ જાહેર થઈ ગઈ. પુષ્પક ઉજ્જૈનીમાં પેઠો કે તુરત જ તેને મહારાજાનું તેડું આવ્યું. પુષ્પક મહારાજા પાસે ગયો, પણ જતાં જતાં માર્ગમાં તેણે સુનંદા જેવી ભેટ પોતાને માટે જ મહારાજા પાસેથી માગી લેવા મન સાથે નક્કી કર્યું. કદાચ ભેટ તરીકે ન આપે તો મહારાજાની નાખૂશી વહોરીને પણ સુનંદાને પોતાની કરી લેવા તે કામાંધ શક સેનાપતિ મનસા નિશ્ચય કરી બેઠો હતો.

ગોપાળે પુષ્પકને તેની છેલ્લી લૂંટ બદલ યોગ્ય શાબાશી આપી ને ઝટ ઝટ સુનંદાની વાત કાઢી.

"મહારાજ! એક અતિ સામાન્ય વૈસ્ય સ્ત્રી તે વહાણમાંથી પકડાઈ છે." પુષ્પકે ખુલાસો કર્યો.

"સામાન્ય એટલે?" મહારાજાએ ઝીણી આંખ કરી પૂછ્યું.

"મહારાજાના મહેલમાં દાસી તરીકે પણ કામ ન લાગે એવી હોવાથી એને 'સામાન્યા' જ કહેવી ઘટે."

"તો પછી એની શી વ્યવસ્થા કરશો?"

"એવી બીન મહત્વની બાબતમાં મહારાજાએ તકલીફ લેવા જેવું નથી. ઘટતી વ્યવસ્થા હું જ કરી દઈશ."

"ના, ના." માથું ધૂણાવી મહારાજા ગોપાળ હસ્યાઃ "હું તમારી તકલીફમાં ભાગ લેવા માગું છું."

"મહારાજા શું કહે છે તે હું નથી સમજતો." પુષ્પકે કહ્યું. ઘણીવાર ડાહ્યા માણસોને પણ બેસમજદાર બની જવું પડે છે.

"તમને નહિ સમજાય. એ સ્ત્રીના આવતાં વેંતજ તમારી સમજ ગુલ થવા લાગી. માટે મારો સેનાપતિ એક નાચીજ નારીમાં ઘેલો થઈ જાય તેવું હું નહિ થવા દઉં."

"એટલે?" જરા મક્કમપણે સેનાપતિએ પૂછ્યું.

"એટલે મારે તે સ્ત્રીને કબજે લેવી પડશે બીજું શું?"

"હું તેને નહિ સોંપું તો આપ શું કરશો?"

"તેને માટે હું તમારી સલાહ તો નહિ જ માગું. 'રાજાજ્ઞાનો ભંગ એટલે પ્રાણનાશ' એ સૂત્ર તો જાણતા જ હશો." ઠંડા કલેજે ગોપાળે કટાક્ષ કર્યો.

"મહારાજ! આનુ પરિણામ સારું નહિ આવે હો!"

"ભલે, હવે તમે જાઓ અને બેઘડીમાં તે સ્ત્રીને મારા અંતઃપૂરમાં મોકલાવી દો."

"મહારાજ! પણ મારી વાત......"

"બસ વધારે વાદ મારી સાથે ન કરશો. જાઓ, મારી આજ્ઞાનું પાલન કરો." રાજા રોષથી રાતોપીળો થઈ ગયો. સેનાપતિ ક્રુદ્ધ મને મંત્રણાગૃહમાંથી બહાર નીકળ્યો.

રાજમહાલયમાંથી પોતાના નિવાસે પાછા ફરતાં સેનાપતિને માર્ગમાં જ એક વિચાર આવ્યો. તેનું મોં સહજ પલક્યું. "બસ એમ જ કરવા દે." તે મન સાથે બોલ્યો ને તેની ધીરી ચાલમાં ઝડપ આવી ગઈ.

ઝડપથી ઘેર જઈ પુષ્પકે સુનંદાની બંને દાસીઓને બોલાવી. તેમાંની એક યુવાન અને કામી પુરુષની નજર જરા ઠારે તેવી

સામાન્યા હતી તેને પુષ્પકે કહ્યું: "તમારી શેઠાણીનો જીવ અને શીલ ભયમાં છે તે તમે જાણો છો ને?"

"હા, તેમાં નવીન જાણવા જેવું કશું જ નથી." પેલી દાસીએ તુચ્છકારથી કહ્યું.

"મહારાજા ગોપાળ તારી શેઠાણી પર વગર જોયે મોહિત થઈ ગયા છે. હું તેનું શીલ બચાવવા ઈચ્છું છું."

"આપનો આભાર માનીશું." બંને દાસી બોલી ઉઠી.

"માત્ર આભારથી ચાલે તેમ નથી. તમે તેમાં મદદ કરો તોજ સફળતા મળે."

"અમે શી મદદ કરી શકીએ, તેની અમને ખબર નથી."

"સાંભળો, તમારામાંથી હું પસંદ કરું તે એક બાઈ, તમારી શેઠાણીને બદલે રાજમહેલમાં જાય. સાથેની બીજી બાઈ તેની દાસી તરીકે જાય, વેશ ભજવતાં આવડવો જોઈએ. તમે ત્યાં જાઓ તો પછી તમારી શેઠાણી બચી જાય. તમને ત્યાં દુ:ખ નહિ પડે. રાજા આદર કરશે ને મોજ કરવાની મળશે."

બંને દાસીઓ એક બીજાના સામે જોઈ રહી. પુષ્પકના છેલ્લા વાક્યથી તેમનું સ્વમાન ઘવાયું હતું, છતાં તે ચૂપ રહી. સંસ્કારી ઉચ્ચ કુટુંબની આ દાસીઓ પણ સંસ્કારથી પરિમાર્જિત બનેલી હતી. નીતિ અનીતિના તેમને પણ ખ્યાલ હતા. છતાં સુનંદાની ખાતર પોતાનો ભોગ આપવો પડે તો ખૂશીથી આપી દેવો તેમ તેમના બંનેના મનમાં ઊગી નીકળ્યું. આ ભોળી બાઈઓએ એમાં સુનંદાને પૂછવાની પણ રાહ ન જોઈ. ઓશિયાળી સુંનદાને હાલના સંજોગોમાં એવું પૂછવું તેમને ઠીક પણ ન લાગ્યું.

મહારાજ ! અમે તેમ કરીએ, પણ તમે પહેલાં અમારી શેઠાણીને છોડી દેવા વચન આપો." ભોળી દાસીઓએ આ કામાંધ પુરુષના વચનને વિશ્વાસપાત્ર માન્યું.

પુષ્પકે વચન આપ્યું અને ગુપ્ત રીતે સુનંદાનો વાસપલટો પણ કરી દીધો. દુઃખી મને બંને દાસીઓ અશ્રુભરી આંખે પાલખીમાં બેસી રાજમહાલય તરફ વિદાય થઈ ગઈ. પુષ્પક ગર્વથી લાંબી મૂછોને વળ દેતો દેતો હસીને મન સાથે બોલ્યો: "લે ગોપાળ ! ભાઈ, તું લઈ જા આ 'સામાન્યા'ને. મારે નથી જોઈતી."

પુષ્પક સુનંદાનું अनाघ्रातं पुष्पम् જેવું અણબોટયું સૌંદર્ય લૂંટવા અધિર બનેલો તો હતો જ. પણ હવે તે ડહાપણને માર્ગે વળ્યો હતો. બે ચાર દિવસ બાદ મહારાજા સાચી સુનંદાને ભૂલી જાય એટલે પછી એ સૌંદર્ય પોતાનું જ હતું. એટલે ઉતાવળ કરી કામ વણસાડવાની રીતિ તેને ઠીક ન લાગી. એકાંતમાં વિશ્વાસુ સેવકોની ચોકીમાં સુનંદાને રાખી હતી. ખાવાપીવાનું પહોંચાડવાની ગોઠવણ પણ બરોબર કરી હતી એટલે સેનાપતિના પોતાના નિવાસમાં પણ કોઈને સુનંદા વિષે ગંધ આવે તેમ ન હતું. આથી પોતે ઉતાવળ કરી સુનંદા પાસે જાય તો વખતે ભંદ ફૂટી જાય એ ભયથી પુષ્પકે મામલો શાંત થતાં સુધી ધૈર્ય રાખવાનું યોગ્ય માન્યું.

પણ પુષ્પકની યુક્તિ ઠેઠ સુધી ન પહોંચી. સુનંદાની દાસીને જોતાં જ ગોપાળ વહેમાયો. સેનાપતિએ પોતાની હાંસી કરી છે એમ તેને લાગ્યું. એક બે દિવસમાં જ તેણે ચતુરાઈથી દાસી પાસે વાત કઢાવી. દાસીએ સાચી વાત જણાવી દીધી. ગોપાળ માત્ર હસ્યો ને એટલું જ બોલ્યો: "મૂર્ખની સરદાર ! એમ કરીને તો તેણે તારી સુનંદા શેઠાણીને પોતાને કબજે રાખી છે. એ સેનાપતિ ઓછો સ્ત્રીલોલૂપ નથી."

સુનંદા ક્યાં હતી તેનો પત્તો રાજાના ગુપ્તચરોને મળી ગયો. ત્યાંથી તેને રાજમહેલમાં ઉપાડી લાવવા મહારાજાએ આજ્ઞા કરી. સેનાની એક નાની ટુકડી સેનાપતિના આવાસ તરફ ઉપડી, સેનાપતિને પણ જાણ થઈ ગઈ. તેણે હવે ગમે તે ભોગે સુનંદાને ન છોડવી એવો નિશ્ચય કરી નાંખ્યો ને જાહેર સામનો કરવા નક્કી કર્યું.

સેનાપતિ અને રાજાના રક્ષકો વચ્ચે કાપાકાપીને ઝપાઝપી ચાલી. બંને પક્ષની નવી નવી ટુકડીઓ આવતી ગઈ ને એક બીજાનો નાશ કરતી કપાતી ગઈ. આ જોઈ શક સરદારો અને મંત્રીઓ ચોંકી ઊઠ્યા. તેમણે વચ્ચે પડીને આ સ્વજાતિનો સંહાર અટકાવવો ઉચિત ધાર્યો.

મંત્રીઓ અને સરદારોના પંચ સમક્ષ બંનેએ એક જ વાત રજૂ કરી: "મારે સુનંદા જોઈએ."

પંચે સેનાપતિને મહારાજાનો રાજા તરીકે અગ્ર હક્ક માન્ય કરી સુનંદા મહારાજાને સોંપવા સલાહ આપી. તેના જવાબમાં કામાંધ સેનાપતિ તાડૂકી ઊઠ્યો: "તમે મંત્રીઓ છો ને ગોપાળ મહારાજા છે તે મારા બળથી, નહિ કે તેના બળથી તે ભૂલી ન જાઓ."

"એ ખરૂં, પણ સેનાપતિનું ગૌરવ પણ રાજા અને રાજસભા વડે વધે છે એ ભૂલી ન જાઓ."

"મહારાજા મારૂં ગૌરવ ન સમજે તો મને એમના ગૌરવની પરવા નથી. ઈચ્છા હોય તો દ્વન્દ્વ યુદ્ધ ખેલવા આવી જાય. શક પ્રજાના ન્યાય પ્રમાણે જીતે તેને સુંદરી વરમાળા અરપે." મદાંધ સેનાપતિ ભુજદંડ ઠોકી ગરજી ઊઠ્યો.

ઘણી ઘણી વાટાઘાટો પછી મહારાજા અને પુષ્પક બંને એક મુદ્દા પર સંમત થયા. બંનેએ ચૂંટી કાઢેલા શકપ્રજાના પંચે આ

બાબતમાં બધી તપાસ કરી છેવટનો નિર્ણય આપવો, અને તે નિર્ણય બંનેએ માન્ય રાખવો. સુનંદા એકની બે થવાની નથી એકને જ તે મળશે અને તે પોતાને જ મળશે એવી શ્રદ્ધાથી બંનેએ આ નિર્ણયનો સ્વીકાર કર્યો.

તે જ દિવસે બંનેએ પોતપોતાના પંચો નક્કી કર્યા ને તે પંચ આ માંહેમાંહેના ઝઘડાનો નિકાલ લાવવા એકઠું થયું. પુષ્પક અને મહારાજા ગોપાળ બંને એમ જ ધારી બેઠા હતા કે, પંચનો ફેંસલો પોતાના લાભમાં જ આવશે.

પંચે ઘણી બધી રીતે વિચાર કર્યા પછી, આ વૈરનો પ્રશ્ન આગળ ન વધે તેવો નિવેડો લાવવા પ્રયાસ આદર્યો. ડાહ્યા માણસોએ સુનંદાની મરજી પ્રમાણે રાજા તથા સેનાપતિ બેમાંથી ગમે તે એકને પસંદ કરી લેવાનો માર્ગ સૂચવ્યો. બીજા પંચોને પણ ગળે આ વાત ઊતરી ગઈ. તેઓએ એકમતે આ ફેંસલો આપવાનું નક્કી કર્યું.

રાજા તથા સેનાપતિ બંનેને પંચનો આ ફેંસલો જણાવવામાં આવ્યો અને તે બંનેને સ્વીકાર્ય લાગ્યો. પંચે વસ્તુતઃ કાંઈ નિર્ણય કર્યો જ ન હતો. બધી વાત સુનંદા પર જ છોડી હતી. છતાં તે વખતે તો રાજા અને સેનાપતિ બંનેને સંતોષ થયો.

## [૧૭] સુનંદાને ગુરુ મળે છે

હવે રાજા તથા સેનાપતિ બંનેના મનમાં ચટપટી થવા લાગી. ‘ સુનંદા પોતાને પસંદ કરશે કે નહિ ? ’ એ પ્રશ્ન બંનેને મૂંઝવી રહ્યો. પુષ્પક સુનંદાનું સૌન્દર્ય પ્રત્યક્ષ જોઈને મોહિત બન્યો હતો. તેને એ સૌન્દર્યનો નશો ચઢ્યો હતો જે બીજી કોઈ રીતે દૂર થઈ શકે તેવો ન હતો. એ સૌન્દર્યની લિપ્સામાં તે સેનાપતિપદ અને છેવટ પોતાનું માથું પણ ફગાવી દેવા તૈયાર બન્યો હતો. અદીઠ સૌન્દર્યનો મોહ તો દૃશ્ય સૌન્દર્ય કરતાં ય વધુ ગાઢ હોય છે. દીઠેલા સૌન્દર્યમાં તો કાંઈક પણ ખામી, કાંઈક ત્રુટી કદાચ રહી જાય છે. પણ કલ્પિત સૌન્દર્યમાં સંપૂર્ણતા હોય છે. તેમાં ભાવનાલોકની પીંછી વડે ત્રુટીઓ રહેતી જ નથી. જે નથી, તેને પણ કલ્પના પ્રત્યક્ષ કરાવી શકે છે. રાજા ગોપાળની કલ્પનામાં રમતી મોહક સુનંદા પણ તેની ભાવના પ્રમાણેની સોળેસોળ આના સૌન્દર્યદેવીની મૂર્તિ હતી. એ અદીઠ સૌન્દર્યને નિહાળવાની તથા માણવાની એના હૃદયમાં

અકથ્ય ભૂખ લાગી હતી. તે ભૂખ શમાવવા માટે રાજમુગુટ ફગાવી દેતાં પણ તે પાછો પડે તેમ ન હતો. એવા દિવ્ય સૌન્દર્ય માટે વીંધાઈ જવાનું પણ તેને મન વધારે પડતું લાગતું ન હતું.

સુનંદા પોતાની સખીઓથી પણ વિખૂટી પડી ગઈ હતી. તેનો વાતચીતનો કોઈ વિશ્રામ પણ હવે રહ્યો ન હતો. સ્વામીને અને પિતાને આ સમાચાર મળશે? મળે તો પણ આ નરરાક્ષસોની કેદમાંથી તેને છોડાવવા કોણ સમર્થ હતું? કોમળ હૃદયની બાળા આવા વિચારો કરતી રડીને દિવસો વીતાવતી હતી. દુષ્ટ સેનાપતિ પોતાની વિષયલાલસા માટે પોતાને છેવટે સતાવશે જ એમ તે માનતી હતી. અને તેવે પ્રસંગે દાંતે જીભ લઈને મરવા સિવાય બીજો માર્ગ આ વૈશ્ય નારીને જડતો જ ન હતો. બીજું કંઈ કરવાની તેનામાં હામ પણ ન હતી.

સુનંદાને ખાવાનું આપવા રોજ બે વખત એક છોકરો તેના બંધીખાના પર આવતો. સુનંદા ખાઈ લે એટલે તે થાળી ઉપાડી ચાલ્યો જતો. પ્રથમ તો છોકરાની હિલચાલ ઉપર પણ દેખરેખ રાખવામાં આવતી હતી. પણ પાછળથી ચોકીદારોને તેવો વહેમ લાવવો નિરર્થક લાગ્યો હતો એટલે એ છોકરો ત્યાં બેસી સુનંદા સાથે થોડી ઘણી વાતચીત કરતો તો પણ તેને અટકાવતા નહિ. સુનંદા પહેલાં તો સખીઓથી એકલી પડ્યા પછી રડ્યા જ કરતી, તેણે બે દિવસ તો કાંઈ જ ખાધું નહિ. ભાણું લાવનાર છોકરાએ માનવતાની ખાતર તેને દેહના પોષણ માટે બે કોળીયા ખાઈ લેવા સમજાવેલું તે પણ તેણે માન્યું નહિ. પણ ત્રીજે દિવસે ભૂખ ઉગ્ર બની. વળી આ સ્થિતિ ક્યાં સુધી લંબાશે તે પણ સુનંદા કળી શકતી ન હતી. આ સંજોગોમાં તેને આ કેદમાં આવ્યા પછી પહેલે જ દિવસે પોતાની સખીએ ભોજન વખતે ઉચ્ચારેલું વાક્ય યાદ આવ્યું.

"જીવતાં રહીશું તો વળી બચવાની તક મળશે. મરવું તો છે જ પણ આજથી જ નિરાશ થઈ પ્રાણત્યાગની તૈયારી શા માટે કરવી? એમ કરીને તો કોઈ આપણને છોડાવવા પુરુષાર્થ કરતો હોય તેને પણ આપણે નિષ્ફળ બનાવીએ." સખીની આવી સલાહથી તેઓ કેદ થયાં તે દિવસે સુનંદાએ તેમની સાથે ભોજન લેવાનું ચાલુ રાખ્યું હતું. પણ એકલી પડતાં વળી ફરી તેણે ભોજનનો ત્યાગ કર્યો હતો. પણ ત્રીજે દિવસે સખીની ઊપલી સલાહ તેને યાદ આવી અને તેણે થોડુંક ખાધું.

"ખાધા વગર તે કોઇને ય ચાલે છે બહેન?" થાળી ઉપાડી જતાં જતાં છોકરો પોતાનો આનંદ પ્રદર્શિત કરતો ગયો.

સુનંદાને છૂટકારાની જરાય આશા લાગતી ન હતી, અને તેવી આશા રાખવી ખરેખર વ્યર્થ હતી. છતાં નિરાશામાં પણ માનવી આશાના સૂક્ષ્મ તંતુને વળગી રહે છે. તેવા તંતુના આધારે સુનંદાએ જીવન ટકાવી રાખ્યું. ચિત્ર અને કાવ્યકળામાં ઊંડો રસ લેનારી સુનંદા કલ્પનાના મિનારા રચવા લાગી. રચીરચીને ભાંગતી ને નિરાશા અનુભવતી અને કોઈ વાર હૃદય ફોડતી નિરાશાને કાવ્યોમાં વ્યક્ત કરતી તો કોઈ વાર આશાનું ગીત ગૂંજતી. શું આ દુઃખની, સ્વામીના વિરહની અને યાતનાઓની ઘોર રાત્રીનો અંત નહિ જ આવે? પ્રભાત નહિ જ ઉગે? આવો પ્રશ્ન હૃદયમાં ઊઠતાં જ સુનંદા ગણગણી ઊઠતી: रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्। નિરાશાને આશાના કલ્પિત આવરણ વડે તે ઢાંકવા મથતી. પણ આશાનું કિરણ ક્યાંય આઘી ક્ષિતિજમાં યે દૃશ્યમાન થતું ન હતું.

સુનંદા પોતાના કારાવાસના ભોંયરામાં પથારી પર આડી પડી હતી. સૂર્યાસ્ત થવાની તૈયારી હતી, એમ ઊંચેના એક બાકોરામાંથી આવતા ઉષાના આછા પ્રકાશથી વર્તાતું હતું. સુનંદાનું મન અસ્વસ્તા-

નમાં પહોંચી ગયું હતું. સ્વામી જાણે પોતાની રાહ આતુરતાથી જોતા બેઠા છે. વહાણના કાંઈ સમાચાર ન મળવાથી ઉદ્વિગ્ન બન્યા છે. પિતા પણ ચિંતાતુર બન્યા છે. તેવામાં એક વ્યાપારી વહાણ દ્વારા પોતાના અપહરણના સમાચાર અરબસ્તાનમાં પહોંચી જાય છે. સ્વામી વિરહથી ઘેલા થઇ પોતાને છોડાવવા નીકળી પડે છે. શું સ્વામી આ દૈત્યોની કિલ્લેબંદી ભેદી પોતાને છોડાવી શકશે ? હાય ! આ દૈત્યો ભલભલાને કાપી નાંખે છે ત્યાં સ્વામીનું શું ચાલશે ? "સ્વામી ! પ્રાણનાથ ! તમે મારે માટે સાહસ ન કરશો, પ્રાણ ગુમાવશો નહિ. હું ભલે અહીં મરી જાઉં પણ તમે આ જીવંત મૃત્યુની યાતનામાં ન પડશો નાથ !" કલ્પનાના હિંડોળે ઝૂલતી સુનંદાનું હૃદય પોકારી ઊઠ્યું. 'નાથ ! પ્રાણાધાર !' બોલતી તે ચોધાર આંસુડે રડવા લાગી.

સાયંકાળ પછી દીવો અને ખાવાનું લઈને છોકરો આવ્યો ત્યારે જ સુનંદાને સ્થળ તથા સમયનું ભાન થયું. આંસુ લૂછતી તે ઊભી થઈ અને દીવો ગોઠવતા છોકરાને તે જોઈ રહી.

"રોજ તું આવે છે ? ના તું તો આજે જ આવ્યો ખરું ?" તેણે આવેલ છોકરો નવો દેખાતાં પ્રશ્ન કર્યો.

"હા, રોજ આવે છે તે મારો ભાઈ છે. તે આજે ગામ ગયો છે." કોમળ સ્વરે છોકરાએ કહ્યું.

"એ તારો ભાઈ થાય છે ?" સુનંદા નવાઈ પામી. "રોજ આવતો ઘઉં વર્ણો છોકરો ક્યાં ને ક્યાં આ રાજાના કુંવર જેવો છોકરો ?" સુનંદા મનમાં બબડી ઊઠી ને તે છોકરાને નવાઈથી જોવા લાગી. જાણે તેને જોતાં તે ધરાતી જ ન હતી.

"મને શું તાકીને જુઓ છો બેન ? ઝટ ખાઈ લ્યો." છોકરાએ સ્મિત કર્યું. તેનું તે સ્મિત અને કોમળ અવાજ સુનંદાને નવાઈભર્યો લાગ્યો.

"જાણે તને જોયા જ કરું એમ મને થાય છે." સુનંદા બોલી.

"મને તો હરકત નથી, પણ બહેન! વિલંબ થતાં પેલા ચોકીદાર આવે તો મને ઉલટા બે તમાચા ચોઢી દે."

"તને તમાચો ચોઢે એવા નિષ્ઠુર ચોકીદારો મારી કલ્પનામાં નથી આવતા ભાઈ!" સુનંદા જમતાં જમતાં બોલી.

"જે તમારા જેવાં બહેનને આમ ગોંધી રાખી હેરાન કરે છે તે મારી દયા ખાય ખરા?" છોકરાના મોં પર સ્મિત પ્રગટ્યું. સુનંદા આ છોકરો આવ્યો ત્યારથી તેની ચાલ, વાણી, અભિનય, દરેકમાં સ્ત્રૈણ્ય જોતી હતી. તેની અનેરી કોમળ રીતભાત પણ તે વાતને પુષ્ટિ આપતી હતી.

"જરા પાણી આપને ભાઈ!" સુનંદાએ પાણીનું પાત્ર જરા ખાલી થતાં પાણી માગ્યું. તે પાણી સામેની ગોળીમાંથી ભરી લાવવા છોકરો ઊઠ્યો. તે વખતે તેણે આળસ મરડી તે સુનંદાએ જોઈ. એ આળસના મરોડમાં સુંદર સ્ત્રીનો દેહ મરોડાતો સુનંદાએ જોયો. તે આ કૌતુક જોઈ મનમાં જ હસી. ખાવાનો તેને રસ જ રહ્યો ન હતો. છતાં તે છોકરો જતો ન રહે તે ખાતર ખાવાનું ચાલુ રાખીને જ તેણે પાણીનો ઘૂંટડો ભરી પૂછ્યું: "મને વહેમ પડે છે. તું ભાઈ નથી પણ બહેન છે, સાચું કહી દે."

"એમાં શું કહેવું હતું વળી?" છોકરાએ પૂનઃસ્મિત કર્યું.

"આમ કરવાનું શું કારણ છે?"

"કારણ તમને મદદ કરવાનું, બીજું કંઇ જ નહિ."

સુનંદા ચમકી ઊઠી. પોતાને કોઈ મદદ કરે ને તે પણ આવા મોતના સાથરામાં મદદ કરવા આવે તે વાત સુનંદાની કલ્પના બહાર

હતી. છતાં તેણે સ્થિરતા મેળવી પૂછ્યું: "શી મદદ મને કરવા ધારી છે?"

"મારા પર વિશ્વાસ બેસે છે?" છોકરાએ પૂનઃસ્મિત કર્યું.

"તારી આકૃતિ મને તારામાં વિશ્વાસ મૂકવા પ્રેરે છે. અને અત્યારે હું કોઈનો ય અવિશ્વાસ રાખવા જેવી સ્થિતિમાં પણ ક્યાં છું?"

"સાંભળો હું તમારી સખી છું એમ માનજો. શકોના દુશ્મન ગર્દભીલ રાજકુંવર વિક્રમે મને અહીં પ્રેરી છે."

"તમે અહીં શી રીતે આવ્યાં બહેન?" સુનંદા વળી આશ્ચર્ય પામી બોલી.

"મને તે બધું સાધ્ય છે. પણ તમે મારી વાત સાંભળી લ્યો. હું કહું તેમ કરશો ખરાં?"

"હા, બોલો તો ખરાં." સુનંદાની આંખમાં આતુરતા હતી તે વાંચીને પેલી છદ્મનારી ધીમેથી તેની પાસે આવી બોલી:

"અવંતીને માથે આફત છે તે તમે જાણો છો. શકોના નાશ વગર તે આફત ટળે તેમ નથી. શકો માંહેમાંહે લડી મરે તેવું તમે ન કરી શકો?"

"શી રીતે એવું થાય?" સુનંદા પૂછવા લાગી.

"જુઓ તમને સેનાપતિ પુષ્પકે પકડીને અહીં કેદ રાખ્યાં છે અને તે તમારા પર મુગ્ધ બન્યો છે. રાજા પણ તમારા સૌન્દર્ય ઉપર મોહી પડ્યો છે. એ લોકોએ માંહેમાંહેની લડાઈ ટાળવા તમે એ બંનેમાંથી જેને પસંદ કરો તે તમને રાખે એવું ઠરાવ્યું છે. તમે એ બંનેની જુદે જુદે વખતે મુલાકાત માગો અને બંનેને એક બીજાની વિરુદ્ધ એવા ઉશ્કેરો કે બંને સામસામા લડીને કામ આવી જાય."

"એ તો ઠીક. પણ મારા છૂટકારાનું પછી શું થાય?" થોડી વાર વિચાર કરીને સુનંદા બોલી.

"દેશને ખાતર તમે આટલું ન કરો? તમને કેદમાં દેશે ઓછાં જ નાંખ્યાં છે?" વેશધારી બાળા હસી.

"તું પણ પક્કી છે." દુઃખમાં પણ સુનંદા હસી–અલબત એ હાસ્ય મ્લાનીથી ભરેલું જ હતું.

"પક્કી ન હોઉં તો અહીં આવું શી રીતે?"

"મને તારી પક્કાઈ જરા શીખવતી જા!"

"મારી શિષ્યા થાઓ તો ગુરુમંત્ર આપું ને કંઠી બાંધું." વેશધારી બાળાનાં નયન નાચી ઊઠયાં. એ નર્તનમાં સ્ત્રીને પણ મોહમૂગ્ધ કરે એવી લીલા હતી.

"બોલો શિષ્યા થઈ, હવે ગુરુમંત્ર આપો." સુનંદા ફરી બોલી. આ વિચિત્ર બાળાની મૈત્રી સાધવા તેના મનમાં લિપ્સા પ્રગટી હતી.

"ગુરુમંત્ર તો પહેલાંથી જ આપી દીધો છે."

"કયો મંત્ર?" સુનંદા ગૂંચવાઈને બોલી.

"એટલામાં ભૂલી ગયાં? મારી શિષ્યાને આવી વિસ્મૃતિ નહિ પાલવે. આ બે પીશાચોને લડાવી મારવાનો મંત્ર સ્વીકાર્યો કે નહિ?"

"સ્વીકાર્યો. હવે કંઠી બાંધો."

"બંદીને બીજો બંધ નહિ બાંધુ. પ્રથમ તમને આ બંધમાંથી મુક્ત કરી પછી કંઠી બાંધીશ. રાષ્ટ્રયજ્ઞમાં દિક્ષિત થવાની કંઠી તમારા જેવા બંધીવાનને તો વગર બાંધ્યે બંધાયેલી જ છે." પેલી અજાણી સ્ત્રીએ સ્પષ્ટતા કરી.

"મુક્ત થવાની આશા જ ક્યાં છે?" મ્લાન વદને સુનંદા બોલી.

"એમ નિરાશ ન થાઓ, હું હાલ જ તમને મુક્ત કરી શકું તેમ છું. પણ હજી એટલી ઉતાવળની જરૂર નથી. તમારી કેદ નાની છે અને અમે બધાં મોટી કેદમાં છીએ."

"એમાં સમજ ન પડી."

"કેમ ન પડી? આજે આખો અવંતી પ્રદેશ પરદેશીની આંકેલી કેદમાં છે. બહાર રહેનાર અમે બધાં પણ પરતંત્ર છીએ, તમારી કેદની સીમા નાની છે, એટલે જ તમને તે ભયંકર લાગે છે."

"પણ મારા શીલ પર તો જુલમી સત્તાધીશોની બૂરી નજર લટકે છે."

"તો દેશમાં બીજી કયી નારી એ ભયમાંથી મુક્ત છે? દરેકની દશા તમારા જેવી જ છે."

સુનંદા વિચારમાં પડી ગઈ. આ વિચક્ષણ વેશધારી બાળાની વાત તેના મનમાં ઠસી ગઈ.

"તમે ખરૂં કહો છો." સુનંદા વિચાર વિવશ સ્થિતિમાં બોલી.

"તો તમારા છુટકારાની ચિંતા હવેથી વિક્રમને માથે. પણ ગુરુમંત્ર ન ભૂલશો. ગુરૂ સર્વજ્ઞ હોય છે એ વાત યાદ રાખજો." છોકરો ઉભો થયો, તેણે કમરમાં ખોસેલી નાની કટાર સુનંદાની પથારીમાં છુપાવી કહ્યું: "આ સંકટનો સાથી સાચવી રાખજો." પછી થાળી ઉપાડી સ્મિત કરી તે ચાલતો થયો.

## [ ૧૯ ] સુનંદાની ચતુરાઈ

દેવદમની ધાંચણ અને તેની પુત્રી પદ્માવતી ઉજ્જૈનીના રાજતંત્ર પર કાગની પેઠે ચકાર દ્રષ્ટિ રાખી રહ્યાં હતાં. સુનંદાનો કીસ્સો તેમને મહત્વનો લાગ્યો; અને શક સત્તામાં ફાટફુટ પડાવવા માટે સુનંદાને હાથ પર લેવાની એ માતા દિકરીને આવશ્યકતા લાગી. ગુપ્તચરોદ્વારા તેમને વિક્રમ સાથે સંદેશ વ્યહવાર તો ચાલુ જ હતો. છતાં સુનંદાની બાબતમાં તો વિક્રમને પૂછ્યા વગર જ પદ્માવતીએ છોકરાના વેશે ગુપ્ત કારાગારમાં જઈ તેને ગુરૂમંત્ર આપ્યો. આવી મહત્વની વાતો વિક્રમને પાછળથી જણાવવામાં આવે તો પણ હાનિ સરખુ ન હતું. અને તેજ ધોરણે પદ્માવતીએ આ કાર્ય સિદ્ધ કર્યું હતું.

સુનંદાને કારાગારમાં નજરે જોઈ આવેલી પદ્માવતીને લાગ્યું કે તે સ્વરૂપવતી યુવતી શકોને લડાવી માર્યા પછી શકોના અંતઃપૂરમાં જ પડી રાખવા જેવી ન હતી. રાષ્ટ્રના સ્વાતંત્ર્યના મહાયજ્ઞમાં તેની

બીજી રીતે પણ ઉપયોગિતા હતી. આ વાત દેવદમનીને તેની પુત્રીએ જણાવી ને તેને પણ તે વ્યાજબી લાગી. આથી તે નારી શંકોના જુલમનો ભોગ થાય તે પહેલાં તેને બચાવી લેવા બંનેએ નક્કી કર્યું. ચિત્રવિચિત્ર ગુપ્તચરોથી સર્વજ્ઞ બનેલી આ ધાંચણનારીને આવાં અશક્ય કામો સહજ લાગતાં. એટલે યોગ્ય વખતે તેનો વિચાર કરવા પર તે વાત મગજમાં આંકી રાખવામાં આવી.

બીજે દિવસે એક રાજસેવક સુનંદાના કારાગારમાં આવ્યો. તેણે સુનંદાને જણાવ્યું કે, તેણે સેનાપતિ પુષ્પક અગરતો મહારાજા ગોપાળ એ બંનેમાંથી એકને પોતાના પ્રણયપાત્ર તરીકે પસંદ કરવાના હતા.

સુનંદાએ તેને કહ્યું: "પણ હું તો પરિણિત નારી છું. મારાથી એવી પસંદગી થાય જ નહિ."

"મારી સાથે દલીલ કરશો તે નકામી છે. જુઓ કાલ સવાર સુધીમાં તમારે જે તે એક નિર્ણય જાહેર કરવાનો છે." સેવકે તાકીદ આપી.

"ભાઈ! આમાંથી બચવાનો મારે માટે કાંઈ જ માર્ગ નથી?" નમ્ર સ્વરે સુનંદા બોલી.

"ના, રાજા કે સેનાપતિ બેમાંથી એકનો તો સ્વીકાર કરવો જ પડશે."

"હાય પ્રભુ! હું તો બેમાંથી કોઈને ય ઓળખતી નથી." સુનંદાએ કપાળે હાથ દઈ નિશ્વાસ નાંખ્યો.

"તો બંનેને એકવાર જોઈ લ્યો બાઈ! પછી પસંદગી કરજો." રાજસેવકે સલાહ આપી.

"હા ભાઈ! તેમ જ કરું. જ્યારે માથે દુઃખ આવી જ પડ્યું છે ત્યારે હવે શું કરું?"

"ભલે, મહારાજા અને સેનાપતિ બંને તમારી મુલાકાતે આવશે. પછી પસંદગી કરી લેજો."

"પણ ભાઈ! બે સાથે ન આવે તેમ કરજો. એક પછી એક આવે તો મને વિચાર કરતાં ફાવે. હું વૈશ્યકન્યા છું. એવા બે મોટા માણસો એકી સાથે મારી સામે આવે તો હું ગભરાઈ જાઉં." સુનંદા નમ્રતાથી કહેવા લાગી.

"ભલે હું તેવી ગોઠવણ થવા જણાવીશ." રાજસેવક વિદાય થવા લાગ્યો.

"અને ભાઈ! બંને એકલા જ આવે એમ પણ જણાવજો હો!" સુનંદા ફરી બોલી.

"સારૂં!" કહી રાજસેવક આ નારીના વેવલાપણા પર હસતો ચાલ્યો ગયો.

પુષ્પક અને ગોપાળ બંને મદાંધ શઠો સુનંદાના સંદેશથી પ્રફુલ્લ બની ગયા. પોતપોતાને હવે સરસ તક મળી છે, પોતે સુનંદાને પ્રસન્ન કરી શકશે એમ બંનેને લાગ્યું. સુનંદાએ પણ પદ્માવતીનો ગુરુમંત્ર બરોબર પઢી લીધો હતો. તે પણ છેવટે વ્યાપારી વણિકની કન્યા હતી, કોઈથી સહજે યુક્તિવાદમાં મ્હાત થાય તેવી ન હતી. તેણે ગમે તે ભોગે રાજા તથા સેનાપતિને બરોબર લડાવી મારવા નિશ્ચય કર્યો અને તે ખાતર ઘટતો નિર્ણય મન સાથે પ્રથમથી જ ઘડી રાખ્યો. દુઃખમાં પડેલી સુનંદા આજે દુઃખ ભૂલી ગઈ હતી. તે મન સાથે જ હસી રહી હતી. એ કામાંધ કુત્તાઓને બરોબર ગેલ કરાવી પછી હાંકી મૂકવાનો તેણે નિશ્ચય કર્યો.

રાજસેવકના ગયા પછી એક પ્રહર સમય વ્યતિત થયા બાદ, મહારાજા ગોપાળ સુનંદાના કારાગારમાં પધારે છે એવી ખબર આવી. સુનંદા વસ્ત્ર, કેશ, આદિ ઠીકઠાક કરી બેઠી. થોડી જ વારમાં મહારાજાધિરાજ ગોપાળદેવ ત્યાં આવી પહોંચ્યા. રાજસેવકો એક કિંમતી આસન સાથે લાવ્યા હતા, તેના ઉપર તે બિરાજ્યા. અને અંધારા ભોંયરાના તિમિરને પોતાના સૌન્દર્યરાશિ વડે ઉજાળી રહેલી સુંદરી સુનંદાને તે અનિમિષ નયને નિરખી રહ્યા.

નારી સૌન્દર્યનો ભૂખ્યો ગોપાળ સુનંદાને જોતાં જ આશ્ચર્યથી સ્તંભિત થઈ ગયો. આટલું બધું કલ્પનાતીત રૂપ તે નારીમાં હશે એમ તેના માન્યામાં પણ ન હતું. એ સૌન્દર્યના પાન માટે ગોપાળદેવને પોતાની બે આંખો નાની પડવા લાગી. એ સુંદરીને જોતાં તે ધરાતો જ ન હતો. જાણે રાજપાટ છોડી દઈ એ મોહિનીના અંગમાં લપાઈ જાઉં, એવી ઈચ્છા ગોપાળના મનમાં પ્રગટી, પળવાર તે સમય અને સ્થળનું ભાન ભૂલી ગયો. રાજસેવકો બધા બહાર ચાલ્યા ગયા એટલે ગોપાળે ઘૂંટાતો શ્વાસ જરા હેઠો મૂકચો ને સુનંદા સાથે વાર્તાલાપ શરૂ કરવા તૈયારી કરી.

સુનંદાએ કૃત્રિમ મીઠાશથી રાજાનું દિલ જીતી લીધું. રાજા ઉપર પોતાને પણ અનુરાગ છે એમ તેણે જણાવ્યું. એ અનુરાગ શબ્દોમાં પ્રગટ કરતી વખતે તેણે એવો તો કાતિલ નયન કટાક્ષ કર્યો કે તેનાથી રાજાનું હૃદય વીંધાઈ ગયું. શક ધનુર્ધરોના તીક્ષ્ણ બાણ કરતાંય એ નેત્રનું શરસંધાન વધુ દારૂણ હતું. રાજા આસન પરથી ઉંચોનીચો થઈ ગયો. તેણે અધિરાઈથી કહ્યું: “હે લાવણ્યમયી સુંદરી, મને એકવાર આલિંગન આપી શાંત કર.”

રાજાની આ નમ્ર માગણીનો પ્રતિકાર ન કરતાં સુનંદા બોલી: “જ્યાં સુધી સેનાપતિ પુષ્પક જીવે છે ત્યાં સુધી એ શકય નથી.

એનો નાશ કરી પહેલાં મને મુક્ત કરો પછી હું તમારી જ છું મહારાજ ! "

"એમ? એ દુષ્ટ પુષ્પકના હવે શા ભાર છે કે મારી પ્રેમિકાને એ આમ બાંધી રાખે? આજે જ તું મુક્ત થઈ શ."

"તો મહારાજ! હું પણ આપને ભેટવા ઘણી અધિરી બનેલી છું. સત્વરે એ દુષ્ટનો નાશ કરી મને છોડાવો." સુનંદાએ મીઠાશથી કહ્યું.

"ઠીક, હું જાઉં છું. આજે સાંજે તને છોડાવીને અંતઃપૂરમાં તેડાવી લેઈશ." રાજા ઉત્સાહમાં આવી ઊભો થયો ને સુનંદાની કૃતજ્ઞતાભરી નજર સંતોષથી ઝીલતો બહાર નીકળ્યો.

થોડીવાર પછી સેનાપતિ પુષ્પક સુનંદા પાસે આવ્યો. તેને પણ ચતુર સુનંદાએ ઉપરના જ મીઠા શબ્દો વડે લૂબ્ધ બનાવી દીધો અને પ્રથમ મહારાજા ગોપાળનો નાશ કરી પોતાને ભયમુક્ત કરવા વિનંતિ કરી.

કામલુબ્ધ સેનાપતિ સુમતિને વિસરી ગયો હતો. તેણે સુનંદા પાસેથી નીકળીને સીધુ રાજમહાલય તરફ પ્રયાણ આદર્યું. રાજસભાની હાજરીમાં તેણે ગોપાળ સાથે દ્વન્દ્વ યુદ્ધની માગણી કરી. રાજસભાના સભ્યોએ બંનેને બહુ સમજાવ્યા, પણ બંનેમાંથી એકેય શાંત થયા નહિ. બંનેની આંખ આગળ સુનંદાનું ત્રિભુવનમોહક મુખ રમી રહ્યું હતું. છેવટે દ્વન્દ્વ યુદ્ધ ખેલાણું. પુષ્પકે ગોપાળની ડોક મરડી નાંખી તેના પક્ષને મહાત કર્યો અને તે અવંતીનો મહારાજા બન્યો.

## [૧૯] ચષ્ટણની મદદે

શક રાજા ગોપાળદેવનો માંહેમાંહેના ઝઘડાથી નાશ થયો એ વાત વિક્રમના જાણવામાં આવી અને તે પ્રસન્ન થયો. શત્રુઓની ફાટફૂટ અને નિર્બળતા જાણી કોને આનંદ ન થાય? પણ શકલોકો ગઇ ગુજરી ભૂલી જઈને સેનાપતિ પુષ્પકના નેતૃત્વ તળે પૂર્વવત રાજતંત્ર ચલાવવા લાગ્યા એથી વિક્રમને નિરાશા થઈ. તેણે ધારેલું કે ગોપાળના અકાળ મૃત્યુથી હવે શક પ્રજાના બે પક્ષો પડી જશે. ને માંહેમાંહે લાંબો વિગ્રહ ચાલશે. પણ તેની તે માન્યતા ખરી ન પડી, એટલે તે કંઈક નિરાશ થયો. પણ વિક્રમને આથી યે વધુ નિરાશ કરનાર પ્રસંગ તો તે પછી બન્યો.

વિક્રમનો માનીતો સાથી અને ગુપ્તચર ચષ્ટણ અવંતીમાં ગુપ્ત વેશે ભમતાં શકોના હાથે પકડાઈ ગયો હતો. તેને કેદ કરવામાં આવ્યો હતો ને થોડાક દિવસ પછી તેનો જાહેરમાં શિરચ્છેદ કરવા

ઠરાવ્યું હતું. આ સમાચાર સાંભળતાં જ વિક્રમ ચમકી ઊઠ્યો. ચષ્ટણ તેનો જમણો હાથ હતો. તેનું બૂરા હાલે મોત થાય એ વિક્રમથી સહ્યું જાય તેમ ન હતું. તેણે ગમે તે ભોગે ચષ્ટણને બચાવવાના માર્ગો વિચારવા માંડ્યા.

અવંતીમાં વિક્રમના ચારોનું આધાર સ્થાન માત્ર દેવદમની જ હતી. દેવદમનીની અદ્‌ભૂત શક્તિ અને સાહસનો વિક્રમને અત્યાર-આગમચ સારો પરિચય થઇ ગયો હતો. શક રાજ્યના નાના મોટા અમલદારો પણ એ વિચક્ષણ બાળાના સંપર્કમાં આવી તેની સાથેના પરિચયથી ગર્વ લેતા થયા હતા. દેવદમની ધારે તો ચષ્ટણને છોડાવી દેવામાં પોતાના ચારોને સફળતાપૂર્વક સાથ આપી શકે તેમ હતી. દેવદમનીના સહકાર વગર ચષ્ટણને છોડાવવાનું ઝડપી કામ અશક્ય હતું, એમ વિક્રમને લાગ્યું; અને તેમાં વિલંબ થાય તે ચષ્ટણની જિંદગીને માટે ભયપ્રદ હતો.

ચષ્ટણ પુષ્પકના હાથે પકડાયો હતો અને તેને પણ સુનંદાની જોડેના જ એક ગુપ્ત ઓરડામાં કેદ રાખ્યો હતો. આ વાત દેવદમની અને પદ્માવતીથી અજાણી ન હતી. શક રાજવીની નાની નાની પ્રવૃત્તિઓ પણ તેમની ધ્યાન બહાર રહેતી નહિ. ગંગલી જેવા તેમના વિચિત્ર ગુપ્તચરો તેલ વેચવા, રસોઈ પહોંચાડવા, મજુરી કરવા, ભિક્ષા માગવા, પાણી આપવા, લોટ દળી આપવા, વગેરે કામે વખતોવખત શક સરકારનાં ગુપ્ત સ્થળોમાં જતા આવતા અને તેમના વિષે કોઈને વહેમ પણ પડતો નહિ. થોડાક બેકારોને દેવદમનીએ પોતાની ભલામણથી સેનાપતિ, મંત્રી વગેરેને ત્યાં સેવકો તથા ચોકીદારો તરીકે પણ રખાવ્યા હતા. બહારથી તેઓ રાજ્યની નોકરી કરતા પણ અંતરથી પોતાની અન્નદાતા તો દેવદમનીને જ માનતા. અને દેવદમની તેમને રાજ્યમાંથી મળતા વેતનથી યે વધુ બદલો પણ આપતી હતી.

ચષ્ટણુને મૂક્ત કરવા માટે વિક્રમે પોતાના કાબેલ ચારોને ઉજ્જૈની તરફ રવાના કરી દીધા. તેઓમાંના મુખ્ય ચારને દેવદમની જોગ ગુપ્ત સંદેશો પણ આપ્યો અને દેવદમનીની સહાયથી ઇષ્ટ કાર્ય સિદ્ધ કરવા સૂચના પણ આપી હતી.

સાયંકાળે ગંગલીઘાંચણ દૂધ વેચીને દેવદમનીના નિવાસે પાછી ફરતી હતી, તેવામાં એક ભરવાડે તેને માર્ગમાં પૂછ્યું: "દેવદમનીબા ક્યાં રહેસે ?"

"તારે શું કામ છે ?" ગંગલીએ સામો પ્રશ્ન કર્યો.

"મારે બે પાંચ ગાયો વેચવી સેં. ઇમનું ઘર બતાવી દો બુન !"

"મારી સાથે ચાલ !" કહી ગંગલી તેને ઘેર તેડી લાવી. આંગણામાં લીમડાના ઝાડના થડને અઢેલીને ડાંગ પછાડતો ભરવાડ "હાશ" કરીને બેસી ગયો.

"તું ક્યાંનો છે ?" ગંગલીએ દૂધની તાંબડી ઘરમાં મૂકીને ઝીણી આંખે ભરવાડને અવલોકતાં પૂછ્યું.

"એ તો દેવદમનીબા મને ઓળખસેં. તમે તમારે કહો કે ખુમો ભરવાડ આયો સેં ને કમળના ફૂલનો બોલ લાયો સેં." ભરવાડે ધીમેથી ગંગલીને કહ્યું. ગંગલી એક નોકરને ઇસારાથી તેના પર નજર રાખવાનું સૂચવી ઘરમાં ભરવાડનો સંદેશો પહોંચાડવા ચાલી ગઈ.

કમળનો – પદ્મપુષ્પનો સંકેત સમજતાં દેવદમનીને વાર ન લાગી. ભરવાડને અંદર બોલાવવામાં આવ્યો. દેવદમની અને પદ્માવતી બંનેએ તેને સાથે મુલાકાત આપી.

ભરવાડે વિક્રમનો સંદેશો દેવદમનીને આપ્યો. દેવદમની જરા વિચાર કરી બોલી: "ચષ્ટણુનો પ્રશ્ન ઘણો જ મુશ્કેલ છે."

"ગમે તેમ હોય પણ ચષ્ટણ તો મહારાજા વિક્રમના જમણા હાથ છે. તેમને બચાવવા જોઈએ." ભરવાડ જે વિક્રમનો ગુપ્તચર હતો તેણે ચષ્ટણનું મહત્ત્વ સમજાવ્યું.

"જમણા હાથનો કે ડાબા હાથનો સવાલ જ નથી. સવાલ કેવી રીતે કાર્ય સિદ્ધિ કરવી તેનો છે."

"આપ મને ચષ્ટણનો પત્તો માત્ર બતાવો. હું મારા જીવના જોખમે એને છોડાવીશ."

"કેટલીક વાર જીવને બદલે પણ જીવ બચાવી શકાતો નથી."

"તમે જે ધારો તે કરવા સમર્થ છો." ગુપ્તચરે દેવદમનીની ખુશામત કરી.

"એમ હોત તો હું અવંતીનું રાજ્ય જ ન જિતી લેત?" દેવદમની જરા હસી.

"હું અને મહારાજા વિક્રમ તો અવંતીને આપના હાથમાં જ રમતી જોઈએ છીએ."

"એ તો બધી કવિની કલ્પના જેવી વાતો થઈ. કેમ પદ્મા! તને શું લાગે છે?" પદ્મા તરફ જોઈ દેવદમનીએ સ્મિત કર્યું.

"હા, દરેકને પોતાની શક્તિની મર્યાદા તો હોય છે જ. પણ મહારાજા વિક્રમને આપણે થોડી ઘણીયે મદદ કરી શકતાં હોઈએ તો આપણે ના શા માટે પાડવી?" પદ્માવતીએ પોતાના મનની વાત પ્રગટ કરી.

"હા બહેન! તમે યથાર્થ કહ્યું. મને તમે બનતી સહાય આપો. બીજું હું પાર ઉતારી દઈશ." ચારે ઉત્સાહ દર્શાવ્યો.

"ગંગા!" દેવદમનીએ બૂમ મારી ગંગાને બોલાવી. "આમને ખાવાપીવાનું આપો ને મધરાતે એમને ચષ્ટણના કારાગારનો માર્ગ

બતાવી દેજે." બહુ જ સ્વાભાવિક ઢબે દેવદમનીએ આજ્ઞા કરી. એ આજ્ઞામાં ગંગા પ્રત્યેનો તેનો વિશ્વાસ વ્યક્ત થતો હતો.

"હવે તમે જાઓ." દેવદમનીએ ગુપ્તચર તથા ગંગા બંનેને વિદાય આપી.

"ગંગા, નંદાનું કામ પણ પતાવી દેજે." ચાલી જતી ગંગાને પદ્માવતીએ અસ્પષ્ટ સૂચના કરી. પણ ગંગલીને માટે તેટલું સૂચન પણ પુરતું હતું.

વિક્રમના ગુપ્તચરને રાત્રે ગંગલીએ એકાંતમાં પૂછ્યું: "હું તમને ચષ્ટણનું કેદખાનું તો બતાવીશ પણ તમે એક કામ કરતા આવશો?"

"શું કરવાનું છે, કહોને?" ગુપ્તચરે પૂછ્યું.

"તે કેદખાનાની પાસે જ એક સ્ત્રી કેદી છે. તે તમારા મહારાજાના મિત્ર પક્ષની છે, તેને પણ છોડાવવાની છે."

"પહેલાં ચષ્ટણને છોડાવી દઉં. પછી વખત અને સંજોગો અનુકુળ હોય તો તેનું કામ હાથ પર લઉં."

"અનુકુળજ હશે. જુઓ, ધીમો ધીમો વરસાદ પડે છે. એટલે બંને કામ સાધતાં કાંઇ વાંધો આવશે નહિ." ગંગલીએ કહ્યું. ધીમે ધીમે વરસાદ પડયા કરતો હતો અને આકાશ વાદળથી છવાયેલું હોઇ અંધારૂં ઘોર હતું.

"બાઇને છોડાવીને પહેલાં હું જણાવું ત્યાં મોકલી દેજો. તે પછી ચષ્ટણને છોડાવીને તમે બંને ભાગી જજો." ગંગલીએ યોજના કહી બતાવી.

"ના, પહેલાં ચષ્ટણને જ છોડાવીશ, બાઇની વાત પછી. તેનું નામ શું છે?"

"નામ સુનંદા છે, ને તેનેજ તમારે પહેલી છોડાવવી પડશે." ગંગલીના સૂરમાં સત્તાનો કંપ દેખાયો.

"હું વિક્રમનો સેવક છું, તમારો નથી. તમે મને આજ્ઞા ન કરી શકો."

"ઠીક, તો તું ને તારા વિક્રમ મળી ચષ્ટણુને છોડાવી જાઓ. હું તને ચષ્ટણુનો પત્તો નહિ આપું." રોષથી ગંગલીએ કહ્યું.

"તું દેવદમનીબાઈની આજ્ઞા પાળવા બંધાયેલી નથી?"

"તે તારે નથી જોવાનું. હું કેટલી બંધાયેલી ને કેટલી છૂટી છું તેની મને પોતાને ઠીક ખબર છે."

"ગંગા, તું તો ભારે હઠીલી છે." ગુપ્તચર જરા નરમ પડ્યો. "ચષ્ટણુને છોડાવ્યા પછી તરત હું એ બાઇને છોડાવીશ. એમાં એટલો અવિશ્વાસ કેમ આવે છે?"

"ભલે તારી મરજી તેમ છે તો તે પ્રમાણે કરીએ." થોડી વાર વિચાર કરી ગંગલી બોલી. ગંગલીના આ એકાએક નરમ બની જવામાં શો ભેદ છે તે ગુપ્તચરને ન સમજાયું. ગમે તેમ, પણ હવે ગંગલીની દોરવણી વગર તેનો અર્થ સરે તેમ ન હતો એટલે તેણે એ વિષે બહુ વિચાર ન કર્યો.

મધરાત પછી ગંગલી અને વિક્રમનો ચાર વરસતા વરસાદમાં અંધેર પછેડો ઓઢી નીકળી પડ્યાં. આગળ ગંગલી ને પાછળ ગુપ્તચર ચાલતો હતો. ગાઢ અંધારાના સાગરમાં બંનેના ઓળા જાણે એકાકાર બની જતા હતા.

## [૨૦] સુનંદાની ચિંતા

પુષ્પકે ગોપાળનો વધ કરી અવંતીની રાજગાદી સાથે સુનંદાને પણ પ્રાપ્ત કરી હતી. પણ સુનંદા પુષ્પકને હવે ચતુરાઈથી દૂર રાખવા માંડી. પદ્માવતીએ આપેલી આશા પ્રમાણે હવે નાસી છૂટવાનો મોકો મળી આવશે એવી આશામાં તે જીવતી હતી. પદ્માવતી કે વિક્રમનો માણસ તેને છોડાવશે એવી આસ્થા તેના ઉરમાં દૃઢપણે જામી હતી. અને તેથી તેણે પોતાના શીલ પર આક્રમણ કરવા ધસી આવતા પુષ્પકને વિચિત્ર પ્રકારનાં બહાનાં કાઢી આજ દિવસ સુધી દૂર રાખ્યો હતો.

ગોપાળને મારી રાજમુગટ ધારણ કરી લઈ પછી પહેલી જ તકે પુષ્પક સુનંદાના કેદખાના તરફ ઊપડ્યો. “ પ્રિય સુંદરી ! તારે ખાતર મેં રાજા ગોપાળદેવનો વધ કર્યો છે. હવે હું રાજા છું. ચાલ ! હાલ જ તું મારા અંતઃપુરમાં આવી મને તારા પ્રેમથી પ્રસન્ન કર. ” પુષ્પકે સુનંદાને કહ્યું.

"ખરેખર ? સાચી વાત કહો છો ? ધન્ય તમને !" આશ્ચર્ય દાખવતી હોય તેમ સુનંદા નેત્ર સ્ફુરાવતી બોલી.

"હા, હવે મને તારો વિયોગ કારમો લાગે છે. આવ સુંદરી, મારા અગ્નિને શાંત કર !" રાજા પુષ્પકે બાહુ પ્રસાર્યા.

"મહારાજ તમે ને હું બંને ધન્ય થયાં. હવે આપણા પ્રેમમાં કાંઈ વિઘ્ન નહિ આવે. પણ તમે અધિરા ન થાઓ."

"આટઆટલી રાહ જોઈ, તારે માટે આટઆટલું કર્યું છતાંયે તું હજી આને અધિરાઈ ગણે છે ?"

"હા, હજી થોડી ધીરજ ધરવી પડશે. તે પહેલાં હું તમને મારો દેહ નહિ સોંપી શકું." સુનંદા મક્કમતાથી બોલી.

"હાય સુંદરી ! તું તે કેવી નિષ્ઠૂર છે ? બોલ હજી શું બાકી છે ?" રાજાએ પૂછ્યું.

"તમે ગોપાળદેવને પરાસ્ત કરવાની મને ખાત્રી આપીને અહિંથી ગયા, તે પછી મેં આપના વિજયને માટે, વિજયસિદ્ધિ વ્રત લીધું છે. તે વ્રત પૂર્ણ કરીને જ હું તમને મારો સ્પર્શ કરવાની અનુમતિ આપીશ."

"આ તે કેવું વિચિત્ર તારૂં વ્રત ? હું વિરહની આગથી ખાખ થઈ જાઉં છું, તે તું જાણુતી જ નથી."

"જાણું છું મહારાજ. અને મને અંતરમાં શું થાય છે તે પણુ મારૂં મન જાણે છે. પણ વ્રત પુરૂં ન કરીએ તો દેવતા કુપિત થાય."

"ભલે, તારા દેવ તને ક્યારે રજા આપશે તે કહી દે" રાજાએ ઉછળતી હૃદયોર્મિઓ પર મહા મહેનતે કાબુ મેળવી પૂછયું.

"એક સપ્તાહ બાદ વ્રત પૂર્ણ થશે. ત્યાં સુધી હું ફળાહાર પર જ રહીશ."

"તને અહીંથી સારી જગાએ ખસેડું તો કેમ ?"

"ના મહારાજ! વ્રતની પૂર્ણાહુતિ અહીં જ કરવી પડશે. બહાર બીજે જાઉં તો વ્રત ફરી આદરવું પડે ને તેથી વધુ દહાડા લાગે."

"તો ભલે અહીં જ રહે. પણ હવે તકલીફ વેઠીશ નહિ. જે જોઈએ તે માગી લેજે. તું કંઈ હવે કેદી નથી. આ અનુચરો તારા સેવકો જ છે એમ માનીને વર્તજે." રાજા જતાં જતાં કહેતો ગયો. તે ગયો પણ તેનું હૃદય તો સુનંદાની પાછળ જ રહી ગયું.

સુનંદાના વ્રતનું આ સપ્તાહ વીતી ગયું હતું, છતાં તેને છૂટકારો થવાનાં કાંઈ ચિન્હ સરખાં પણ જણાયાં નહિ. પદ્માવતી પોતાને ખરે સમયે ભૂલી ગઈ હોય એમ સુનંદાને લાગ્યું. હવે મરણ સીવાય બીજો ઉપાય નથી એમ તેની ખાત્રી થઈ પોતાના વિયોગથી, પોતાના મૃત્યુથી પોતાના કોમળ હૃદયના સ્વામીના મનને કેવો મહા આઘાત લાગશે તે ખ્યાલથી સુનંદા ધ્રૂજી ઊઠી. કેદખાનાની એકાંત દીવાલોય દ્રવી ઊઠે એવા કરુણ કંઠે એ અસહાય બાળા રડી ઊઠી.

બીજે દિવસે સવારે પાલખી સાથે સુનંદાને તેડી જવા પુષ્પક આવી પહોંચ્યો. પ્રફુલ્લ મને ઉમંગભરે પગલે આવતા પુષ્પકને જોતાં જ સુનંદા અંતરમાં ધ્રૂજી ઊઠી. પ્રેમિકના સ્વાંગમાં આવતા એ યમદેવને સુનંદા ભયની લાગણીથી નિરખી રહી. ભયને વ્યક્ત કરવાનો પણ હવે માર્ગ ન હતો. સુનંદાને લાગ્યું કે, હવે જો પોતે જીવનને વધુ વ્હાલું કરશે તો તે પોતાના શીલને ગૂમાવી બેસશે.

"કેમ સુંદરી! તૈયાર છો ને?" આવતાં જ પુષ્પક બોલ્યો.

"મહેલમાં આવવાનું પૂછો છો ને?" સુનંદાએ તેને વાર્તાલાપમાં ખેંચવા પ્રયાસ કર્યો.

"હા, ચાલ બહાર પાલખી તૈયાર છે." પુષ્પક સુનંદાની છેક પાસે આવ્યો.

સુનંદાએ પુષ્પકથી જરા દૂર ખસતાં કહ્યું: "કાલે આવીશ, આજ મારે ઉપવાસ છે."

"અરે તારા ઉપવાસને વ્રતનીયે કાંઈ અવધી છે કે નહિ?" જરા રોષથી પુષ્પક બોલ્યો.

"છે જ. હવે કાલે તમારે નિરાશ નહિ થવું પડે."

"ઠીક, જો હવે કાલે સવારે હું આવીશ અને તે વખતે કાંઈ બહાનું કાઢીશ તે નહિ ચાલે. બળજબરીથી ઊઠાવી જઈશ, માટે તારૂં જે વ્રત – વર્તુલું હોય તે આજે જ પતાવી દેજે."

પુષ્પક ત્રાંસી નજરે સુનંદાને તાકતો ચાલ્યો ગયો. સુનંદા પથારીમાં પડી મૂંઝવણનો પારાવાર ડહોળવા લાગી. સાંજ પડી ગઈ, દિવસનો અંત આવ્યો પણ સુનંદાની મૂઝવણનો અંત ન આવ્યો. તેના અંતરમાં ઘેરાતી વિપત્તિના પ્રતીક જેવી અંધારી રાત્રી જગત પર ઊતરી પડી. ઊપવાસને નીમિત્તે ભૂખીતરસી બેસી રહીને સુનંદા શોચતી હતી કે કાલે સવારે શું કરવું?

મધરાતે તેણે એક સાહસિક વિચાર કર્યો. પેલી કટારી તેને યાદ આવી. સવારે એ દુષ્ટ પુષ્પક આવે એટલે તેને ફોસલાવી પટાવી આ કટાર તેની છાતીમાં પરોવી દેવી અને પછી પોતે પણ તેજ કટાર વડે આપઘાત કરવો. આ વિચાર સુનંદાએ ફરી ફરી કસી જોયો ને તેજ તેને ઠીક લાગ્યો.

સુનંદા થાકીને આરામ લેવા પથારીમાં ઢળી તેજ વખતે કાંઈ અવાજ થયો. જોતજોતામાં એક તરફની દીવાલમાં ગાબડું પડ્યું, ને એક કાળી આકૃતિ તે દ્વારા અંદર ધસી આવી. "ઓ બાપરે!" સુનંદા ભયથી ચીસ પાડી ઊઠી. પણ તેજ વખતે તેના મોં પર પેલી છાયાકૃતિનો મજબૂત પંઝો પડ્યો અને તે વધુ બોલી શકી નહિ.

# [૨૧] સુનંદાની મુક્તિ

દિવાલ ભેદી આવનાર માણસના ઓચિંતા આગમન તથા ઝડપી આક્રમણથી સુનંદા ગભરાઈ ગઈ હતી. આવનારે તેનું મોં પોતાના હાથથી દાબી દીધું હતું એટલે તે ચૂં કે ચાં પણ કરી શકે તેમ ન હતું. તે ભય વિહ્વળ નજરે એ શ્યામ આકૃતિને જોઈ રહી. તે કોઈ પ્રચંડ પુરુષ હતો અને તે સુનંદાને તાકી રહ્યો હતો.

ઝાંખા દિવાના પ્રકાશમાં સુનંદાને કંપતી જોતાં તે બોલ્યોઃ "ડરીશ નહિ, હું તને મારવાનો નથી. તું બૂમ પાડે તે ખાતર જ મેં તારૂં મોં દાબેલું છે."

ભોંયરામાં એક દ્રષ્ટિપાત કરી લઈને તેણે ફરી પૂછ્યુંઃ "તારૂં જ નામ સુનંદા છે?"

સુનંદાએ ઈશારતથી હા પાડી. પછી પેલા પુરુષે તેના મોં

પરથી હાથ ઊઠાવી લેતાં કહ્યું : "જો બૂમ પાડતી નહિ. હું તને છોડાવવા આવ્યો છું."

"ખરેખર? તમને કોણે વિક્રમે મોકલ્યા છે?" સુનંદા ભય વિસરી સ્વસ્થ થતાં બોલી ઊઠી.

"હા, ધીમેથી વાત કરો, કોઈ સાંભળશે. તમને અહીં ક્યારથી કેદ રાખેલાં છે?"

"લગભગ વીસેક દિવસ થયા."

"પહેલાં અહીં કોઈ પુરુષ કેદી હતો?"

"ના પણ આઠેક દિવસથી પાસેના ઓરડામાં કોઈક નવીન પુરુષ કેદી આવ્યો છે."

"તેનું નામ તું...તમે જાણો છો?" પેલા પુરુષે આતુરતાથી પૂછ્યું.

"ના પણ તેને પકડીને લાવ્યા તે વખતે મેં જોયો હતો?"

"ઊંચો ઘઉંવર્ણો માણસ હશે." પેલા પુરુષે પૂછ્યું.

"હા, તેના કપાળમાં જમણી ભમર ઉપર એક ઘાનું નિશાન છે."

"એજ, એજ ચષ્ટણ! મને ગંગલીએ છેતર્યો." પેલો પુરુષ જે વિક્રમનો ગુપ્તચર હતો તે બોલી ઊઠ્યો. તેણે સુનંદાને પહેલી છોડાવવા ના પાડેલી ત્યારે ગંગલી તેના પર ખીજાઈને પછી ચૂપ થઈ ગઈ હતી તેનું કારણ તે હવે સમજ્યો. ચષ્ટણને બદલે તેણે તેને સુનંદાની કોટડી બતાવી હતી. આ કોટડીઓ રચનારે તો તે ભોંયરા તરીકે જ નિર્માણ કરી હતી. પણ તેની પાછળની એક ટેકરી વખત જતાં વરસાદથી ધોવાઈ જવાથી પછીતની દીવાલ અર્ધી ખુલ્લી થઈ ગઈ હતી. તે દીવાલ ભેદીને વિક્રમનો ગુપ્તચર અંદર આવ્યો હતો.

સુનંદા છૂટી તેથી ગુપ્તચર નારાજ ન હતો. પણ ગંગલીએ તેને આમ બનાવ્યો, તેથી તેને ગંગલી પર રોષ ચઢ્યો. હવે ફરી ગંગલીને ચષ્ટણનો પત્તો પૂછવા જતાં તેનું સ્વમાન ઘવાવા લાગ્યું. વળી અહીંથી તેનો પત્તો મળે તેમ હતું, તેથી તેણે સુનંદાને પૂછ્યુંઃ "તમે બંધીવાન છો તો પછી એ પુરુષ કેદીને તમે કેવી રીતે જોયો ?"

"છેલ્લા આઠ દસ દિવસથી મારા પર ન જેવો પહેરો રહે છે. હું દ્વાર આગળ જઈ અવાર નવાર ખુલ્લા પવનનો લાભ લઈ શકું છું. તેથી એક વખત વહેલી સવારમાં હું દ્વાર આગળ ઊભી હતી, તેવામાં એ પુરુષને હાથ બાંધીને રાજસેવકો લાવતા હતા તે મેં જોયેલું. તેને પાસેની કોટડીમાં જ પૂરેલો છે." સુનંદાએ ખુલાસો કર્યો.

ગુપ્તચરે એ કોટડીની વચ્ચેની દિવાલ પર નજર કરી. પછી દીવાલ પાસે જઈ દીવાલમાં ધીમા પણ મક્કમ ટકોરા માર્યા. થોડી વારે સામેથી તેવાજ ટકોરાથી જવાબ મળ્યો.

"કોઈ છે તો ખરું." પ્રસન્ન વદને ગુપ્તચર બોલ્યો.

"મને ખબર છે. મેં કહ્યો તે માણસ જ ત્યાં છે. આજ બપોર સુધી તો તેને માટે ખાવાનું જતું પણ મેં જોયું છે." સુનંદાએ ખાત્રી આપી.

"તો તો ચષ્ટણ પણ છૂટશે જ. પણ હવે વિલંબ કરવો ઈષ્ટ નથી. તમારે નાસી છૂટવું હોય તો ચાલતાં થાઓ." દૂતે સુનંદાને કહ્યું.

"પણ હું ક્યાં જાઉં ? વખતે બહાર નીકળતાં જ વળી પકડાઈ જાઉં તો ?" સુનંદા ડરી.

"એમ ડરો નહિ. અહીંથી પાછળ કાંઈ ચોકી પહેરો નથી. આ દીવાલની પાછળ નાની નાની ટેકરીઓની ચઢ ઉતર છે. તે પૂરી થશે

એટલે નિર્જન રાજમાર્ગ આવશે. ત્યાંથી પગે થઈ જજો. અગર ગંગલી ધાંચણને તમે નથી ઓળખતાં ?" ગુપ્તચરને ગંગલીની વાત યાદ આવતાં તેણે પૂછ્યું.

"ના, હું ઉજ્જૈનીમાં કોઈને ઓળખતી નથી. તમે મને વિક્રમ-કુમાર પાસે ન લઈ જાઓ ?" સુનંદાએ ધીરેથી પૂછ્યું. કુમાર વિક્રમનું શુદ્ધ ને ઉદાર ચારિત્ર્ય અવંતીમાં પ્રથમથી જાણીતું હતું.

"મારે માથે અત્યારે બીજી ગંભીર જવાબદારી છે. એટલે તમને વચન નથી આપી શકતો." ગુપ્તચરે કહ્યું.

"તે વાત ખરી છે. તમારે તમારા મિત્રને છોડાવવા છે ખરું ને ? ભલે હું જઈશ."

"તમે એમ કરો." થોડીવાર વિચાર કરી ગુપ્તચર બોલ્યો.

"ટેકરીઓ ઊતરી રહ્યા પછી સામે ક્ષેત્રો આવે છે તેમાં ડાબા હાથના એક ખેતરમાં વડના ઝાડની ઓથે એક માણસ બે અશ્વો સાથે ઊભો છે. તેની પાસે તમે જજો."

"તે મને કેમ ઓળખશે ?" સુનંદાએ શંકા બતાવી.

"તે શંકા કરે તો કહેજો કે હું મિત્ર છું અને વિશેષમાં કમળના પુષ્પનો સંકેત શબ્દ કહેજો..."

"પછી તમે ક્યાં મળશો ? હું મહારાજા વિક્રમદેવ પાસે પહોંચી શકીશ ?"

"બાઈ, તું ગાંડી છે. અહીંથી તો ભાગ, પછી બધું થઈ રહેશે. મને સફળતા મળશે તો હું મારા મિત્રને છોડાવીને તને આવીને મળીશ. પછી આપણે સાથે જ વિક્રમદેવ પાસે જઈશું." ગુપ્તચરે

અકળાઇને સમજ પાડી. અત્યારે બધી વાતની ચોકસી કરી આપવાનો અવકાશ તેને માટે ન હતો. તે ભયંકર શત્રુના રાફડામાં પેઠો હતો. તે ખ્યાલ ભોળી સુનંદાને બરોબર ન હતો.

" હું જાણું છું. તમે ફતેહ કરી આવી પહોંચજો. " સુનંદા કટારી ઉચકી લઈ કમરમાં છુપાવી સાચવીને બહાર નીકળી. અંધકારમાં ઝરમર ઝરમર વરસતા વરસાદમાં તે ધીરેધીરે ટેકરા ચઢતી ઉતરતી આગળ ચાલી. ભયથી ચકિત નયને વારેઘડીએ ચારે બાજુ જોતી જોતી તે આગળ વધી રહી હતી.

તેના ગયા પછી ગુપ્તચરે પોતાની ભેટમાંથી એક તીક્ષ્ણ હથિયાર કાઢયું. તે વડે કુશળતાપૂર્વક તેણે પેલી દીવાલમાં નાનું બાકોરું પાડ્યું. પછી નીચા નમી ધીમેથી અવાજ કર્યો. " ચષ્ટણ ! "

" કોણ જિમૂત ! " ધીમેથી ચષ્ટણનો અવાજ આવ્યો.

" હા, ઝટ તૈયાર થઈ જાઓ. " કહી ગુપ્તચર જિમૂતે બાકોરાને ઇંટો ખેંચી વધુ મોટું બનાવવા માંડયું.

## [ ૨૨ ] જ્યોતિર્વિદ ગર્ગાચાર્ય

સુનંદા ટેકરીએ ઊતરી મેદાનમાં આવી પહોંચી. સોય પણ ન ખૂપે તેવો ગાઢ અંધકાર હતો; અને ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. જાણે જુલ્મીઓને હાથે દબાતી અવંતીની પ્રજાના દુઃખ ઉપર મેઘ કરુણ અશ્રુપાત કરી રહ્યો હતો. સુનંદાએ એક શાલ ઓઢી લીધી હતી, છતાં તે ઠંડા પવનથી કંપતી હતી. તેના એ કંપને રાત્રીનો અને શત્રુઓનો ભય વૃદ્ધિમાન કરી રહ્યો હતો.

"સુનંદા હશે ?" ખેતરો તરફ આગળ વધતી સુનંદાએ કોઈનો અવાજ સાંભળ્યો ને તે ચમકી ઊઠી. તેની તે ચમક શમે તે પહેલાં એક સ્ત્રીની આકૃતિ તેની પાસે આવી ઊભી.

"ગભરાઈશ નહિ હું તો મિત્ર છું." તે આકૃતિ ધીમેથી બોલી.

સુનંદા અત્યારે શત્રુ અને મિત્રને તેના શબ્દ માત્રથી ગ્રહણ

કરી શકે તેવી સ્થિતિમાં ન હતી. તે સ્થિર ઊભીજ રહી. અંધારી રાતના તિમિરને વીંધીને પણ ગંગલીની આંખ સુનંદાની આંખમાં તરી આવેલી ભયની ચમક પારખી શકી. તેણે સુનંદાને ખભે હાથ મૂકી કહ્યું: “બહેન! તને મદદ કરનાર હું જ છું. મેંજ તને છોડાવવા ગોઠવણ કરી છે.”

“મને તો વિક્રમના માણસે છોડાવી છે. તમે કોણ છો?”

“હું વિક્રમના તે માણસને મોકલનાર છું”

“તમારો આભાર માનું છું. પણ મને હવે જવા દો. રાજાના માણસો જાણશે તો મારી બૂરી વલે થશે.”

સુનંદાને છોડાવીને તેની શું વ્યવસ્થા કરવી તે વિષે પદ્માવતીએ ગંગાને કાંઈ પણ સ્પષ્ટ સૂચન કર્યું ન હતું. માત્ર એટલું કહેલું કે, એ છોકરી બહુ કામની છે માટે તેને છોડાવી લેજે. ગંગલી શકરાજાની કેદી સ્ત્રીને પોતાની સાથે પદ્માવતી પાસે લઈ જવા તૈયાર ન હતી. સુનંદાને અત્યારે ઘરમાં સંઘરવી એ જવાળાગ્રાહી દારૂગોળાને તથા દીવાસળીને એકત્ર કરી ઘરમાં સંઘરવા જેવું સાહસ હતું. એ સાહસ કરવા તે તત્પર ન બની છતાં સુનંદા રાતોરાત અવંતી છોડી ચષ્ટણ વગેરે સાથે ભાગી છૂટે એ તેને રુચતી વાત ન હતી. તેમ કરવાથી વખતે પદ્માવતીનો ઠપકો પણ મળે તેમ લાગ્યું. આથી તેણે સુનંદા કોઈ પ્રકારે ઉજ્જૈનીમાં જ ગુપ્ત રહે એ ઈષ્ટ માન્યું.

થોડીવાર વિચાર કરી ગંગલી બોલી: “હું તે માટે જ અહીં ઊભી છું.”

“તમે શું કહો છો તે મને નથી સમજાતું.” સુનંદા મૂંઝવાતી બોલી.

"તમારે અત્યારે અજાણ્યા અનુચરો સાથે સાહસ ખેડવાની જરૂર નથી. થોડી જ વારમાં તેમની પાછળ રાજની વહાર છૂટશે. અને તેમના ભેગાં તમે પણ પકડાઈ જાઓ." ગંગલીએ ભોળી સુનંદાને સમજાવવા માંડી.

"તો મારે જવું ક્યાં? અવંતીમાં મને કોઈ સંઘરે તેમ નથી."

"હા, મહારાજા પુષ્પકના કેદીને સંઘરનાર કાળામાથાનો માનવી ઉજ્જૈનીમાં તો નથી–પણ એક રસ્તો છે."

"શો રસ્તો?" આતુરતાથી સુનંદાએ પૂછ્યું.

"તમે આચાર્ય ગર્ગને ઓળખો છો?" ગંગલીએ પૂછ્યું.

"હા, મહર્ષિ ગર્ગાચાર્યને હું ઓળખું છું. મારા પિતાના એ જૂના પરિચિત છે."

"તો ગર્ગને ત્યાં ભાગી જાઓ. ત્યાં થોડા દહાડા ગુમ" ગાળી નાંખો. પછી સૌ સારાં વાનાં થશે."

સુનંદાને આ સલાહ ઠીક લાગી. અવંતીમાં ગર્ગાચાર્યની પ્રતિષ્ઠા અજોડ હતી. તેમની સહાય અને આશ્રય પણ સુનંદાને ગિરિવર જેવાં દૃઢ લાગ્યાં. પણ આવી રાત્રે ગર્ગના ઘેર પહોંચવાની સલામતી વિષે તેના મનમાં શંકા હતી.

"પણ ત્યાં અત્યારે જવું શી રીતે?" સુનંદાએ શંકા દર્શાવી.

"હું તમને ત્યાં સુધી પહોંચાડી દઈશ. ગલીકૂંચીના ટૂંકે રસ્તે ચાલવાથી કોઈ દેખશે નહિ." ગંગલીએ હિંમત આપી.

"લ્યો વિલંબ ન કરો. ચાલો, આ પછેડો ઓઢી લ્યો." પોતાની સોડમાંથી અંધાર પછેડો કાઢી ગંગલીએ સુનંદાને આપ્યો. યષ્ટણનો પત્તો સુનંદાએ વિક્રમના ગુપ્તચરને બતાવ્યો હતો તે વાત

તેને સુનંદાએ જણાવી હતી, એટલે હવે ગંગલીને ત્યાં વધુ થોભવાની આવશ્યકતા ન હતી.

સુનંદાએ ધાર્યું કે વિક્રમના અજાણ્યા માણસો સાથે જવામાં સાહસ ઉપરાંત ભય તો હતો જ. તો પછી આ બાઈ જોડે જવાનું સાહસ તેની સરખામણીમાં વધારે પડતું ન હતું. આમ વિચારી તે ગંગલીની પાછળ પાછળ અંધકારમાં માર્ગ કાપવા લાગી. જ્યારે પ્રકાશની કાંઈ પણ સંભાવના ન હોય ત્યારે માનવીને માટે અંધારા ઉલેચવા સિવાય બીજો માર્ગ પણ શું હોય છે?

*

વિક્રમ સંવત્‌ની સ્થાપનાની પૂર્વે (ઈ. સ. પૂર્વે પહેલા શતકમાં) ઉજ્જૈનીના જ્યોતિર્વિદ ગર્ગની ખ્યાતિ ભારતને ખૂણે ખૂણે પહોંચી ગઈ હતી. દેશના દૂર દૂરના ભાગોમાંથી ખગોળના અભ્યાસીઓ આકર્ષાઈને ઉજ્જૈનીમાં આવતા, અને ખગોળના નવીન સિદ્ધાન્તો શીખી લઈ સ્વસ્થાનમાં પાછા ફરી ગર્ગાચાર્યની નામના ચારે તરફ ગજાવી મૂકતા. મોટા મોટા રાજકુમારો અને કોટયાધિપો પણ મહર્ષિ ગર્ગને નમતા અને પોતપોતાનાં સંતાનોને વિદ્યાભ્યાસ માટે તેમની પાસે મોકલતા. ગંધર્વસેન દર્પણના રાજકુમારો અને આંધ્રવંશી રાજકુમારોએ ગર્ગના પગ આગળ બેસીને જ અધ્યયન કર્યું હતું. ઠેઠ વિદિશા અને તક્ષશિલામાં પણ આ ખગોળશાસ્ત્રીની વિજયપતાકા ઉડતી. તક્ષશિલાની વિદ્યાપીઠમાં ગર્ગાચાર્યના ખગોળના અભિનવ સિદ્ધાન્તો ખગોળના સ્નાતકોને શીખવવામાં આવતા અને તે સિદ્ધાન્તોના સ્પષ્ટીકરણ અર્થે ત્યાંના આચાર્યોએ ગ્રંથો પણ રચ્યા હતા.

શક રાજાઓ પણ ગર્ગના પ્રભાવને પિછાનતા હતા. તેમના જુલ્મી કર્મચારીઓ પણ મહર્ષિ ગર્ગને માન આપતા ને તેમના

આશ્રમને પવિત્ર સ્થાન તરીકે લેખતા હતા. ગર્ગનો આશ્રમ ઉજ્જૈનીની એક બાજુએ નદીથી થોડે છેટે નાની નાની ટેકરીઓની વચ્ચે આવેલો હતો. તે આશ્રમને એક નાના ગામની ઉપમા આપીએ તો પણ ચાલે તેમ હતું. વિદ્યાર્થીઓના નિવાસો, પાઠશાળાઓ, આચાર્યોના નિવાસો, ગૌશાળા, પુસ્તકશાળા, અતિથિગૃહ અને ઘાસ તથા અનાજ વગેરેના ભંડારોનાં જુદાં જુદાં મકાનોનો એ આશ્રમમાં સમાવેશ થતો હતો. પાઠશાળાઓમાં વૈદક, ખગોળ, દર્શન, સાહિત્ય વગેરેની શાખાવાર જુદી જુદી પાઠશાળાઓ અને અધ્યાપકો હતા. એ બધીયે પાઠશાળાઓમાં ગર્ગની સંચાલનશક્તિનો વિદ્વતા રુપી દોર પરોવાયેલો હતો અને તેથી આખો આશ્રમ ગર્ગની પ્રતિભાથી હરનિશ ઝળકી રહેતો.

આશ્રમની એક એકાંત બાજુએ માટીના કોટવાળી નાની ખડકી હતી. તેમાં માટીનાં જ નાનાં ચારેક ઘર હતાં. તેમાં મહર્ષિ ગર્ગ રહેતા, બેસતા ઊઠતા, ચિંતન કરતા અને ખગોળની શોધખોળના પ્રયોગ પણ ત્યાં જ કરતા. ખડકીના વિશાળ પ્રાંગણમાં ખગોળ વિષયક ગ્રહોના વેધ લેવા માટે સાદાં છતાં સૂક્ષ્મ ગણિત ફળ આપતાં યંત્રો ગોઠવેલાં હતાં. ભલભલા વિદ્વાનો અને પ્રવાસીઓ આ યંત્રો જોઈ મહર્ષિની તારીફ કરતા અને તેમના તરફનું પોતાનું માન શબ્દોથી વ્યક્ત કરી રહેતા.

"ખગોળનું જગત આપણા જગતની તુલનામાં વિરાટ છે. એટલે ખગોળનો અભ્યાસી પૃથ્વીની—પોતાની અલ્પતા પણ અનુભવી શકે અને તેનો અહં નાશ પામતાં તે બ્રહ્મના વિરાટ સ્વરૂપને યથાર્થ પ્રાપ્ત કરી શકે. એટલે હું જ્યોતિઓના જ્ઞાનને દર્શનશાસ્ત્રના એક આવશ્યક અંગ જેવું માનું છું. જ્યોતિઓના જ્ઞાનવડે જ આપણા અંતરની જ્યોત જાગી ઊઠશે." મહર્ષિ પ્રસંશકોને આ રીતે ખગોળજ્ઞાનનું

મહત્વ સંક્ષેપમાં સમજાવતા અને તે સાદી આર્ષવાણી દરેકને રોચક લાગતી.

*

હજી પરોઢ થવાને થોડીવાર હતી. આશ્રમ બધો સુષુપ્તીમાં શાંત પડ્યો હતો. માતાના ખોળામાં ઊંઘતા બાળકની પેઠે આખી ઉજ્જૈની તમિસ્રા દેવીના શાંત અંકમાં ઘસઘસાટ ઊંઘતી હતી. મહર્ષિ વરસાદ રહી જવાથી ખડકીના ચોકમાં જ આવી સૂતા હતા. તેમની ઊંઘ ઉડી ગઈ હતી; તેઓ દિવસોથી ગ્રહો અને નક્ષત્રોના બારીક નિરિક્ષણમાં પડ્યા હતા. સપ્તર્ષિની ગતિનું માપ અને ધ્રુવ તારા સાથેના તેના અંશ લેવાની ગડમથલ તેમના મનમાં દિવસો થયા રમી રહી હતી. તે ગડમથલનો આજે અંત આવે તેવાં સ્ફુરણો આચાર્યને અંતરે ઊઠતાં હતાં. તારા વાદળોને લીધે સ્પષ્ટ દેખાતા ન હતા છતાં. આચાર્ય સ્થિર આંખે આકાશને તાકી રહ્યા હતા. તેવામાં ખડકીનાં દ્વાર ખખડ્યાં.

"કોણ હશે!" આચાર્યે શય્યામાંથી બેઠા થતાં પ્રશ્ન કર્યો. ચિંતનમાં ભંગ પડવાથી તેમના મોં પર કંટાળો દેખાયો ને તુરત અદ્રશ્ય થઈ ગયો.

"બારણું ખોલજો." કોઈ સ્ત્રીનો કોમળ અવાજ સંભળાયો.

મહર્ષિએ તુરત ઊઠીને બારણું ખોલ્યું. બારણા આગળ એક નારી અંધારામાં ભયથી ધ્રૂજતી ઊભી હતી.

"તારે શું જોઈએ છે બાઈ? તું કોણ છે?" મહર્ષિ પૂછવા લાગ્યા.

"મારે આશ્રય જોઈએ છે. મને જલદી અંદર આવવા દો પછી હું બધી વાત કરીશ." બાઈ ધીમેથી સંકોચસહ બોલી.

"આવ બાઈ! આ તારા પિતાનું જ ઘર છે." ઋષિએ બાઇને અંદર લીધી અને ખડકીનો આગળો બંધ કર્યો.

અંદર ગયા પછી બાઈ બોલીઃ "ગુરુદેવ! મને ન ઓળખી? હું આણંદપુરના જયશ્રેષ્ઠીની પુત્રી સુનંદા!"

"બહેન, તું અહીં અત્યારે?" ગુરુ આશ્ચર્ય પામ્યા.

"હા દેવ! વખાની મારી જીવ બચાવવા આપને શરણે આવી છું. શક રાજા મારી પાછળ પડ્યો છે." સુનંદાની આંખ ભીની થઈ.

"હવે કોઈ તારો વાંકો વાળ નહિ કરી શકે બેટા. જા, રાત ઘણી બાકી છે. અંદર જઈને વિશ્રાંતી લે." ગુરુએ સ્વસ્થતાપૂર્વક કહ્યું. પણ ગુરુની આંખમાંથી અનુકંપાનાં બે આંસુ સરી પડ્યાં. શકોના જુલ્મ તેમને અવગત હતા. વરસાદે પણ ગુરુદેવના અશ્રુવર્ષણમાં સાથ પૂરતાં એક ઝાપટું નાંખ્યું ને પથારો ઉપાડી લઈ ગુરુદેવ પ્રાતઃકર્મમાં પ્રવૃત્ત થયા.

## [ ૨૩ ] નિપુણિકાની કથની

**વરંગુળમાં** કેટલાક દિવસ ઉપર એક નવાઈભર્યો બનાવ બની ગયો હતો. લોકો એ વિષે જાત જાતની અટકળો કરી રહ્યા હતા. વરંગુળના નગરશેઠની યુવાન પુત્રવધૂ નિપુણિકા એક દિવસ રાત્રે અજબ રીતે ગૂમ થઈ ગઈ હતી અને પ્રાતઃકાળે પાછી આવી ગઈ હતી. તે પોતાના ગૂમ થવા વિષે કાંઈ પણ સ્પષ્ટ ખુલાસો કરી શકતી ન હતી. માત્ર તે એટલું જ કહેતી કે કોઈ રાક્ષસો તેને ઊઠાવી ગયા હતા અને પોતે ભાનમાં ન હતી. પોતે થોડીવાર ભાનમાં આવી હતી તે વખતે તે એ રાક્ષસ લોકોને જોઈ શકી હતી અને તેઓ તેને પૂર્ણિમાને દિવસે ફરી ઊપાડી જવાની તરકીબ ગોઠવતા હતા તે તેણે જોયું હતું. તે પછી તે પોતાના આવાસમાં પાછી ક્યારે આવી તે પણ કહી શકતી ન હતી, તેને તે વિષે કંઈ ખબર જ ન હતી.

ફૂલના ઉચ્છ્વાસ સરખી સુકોમળ નિપુણિકા યૌવનના લહેરાતા

સાગરથી કામદેવના આગાર જેવી લાગતી હતી. વરંગુળમાં તે પોતાના સૌન્દર્ય માટે અજોડ ગણાતી હતી. પોતાના યૌવન અને સૌન્દર્યને નિપુણિકાની રસિકતાએ તેની પરાકાષ્ટાએ પહોંચાડયાં હતાં. નૃત્ય, સંગીત, કાવ્યકલા વગેરે લલિત કલાઓમાં નિપુણિકા ખરેખર તેના નામ પ્રમાણે જ નિપુણ હતી. વરંગુળના અમોલ રત્ન જેવી આ રમણી પરની આવી આફતની વાત સાંભળી આખું નગર ઉદાસ થઈ ગયું હતું. નિપુણિકાને આ વિષે કોઈ વધારે પૂછગાછ કરતું, કે ઉલટ સૂલટ પ્રશ્નો કરતું, તો તે તેના જવાબ આપી શકતી નહિ ને રડવા લાગી જતી.

નિપુણિકાના આ અપહરણની વાત ગામમાં ચારે તરફ ચર્ચાનો વિષય થઈ પડી. ' નિપુણિકાને રાક્ષસો આકાશ માર્ગે આવીને ઉપાડી ગયા હતા અને પૂર્ણિમાના દિવસે આવી ફરી ઉપાડી જશે. ' એવી વાત ગામમાં થવા લાગી. બીકણ લોકો ભયથી કંપી ઊઠયા. રાક્ષસો ધારે તે કરી શકે, એમને કોણ રોકી શકે ? લોકો માંહે માંહે વાતો કરવા લાગ્યા. ગામમાં ભય અને ચમકની રોમાંચક લહરી પ્રસરી ગઈ. નગરશેઠ પોતાના ઘરની આ આફતથી નાહિંમત બની ગયા હતા. તેમણે મહારાજા અરિષ્ટકર્ણને આ વાત કરી. અરિષ્ટકર્ણે તેમને આશ્વાસન આપી ફરી તેવો પ્રસંગ ન બને તે માટે રાજ્યના અનુચરોની ચોકી શેઠની હવેલીની ચોતરફ મૂકાવી દીધી. છતાં લોકોની અને ખુદ નગરશેઠની પૂર્ણિમાના દિવસે નિપુણિકાના થનાર અપહરણના ભયની આશંકા ન શમી. આવી આફતમાંથી તો કોઈ દૈવી પુરુષ જ નિપુણિકાને બચાવી શકે એવી લોકોની માન્યતા હતી. બે હાથવાળા રાજ્યના અનુચરો રાક્ષસોને આવતા શી રીતે ખાળી શકે, એ જ કોઈને સમજાતું ન હતું.

વિક્રમાદિત્યે આ વાત સાંભળી અને તે પણ નવાઈ પામ્યો. પ્રથમતો તેને આ વાત અતિશયોક્તિ ભરી લાગી. પણ જ્યારે ખુદ

અરિષ્ટકર્ણ રાજાએ તે વાત ખરી હોવાનું જણાવ્યું ત્યારે વિક્રમને તે વાત ખરી લાગી. પણ આથી તો વિક્રમને તે વાતમાં વધુ રસ લાગ્યો. તેણે અરિષ્ટકર્ણને કહીને નગરશેઠની મુલાકાત લીધી. ગુંગળાતા અવાજે શેઠે પોતે જાણેલી વાત વિક્રમને કહી સંભળાવી. પછી વિક્રમે કહ્યું : “ શેઠજી ! આ વાત જરા વિચિત્ર છે. છતાં તે અવગણવા જેવી તો નથી જ. ”

“ મને પણ એમ જ લાગે છે. પણ શું કરવું મહારાજ ? વહુને જો કંઈ થશે તો તેની પાછળ પરદેશ ગયેલો પુત્ર પણ દુઃખી થશે. અને મારી ઘડપણની વેળા બગડશે બાપુ ! ” શેઠે નિશ્વાસ નાંખ્યો.

“ પણ તમે આમ ઢીલા બની જાઓ તે ન ચાલે. આવતા ભયને નિવારવા કાંઈક યોજના તો કરવી જ જોઈએ. ”

“ મારી તો મતિ જ ઠેકાણે નથી. હું ચાહે તેટલું ધન ખરચવા તૈયાર છું. તમે મારી પુત્રવધૂને બચાવો મહારાજ ! તમારી વીરતા જાણીતી છે. તમે મને મદદ કરો. હું તમારો ઓશિંગણ રહીશ. ” નગરશેઠ વિક્રમથી સુપરિચિત હતા. તેમણે વિક્રમનું શરણ શોધ્યું.

વિક્રમ પળવાર વિચાર કરી બોલ્યો: “ શેઠ, આ વાતનું રહસ્ય તો હું શોધવાનો જ છું. પરંતુ તમારી પુત્રવધૂ મને ખુલાસાથી સ્વમુખે બનેલી હકીકત જણાવે તો કામ સરળ થાય. ”

“ તમે તો પ્રજાનાં માબાપ છો મહારાજ ! મારી પુત્રવધૂ તે તમારી પુત્રી જ છે. તમને વાત કહેતાં તેને કંઈ વાંધો નહિ આવે. ” નગરશેઠે માનપૂર્વક જણાવ્યું. વિક્રમને પોતાના નિવાસસ્થાને લઈ ગયા પછી શેઠે પોતાના અનુચર દ્વારા નિપુણિકાને વિક્રમના આગમનના સમાચાર કહેવડાવ્યા તથા અંતઃપુરના ચોકમાં બેઠક ગોઠવવા સૂચના કરી.

બધી તૈયારી થઈ ગયા પછી વિક્રમ અને નગરશેઠ અંદરના ભાગમાં ગયા. ચોકમાં ગોઠવેલા આસનો પર તેઓ બેઠા. એક બે અંગત દાસદાસીઓ સિવાય બીજાંને રજા આપવામાં આવી અને પછી નિપુણિકાને બોલાવવામાં આવી.

નિપુણિકા આવી અને સલજ્જ ભાવે દૂરથી વંદન કરી એકબારીક રેશમી પટની પાછળ બેઠી. વિક્રમે તેના અંગભંગમાં નિરાશા વ્યાપેલી જોઈ લીધી. તેનું મોં પૂર્ણ રીતે જો કે વિક્રમ જોઈ શક્યો નહિ છતાં તે મુખ ઉપર મ્લાનિ છવાયેલી હતી તે સમજાયું. આમ છતાં તે નારીના દેહમાં અને દર્શનમાં સૌન્દર્યની કોઈ અકથ્ય માદર્વતા અને છટા ભરેલી હતી એમ વિક્રમ જોઈ શક્યો. આવી નિર્દોષ નારીને કોઈ રૂપલોલૂપ નરાધમો ઉપાડી જાય અને વિક્રમ તે જોઈ રહે એ તેને પોતાને માટે અસંભવિત હતું. વિક્રમે ગમે તે ભોગે તે નારીને સહાયભૂત થવા નિર્ણય કરી લીધો.

પછી શેઠની સૂચના ઉપરથી નિપુણિકાએ પોતાની કથની કહેવા માંડી.

"ગઈ પૂર્ણિમાની અજવાળી રાતે મધરાત સુધી મેં મારી સખીઓ જોડે નૃત્ય તથા વાદનનો કાર્યક્રમ યોજ્યો હતો. મોડી રાતે તે બધું પતી ગયા પછી હું મારા સુવાના ખંડમાં આવી; અરીસામાં વાળની લટ સમારતી હતી ત્યાં પાછળથી કોઈનું પ્રતિબિંબ અરિસામાં પડતું દેખાયું. માથે શિંગડું ઉગેલું હોય તેવો દાઢીવાળો ભયાનક માણસ એ અરિસામાં મને દેખાયો ને પછી અદ્રશ્ય થઈ ગયો. મેં દાસીને બોલાવી આખા ઓરડામાં તથા બીજી બાજુના ખંડોમાં વધુ દીવાઓ સળગાવી તપાસ કરાવી પણ કોઈ માણુસ દેખાયું નહિ. મારા મનનો ભ્રમ હશે એમ માની પછી હું સૂઈ ગઈ. નૃત્યનો થાક લાગેલો હોવાથી હું પડતાંની સાથે જ ઘસઘસાટ ઊંઘી ગઈ.

"ઊંઘમાં અર્ધ સ્વપ્ન જેવી દશામાં જાણે મારો પલંગ ઊંચકાતો હોય એમ મને લાગ્યું. પણ જાણે મારૂં મગજ બહેરૂં થઈ ગયું હોય અને હું જડ થઈ જતી હોઉં તેમ બોલીચાલી કે હાલી પણ શકી નહિ. ને પછી શું થયું તે ખબર જ ન પડી. પણ જ્યારે મારી આંખ ખૂલી ત્યારે હું કોઈ ગુફા જેવા મકાનમાં એક ચટાઈ ઉપર પડી હતી અને પેલો શિંગડાવાળો માણસ તથા બીજા બે જટા અને લાંબી દાઢીવાળા શ્યામ રંગના દેહવાળા ભયાનક પુરુષો ત્યાં ઊભા હતા. તેમને જોતાં જ મેં ઝીણી ચીસ પાડી આંખ મીંચી દીધી. ચીસ પડાઈ જ ગઈ અને આંખ પણ મિંચાઈ ગઈ.

ઊભેલા રાક્ષસોમાંથી એક બોલ્યો: "આજે એ સ્વસ્થ નહિ જ થાય. બહુ નિર્બળ છે. આપણા પ્રયોગમાં તે આજે ખપ નહિ લાગે. એને પાછી પહોંચાડી દો."

"પછી શું કરીશું વળી?" શિંગડાવાળો પુરુષ બોલતો હોય તેમ લાગ્યું.

"શું કેમ? આવતી પૂર્ણિમાએ એને જ ફરી ઊપાડી લાવજો."

"હા, એમ જ રાખો." કોઈક બોલ્યું ને શિંગડાવાળો પુરુષ મારી પાસે ભોંય બેસીને મને કાંઈક ઉગ્ર સુગંધવાળાં લીલાં પાન સૂંઘાડી રહ્યો. મેં હિંમત કરી આંખ ઊઘાડી તે જોઈ લીધું. પણ તે જ ક્ષણે પેલી ઉગ્ર સુગંધથી હું બેશુદ્ધ બની ગઈ. જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે આ હવેલીમાંના મારા પલંગમાં જ સૂતી હતી. સવારનું અજવાળું થઈ ગયું હતું અને મેં મારાં ચોળાઈ ગયેલાં વસ્ત્રો તથા પલંગમાં પડેલી નદીની રેત જોઈ જાણ્યું કે ખરેખર રાત્રે મને કોઈ ઉપાડી ગયું હતું અને ફરી પાછી નાંખી ગયું હતું. સવાર થઈ ગયું હોવા છતાં હું ભયથી ચીસ પાડીને રોવા લાગી અને ઘરનાં માણસો જોતજોતામાં એકઠાં થઈ ગયાં. મારો પલંગ તથા વસ્ત્રો જોતાં સૌને

મારી વાત ખરી લાગી અને મારા ભયનો પાર ન રહ્યો. હવે ફરી મને એ દુષ્ટો ક્યારે આવે ને ઉપાડી જાય તેના ધાકથી હું તો જીવતે મૂઆ જેવી બની ગઈ છું. અહીંથી જાઉં પણ ક્યાં? એ રાક્ષસોથી મને કોણ બચાવશે?" નિપુણિકાએ ડૂસકું ખાધું ને તેની વાત પુરી થઈ ગઈ.

વિક્રમે થોડી વાર વિચાર કરી પછી નિપુણિકાનું શયનગૃહ તથા તેનો પલંગ અને તે ઓરડાની બારીકાઈથી તપાસ કરી અને પછી આવવા જવાના માર્ગો વિષે જાતે જોઈને તથા પ્રશ્નો પૂછીને સંપૂર્ણ માહિતિ મેળવી લીધી. પછી તેણે શેઠને કહ્યું: "મને લાગે છે કે હવે પૂર્ણિમા સુધી નિપુણિકાનું કોઈ નામ નહિ લે. પણ પૂર્ણિમાના દિવસે સાવધ રહેવું પડશે. તે દિવસે હું અહીં આવીશ ને કરવા જેવી તૈયારી કરીશ તથા નિપુણિકાને બચાવીશ."

"મહારાજ! આપનો મોટો ઉપકાર થશે. જરૂર પૂનમના દિવસે આપ પધારજો." શેઠે નમ્રતાથી કહ્યું.

શેઠની હવેલીની આજુબાજુનાં મકાનો તથા આગળનો બગીચો વગેરે નિરખતો વિક્રમ પોતાના નિવાસ તરફ ચાલતો થયો. તેને નિપુણિકાના અપહર્તાના વિચારો આખો દિવસ આવ્યા કર્યા અને તે મનમાં એ વિષે જુદા જુદા તર્ક વિતર્ક તથા અનુમાનો બાંધવા લાગ્યો.

## [ ૨૪ ] વેતાળની શોધમાં

ગોદાવરી તીરના પ્રદેશમાં તથા દૂર દૂરના મોટાં મોટાં નગરો અને ગામોમાં 'વીર વેતાળ'નું નામ જાણીતું હતું. એ નામના ઉચ્ચારણની સાથે જ રોતાં બાળક પણ ચૂપ થઈ જતાં. ભલભલા શૂરવીરો અને સાહસ ખેડનારા પણ 'વીર વેતાળ'ના ચમત્કારી નામથી પાછા પડતા. 'વીર વેતાળ' એ કોઈ માનવી ન હતો પણ સૂક્ષ્મ દેહધારી અદ્‌ભૂત પિચાશ હતો. કોઈ કોઈ તેને શંકરનો ગણ તથા ભૂતોનો સેનાપતિ કહીને ઓળખતા હતા. એ ભયંકર વેતાળ શ્મશાનમાં રખડતો, નરમાંસ ભક્ષણ કરતો, તથા આકાશ માર્ગે ઊડતો, એવી લોકો માંહેમાંહે વાતો કરતા હતા અને તેમાં સૌ સંમત થતા હતા.

વેતાળની આણથી રોગદોગ તો શું પણ ભલભલા દેવતાઓ પણ થંભી જતા. ભૂત, પ્રેત, વંતરી, શીકોતરી વગેરે તો એનાં

દાસાનુદાસ ગણાય. એની આણ દેવાતાં જંતર, મંતર ને મૂઠ – ચોટ પણ દૂર થતાં. વેતાળ ગુણ અને કર્મે આમ અશરીરિ જેવો ગણાતો, છતાં તેને નજરે જોયેલો હોવાની વાતો કહેનારા પણ ઘણા લોકો મળી આવતા. કાળી ચૌદશની રાતે તેને કોઈ કોઈ લોકો ગામના સ્મશાનમાં આવી મડદા પર બેસી મંત્રસાધના કરતાં જોયાની વાતો પણ કરતા હતા. કેટલાકે તેને શ્મશાનમાં બેસી માટીના ઠીબામાં ખાતાં જોયાની વાત પણ વિક્રમને કહી હતી. વિક્રમ વેતાળનાં આવાં વર્ણનો સાંભળી વિચારમાં પડી જતો ને તે વર્ણનોમાંથી યથાર્થતા તારવવા પ્રયાસ કરતો.

એક ગામના મુખીએ વિક્રમને તેણે કેટલાંક વર્ષો પર નજરે જોયેલી વાત કહી. ગામ લોકો તથા મુખી એક મડદું બાળવા માટે રાતના વખતે શ્મશાનમાં ગયા હતા. મડદાને ચિતામાં ગોઠવીને આગ મૂકી તે બધા દૂર બેઠા હતા. તેવામાં ચારે બાજુથી ભયંકર અવાજો થવા લાગ્યા. અને એક મદોન્મત્ત પાડા જેવો માણસ ઓચીંતો ચિતા ઉપર કૂદી પડ્યો. તે માનવી જેવો દેખાતો હતો પણ તેનું માથું પાડાના જેવું શિંગડાંવાળું હતું. તેને જોતાં જ અમે ડરીને ગામ ભણી નાઠા. થોડીવારે પાછા આવી બીતાં બીતાં તપાસ કર્યો તો ચીતા હોલવાઈ ગઈ હતી અને મડદું તેમાં ન હતું. ભેંસાસુરના વેશે વેતાળ આવી મડદું ઉપાડી ગયો હતો.

આવી વાતો સાંભળતો વિક્રમ વેતાળના સંધાનમાં જંગલમાં ઘૂમ્યા કરતો. વેતાળનું નિવાસસ્થાન ગોદાવરી તીરની કોઈ એકાંત ગુફામાં હતું. તે સ્થાનને ઓળખવાની નિશાની એ હતી કે તેની આજુબાજુ વેતાળ જેમને ભરખી ગયેલો હોય તેવા અભાગી માણસોનાં હાડપીંજરોના ઢગ વેરાયેલા પડ્યા હોય. જંગલવાસીઓ જંગલના જે ભાગમાં તેવી રીતે હાડપીંજરો વધુ પ્રમાણમાં પડેલાં જોતા તે ભાગને

વર્જ્ય ગણતા. ત્યાં કોઈ પણ જતું નહિ. વિક્રમને જંગલવાસીઓએ આવાં કેટલાંક સ્થાન બતાવ્યાં તે વિક્રમ ખૂંદી વળ્યો પણ વીર વેતાળનો ક્યાંય પત્તો ન પડ્યો. એક બે વાર વનવાસીઓએ તેને ગોદાવરીની રેતમાં વિચિત્ર આકૃતિવાળાં વેતાળનાં પગલાં પડેલાં પણ બતાવ્યાં હતાં. તે પગલાં પરથી પણ વિક્રમ વેતાળનો પત્તો ગોતી શક્યો નહિ.

વીર વેતાળ પણ પોતાના જેવો જ કાળા માથાનો માનવી છે, એમ વિક્રમની માન્યતા હતી. પદ્માવતીએ તેને વીર વેતાળને જીતવા સૂચના કરી હતી, તે વાત પણ વિક્રમની પોતાની માન્યતાને પુષ્ટિ આપતી હતી. છતાં વેતાળ દેવ હોય કે માનવ, પિચાશ હોય કે રાક્ષસ હોય ગમે તે હોય પણ તેની સાથે એકવાર બથંબથ્થા થવા વિક્રમના હાથ સળવળી રહ્યા હતા. એક બે વનવાસીઓને વિક્રમે પોતાનો આ અભિલાષ જણાવ્યો ને તેઓ હસ્યા.

“ભૂત પરેતની સેન્યાવાળા એ વેતાળને માનવી તે વળી જીતી શકતો હશે ?” વનવાસીઓ હસીને બોલ્યા.

“માનવી જે કરે તે કોઈથી ના થાય, માનવીને જળ, અગ્નિ અને વાયુ જેવા દેવ પણ કામ આપે છે તો પછી વેતાળ તે કોણ બિચારો ?” વિક્રમ વનવાસી લોકોને સમજ પડે તેવી રીતે વિનોદ ભર્યો જવાબ આપતો.

“પણ આ તો કાંઈ હાડ ચામનું માનવી છે કે તમે તેને પકડી શકો ? એ તો પકડો પકડોને વાયરો થઈ ઊડી જાય.”

“એક વાર મને ભેટો કરાવી દો ને પછી જુઓ હું એનો વાયરો કાઢી નાંખું છું કે નહિ ?” વિક્રમ હસ્યો.

" ત્યારે મહારાજ ! એ તમારાથી ડરી ગયો છે માટે જ નજરે નહિ પડતો હોય ! " એક વનવાસી વિનોદમાં બોલ્યો.

" મરણનો ડર તો સૌને હોય છે. " વિક્રમે કહ્યું.

" સાચીવાત, છતાં મહારાજ ! આપ મરણનો ડર છોડીને એ બલાને શામાટે જંખી રહ્યા છો ? " એક ચતુર વનવાસી બોલ્યો.

" સાહસ વગરના જીવન કરતાં સાહસભર્યું મરણ મને વધુ ગમે છે. "

" મોટા લોકોને બોલવામાં કોઈ ન બાંધી શકે. " વનવાસી હસ્યો.

વિક્રમ આ વનવાસી ભોળા લોકોની આવી વાતચીતો સાંભળી મનમાં જ હસતો અને તેમાંથી ઘટતું તારતમ્ય મન સાથે જ તારવી લેતો. જંગલી લોકોની એ અર્ધવહેમી વાતોમાં પણ કાંઈક સત્યનો અંશ હતો એમ વિક્રમ જોઈ શકતો હતો. અને તેથી જ તે લોકોની બાલીશ દેખાતી વેતાળ વિષયક વાતો વિક્રમને કંટાળો ન આપતાં રસભરી થઈ પડતી હતી.

" વેતાળનો એકાએક વનમાં ભેટો થઈ જાય તો તમે શું કરો ? " વિક્રમે વનવાસીને પૂછ્યું.

" શું કરે વળી ? એને ડાભો કરી છેટા હાલી નીકળીએ, એનું નામ તે લેવાય ? " વનવાસીએ જવાબ આપ્યો.

" ત્યારે તમે તો એને કોઈ વાર અજમાવી જોયો પણ નથી ? " વિક્રમ સ્મિત કરતો બોલ્યો.

" ના બાપુ ના. અમારી એવડી હિંમત ન પહોંચે. " વનવાસીએ કહ્યું.

વિક્રમને નિપુણિકાની વાત ઉપરથી એમ લાગ્યું કે તેને ઉપાડી જવામાં કદાચ વેતાળનો હાથ હોવો જોઈએ. શિંગડાવાળા માણસનું નિપુણિકાએ જોયેલું પ્રતિબિંબ પણ પેલા ગામડાના પટેલના શિંગડાવાળા વેતાળના વર્ણનને મળતું હતું. વેતાળદ્વારાજ જો નિપુણિકાનું અપહરણ થતું હશે તો એ કિસ્સાની અન્વેષણા દ્વારા જ વેતાળનો ભેટો થઇ જશે, એમ વિક્રમને લાગ્યું.

વિક્રમ આવતી પૂર્ણિમાની રાહ જોઈ રહ્યો હતો. પૂર્ણિમાને દિવસે કેવી કેવી તૈયારી રાખવી તથા નિપુણિકાને કેમ બચાવવી તેની યોજના તે મન સાથે ઘડી રહ્યો. નિપુણિકાનો બચાવ કરતાં કરતાં જ વેતાળનો ભેટો થઈ જાય. તે વાત તો વિક્રમને મન બગાસું ખાતાં સાકરનો ગાંગડો મોંમાં આવી પડે તેના જેવી મીઠી હતી.

## [ ૨૫ ] પુષ્પકનો નાશ

મોંમાં આવેલો કોળીઓ ઝૂંટાઈ જાય ને માનવીની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ શક રાજા પુષ્પકની બની. તે ક્રોધથી ધૂવાં-ફૂવાં થવા લાગ્યો. સુનંદા સવારમાં તેના અંતઃપુરમાં આવી તેની હૃદયેશ્વરી બનવાની હતી એવી આશામાં તે રાત્રે સૂતો હતો. પણ સવારે ઊઠતાં જ તેને ખબર પડી કે સુનંદા ગેબ થઈ ગઈ હતી. કારાગાર તોડી તેને કોઈક ભગાડી ગયું હતું. આ સમાચાર પુષ્પકને કારી ઘા સમાન લાગ્યા. તેણે સુનંદાને પકડવા ચારે તરફ સવારો દોડાવી દીધા. સુનંદાને સાચવવા મૂકેલા પહેરેગીરોને બોલાવી તેમને ખૂબ ખખડાવ્યા અને સુનંદાને પકડી લાવવાનું તથા નહિ પકડી લાવે તો શિરચ્છેદની શિક્ષા કરવામાં આવશે એવું ફરમાન સુણાવી દીધું.

કારાગારમાંથી ભાગેલી સુનંદાનું પગેરું કાઢવા કૂશળ પગીઓ તૈયાર હતા. પણ રાત્રે થઈ ગયેલા વરસાદે પગનાં નિશાન ધોઈ

નાંખ્યાં હતાં. પગીઓ આમતેમ જોઈ નિરાશ બન્યા. નવખંડ ધરતીમાં છુપાયેલી સુનંદાને શોધી કાઢવા તેમના પાસે કોઈ નવી વિદ્યા તો નજ હતી. ટેકરીઓ ઉતરતાં એક જગાએ લપસેલા પગનું નિશાન માત્ર હતું. તે પછી આવતા સપાટ માર્ગમાં ક્યાંય પગનું ચિન્હ મળે તેમ ન હતું. એ પગલાં પડ્યા પછી તો એ માર્ગમાં થઈને ઘણું પાણી ક્ષિપ્રામાં વહી ગયું હતું અને સુનંદાનાં પદચિહ્નોને પોતાની સાથે લેતું ગયું હતું.

સુનંદાને શોધી કાઢવા નીકળેલા માણસો બધેથી નિરાશ થઈ પાછા વળ્યા. સુનંદાનો ક્યાંય પત્તો મળતો ન હતો તેમ જ તે કોઈની નજરે પડ્યાના સમાચાર પણ મળતા ન હતા. ગુપ્તચરોને તથા પગીઓને એમ લાગ્યું કે સુનંદા નાસીને અવંતીમાં જ ક્યાંક ભરાઈ ગઈ છે. પણ શક સત્તાના કારાગારને તોડી સુનંદાને છોડાવનાર કાળા માથાનો માનવી ઉજ્જૈનીમાં કોણ હશે તે કોઈની કલ્પનામાં આવતું ન હતું. એ માણસ કોણ હશે તેને માટે અનેક તર્કવિતર્કો તથા તપાસ પણ થવા લાગી. રાજા પુષ્પક રાત દિવસ સુનંદાનો પત્તો મેળવવામાં જ પોતાનું બધું ધ્યાન રોકી રાખવા લાગ્યો. તેને સુનંદા વગરના રાજકાજમાં બીલકુલ રસ ન હતો.

સેનાધ્યક્ષ શર્વિલ જે શક જાતિમાં માનવંતુ સ્થાન ધરાવતો હતો, તે પુષ્પકની સ્ત્રીલોલુપ રાજનીતિથી કંટાળી ગયો. અવંતીમાં શક સત્તા કાયમી કરવી હોય તો દક્ષિણમાં જઈ રહેલા ગર્દભીલ વંશનો નાશ કરવો જોઈએ તથા આંધ્રવંશી રાજાઓને પણ અવંતીના ખંડિયા બનાવવા જોઇએ એવી તેની માન્યતા હતી. અને તે માટે તે વિક્રમ ઉપર નજર રાખી રહ્યો હતો. ચષ્ટણ ઉજ્જૈનીમાં પકડાઈ ગયો હતો તે પણ શર્વિલની જાસુસી જાળને લીધે જ. ચષ્ટણનો શિરચ્છેદ કરતા પહેલાં તેની પાસેથી જોઈતી માહિતિ કઢાવવાની

શર્વિલની ઇચ્છા હતી. પણ પુષ્પકે દોઢડાહ્યા થઈને ચષ્ટણને પોતાના જ કબજામાં રાખ્યો, તેથી તે કારાગાર તોડી નાઠો હતો અને પોતાની સાથે સુનંદાને પણ લઈ ગયો હતો એમ શર્વિલને લાગ્યું. સુનંદા ઉજ્જૈનીની બહાર ગઈ નથી એ વાત પુષ્પકે સ્વીકારી લીધી પણ શર્વિલને તે બરોબર ન લાગી. સુનંદાનો પ્રશ્ન શર્વિલને મન એટલો બધો મહત્ત્વનો પણ ન હતો. રાજાની તેવી સ્ત્રી–લોલુપતાનો તે તો વિરોધી હતો.

પુષ્પકનું મન સુનંદામય બની ગયું હતું. સુનંદા ચષ્ટણની સાથે ભાગી ગઈ નથી પણ અવંતીમાં છૂપાઈ છે, એ માન્યતા તેના ગળે ઉતરી ગઈ. આથી અવંતીમાંથી તેનો પત્તો મેળવવા પુષ્પક અધિરો બન્યો. જે સમયે પુષ્પક સુનંદા માટે આમ અધિર બની બેઠો હતો તે સમયે શર્વિલ રાજા પાસે આવી તેને વરંગુળ પર ચઢાઈ કરવા સમજાવવા લાગ્યો.

" મહારાજ ! ગર્દભીલ રાજકુમારો તથા અરિષ્ટકર્ણને વશ કર્યા વગર અવંતીમાં આપણી સત્તા સ્થિર નહિ થાય." શર્વિલે ધીમેથી રાજાને કહ્યું.

" અવંતીની સત્તામાં શી અસ્થિરતા છે ? બધુંય સ્થિર જ છે." રાજા અવજ્ઞાપૂર્વક હસ્યો.

" મહારાજ ! આપના જેવા રાજનીતિના જ્ઞાતા આમ કેમ બોલે છે. ?"

" શર્વિલ, મારું મન સ્થિર નથી. પેલી સુંદરી સુનંદા ભાગી ગઈ છે. તે પાછી ન આવે ત્યાં સુધી હું સ્થિર થઈ શકું તેમ નથી."

" તો મહારાજ, વરંગુળ પર ચઢાઈ કરી વિક્રમને હરાવવાથી સુનંદા પણ મળશે."

" એથી સુનંદા શી રીતે મળે ?" રાજાએ સમજ ન પડવાથી પૂછ્યું.

" સુનંદા વિક્રમના દૂત સાથે ભાગી ગઈ છે, એટલે વરંગુળમાં જ હશે. બીજે જાય ક્યાં ? " શર્વિલે સ્પષ્ટતા કરી.

" એજ તમારી ભૂલ છે. સુનંદાને ઉજ્જૈનીમાં જ કોઈએ સંતાડી રાખી છે. મારા કેદીને સંતાડનાર એ માનવીને હું શોધી રહ્યો છું. તેને યોગ્ય દંડ દઈ સુનંદાને મેળવ્યા પછી જ હું તમારી વાત સાંભળીશ. "

" મહારાજ ! આવી ખોટી વાત આપના મનમાં કોણે ઘૂસાડી છે તે મને નથી સમજાતું. " શર્વિલ આશ્ચર્ય પામ્યો.

" મને મારા સરદારો ઉપર જ વહેમ છે. તેમના વગર સુનંદાને સંતાડવાની ઉજ્જૈનીમાં બીજા કોઈની તાકાત નથી. "

" મહારાજ ! આ આપ શું બોલો છો ? સુનંદા ઉજ્જૈનીમાં છે જ નહિ. હું આપને આવા ખોટા ખ્યાલ છોડી દેવા વિનવું છું. " નમ્રતાથી રોષને દાબતો શર્વિલ બોલ્યો.

" શું ઉજ્જૈનીમાં નથી ? સુનંદા ઉજ્જૈનીમાં જ છે. " બાડી આંખ કરીને શર્વિલને તાકતો પુષ્પક બોલ્યો.

" મહારાજ, ચષ્ટણ ભાગી જાય અને સુનંદા અહીં રહે એ વાત મનાય જ નહિ. બેઉ સાથે જ ભાગી ગયાં છે. નાહક કોઈના પર વહેમ રાખી આપણી જાતિમાં ફરી કલહ ન સળગાવો. એક સામાન્ય સ્ત્રી માટે આટલું બધું ધ્યાન આપવું આપને શોભતું પણ નથી. માટે સુનંદાનો ખ્યાલ છોડી આપ આપની નજર વિક્રમ અને અરિષ્ટકર્ણ ઉપર રાખો. " શર્વિલે શિખામણ આપી.

" મારી નજર બધે જ છે. મને બોઘો ન સમજશો સેનાપતિ ? " કટાક્ષમાં પુષ્પક બોલ્યો. જેની આંખમાં કમળો હોય તે બધાને પીળા દેખે, એમ પુષ્પકને શર્વિલ ઉપર વહેમ આવ્યો. શર્વિલે જ સુનંદાને સંતાડી હોવાથી તે પોતાનું ધ્યાન બીજી વાતમાં પરોવવા સમજાવી

રહ્યો હોય એમ પુષ્પકને લાગ્યું. સુનંદામય જ બની ગયેલા પુષ્પકને પોતાનો વ્હેમ ખરો લાગ્યો. એના વ્હેમને પુષ્ટિકર્તા તત્ત્વો તે શર્વિલના વાર્તાલાપમાંથી તારવી રહ્યો.

"મહારાજ! આપ શું કહો છો?" શર્વિલ ચમકી ઊઠ્યો.

"હું એમ કહું છું કે ચષ્ટણને ભગાડવાના ઓથા તળે જ કોઈ શક સરદારે સુનંદાને ગેબ કરવાનું સાહસ કરેલું છે. પણ હું હવે સુનંદાને છોડી ચષ્ટણ પર મારું ધ્યાન રોકવા જેથી મૂર્ખાઈ નહિ કરું. ચષ્ટણ અને વિક્રમ જેવાને મારું બાહુબળ ગમે ત્યારે બતાવી દઈશ. પણ તે પહેલાં સુનંદાને સંતાડનારનાં મૂળ હું ઉખેડી નાંખીશ." રાજા જરા તપીને બોલ્યો.

"આપને આવા સંસ્કાર આપનાર મૂર્ખ હશે. સુનંદાને છોડાવવા અને સંતાડવાનું કાર્ય આપની જાણ બહાર કોઈ પણ શક સરદાર ન જ કરે. એ ભ્રમ મનમાંથી ટાળી દો મહારાજ!"

"તમારી સલાહ મને નથી જોઈતી. હું એકે એક શક સરદારના આવાસની જડતી લઈશ અને સુનંદાને શોધી કાઢીશ."

"મહારાજ! એથી તો આપણો જ નાશ થશે. માજી મહારાજા ગોપાળદેવ અને આપના પ્રસંગનું પૂનરાવર્તન ન થાય તે જોજો!" શર્વિલ હવે તપી ઊઠ્યો. રાજા પોતાને પણ શકની નજરે જોતો હતો તે તેનાથી સહન થાય તેમ ન હતું. પોતાની સલાહની કદર થવી તો દૂર રહી પણ તેનો અવળો મર્મ સમજનાર રાજા પ્રત્યે તેને ક્રોધ ચઢે એ સ્વાભાવિક હતું.

"મને તમે ડરાવો છો એમ?" પુષ્પકે ગર્જના કરી.

"ના, પણ આપની સલામતીનો મને ડર લાગે છે. શક સરદારો તેમના આવાસોની ઝડતી થાય તે જોઈ નહિ રહે. એ અપમાન તેમને ભારે થઈ પડશે."

"ઠીક છે, એ ઝડતીની શરૂઆત હું તમારે ત્યાંથી જ કરીશ."

"ભલે!" કહી રોષનો ઘૂંટડો ગળીને સેનાપતિ ઊભો થયો.

"તમારે જવાનું નથી. ઝડતી થતાં સુધી તમે નજરકેદ રહેશો." રાજાએ ફરમાન કર્યું.

"શર્વિલ જીવતે જીવને કોઈનો નજરકેદી નહિ બને." તોછડાઈથી શર્વિલ બોલ્યો.

"એમ? હું તમને ફરજ પાડીશ." પુષ્પક ઊભો થયો. એ કામાંધ નૃપ સાનભાન ભૂલી ગયો હતો. તેણે ખીંટીએથી તરવાર ઊપાડી લીધી.

"મહારાજ, ફરી વાર કહું છું. અવિચારી ન બનો."

"હત્ત કાયર! સુનંદાને સોંપી દે નહિ તો તારો જાન જશે."

"હું કાયર નથી મહારાજ, ભલે મેદાનમાં આવો, પરચો બતાવું." શર્વિલે કમર પર લટકતી સમશેર સડાક કરતી ખેંચી કાઢી.

નોકર ચાકરો જોતજોતામાં એકઠા થઈ ગયા. પણ આ બંને ભદ્ર પુરુષોને અટકાવવાની કોઈની તાકાત ન હતી. તરવારનું દ્વન્દ્વ યુદ્ધ શરૂ થયું. શર્વિલ બળના પ્રદર્શન અને સ્વરક્ષણ પૂરતું જ ધ્યાન આપી રહ્યો હતો. પણ પુષ્પક પોતાને જીવથી ઠાર કરવાનો પેંતરો રમે છે, એ શર્વિલને થોડીજ વારમાં સમજાઈ ગયું. એટલે પછી આ દ્વન્દ્વને લાંબો વખત ચલાવવાની આવશ્યક્તા નથી એમ તેને લાગ્યું.

પોતાનો કુશળતાથી બચાવ કરી ઘૂમતા શર્વિલે એકાએક મેઘગર્જના જેવી ત્રાડ પાડી અને તે ઉછળ્યો. વીજળી પડે તેમ તેની તરવાર પુષ્પક પર પડી અને એ શક રાજા પરલોકમાં ગોપાળદેવની પાસે વિદાય થઈ ગયો.

# [૨૬] મડ્વ અને ગર્ગાચાર્ય

પુષ્પકની શક સમાજમાં શરૂથી નિંદા થતી હતી. તેના વધુ પડતા સ્ત્રીલંપટ સ્વભાવથી તે સરદારોને પણ અણગમતો થઈ પડ્યો હતો. એટલે તેના નાશથી શકો બહુ નારાજ ન થયા. શર્વિલને બધાએ એકમતે રાજ્યાસને સ્થાપિત કર્યો અને તેને માટે વફાદારીના સોગન દરેક સરદારે માનપૂર્વક લીધા. શર્વિલે શકોની લૂંટફાટ અને કત્લની રાજનીતિ તો ચાલુ રાખી જ હતી પણ તેમાંથી સ્ત્રીલંપટતાનો દોષ કંઈક કમી થયો. જો કે શકોની એ વિષયમાં પડી ગયેલી નામના તો કાયમ જ હતી, છતાં સૈનિકો સ્વચ્છંદી બનતાં મનમાં જરા ડરવા લાગ્યા.

સુનંદાની શોધનો પ્રશ્ન મહારાજા શર્વિલને મન જરાય મહત્ત્વનો ન હતો એટલે તેની શોધ કરવાનું ચાલતું કામ બંધ પડ્યું. સુનંદાએ તો શકોને મન રુધિરનો બલી લીધો હતો, એટલે હવે તેને શોધીને

તેનું ખપ્પર વધુ રુધિરથી ભરવા શકોની ઇચ્છા ન હતી. એટલે સૌ સુનંદાને ધીમે ધીમે ભૂલી જવા લાગ્યા. પરંતુ શક પ્રજામાં હજી પણ એક વ્યક્તિ સુનંદાને ભૂલી ન હતી.

તે વ્યક્તિનું નામ હતું મધ્વ. મધ્વ મહારાજા શર્વિલનો પુત્ર હતો. આ રાજકુમાર સુનંદાના લોકોપકથિત સૌન્દર્યમાં મુગ્ધ બન્યો હતો. એ રૂપસી અપ્સરા ઉજ્જૈનીમાં જ હોય તો તેને ગમે તે પ્રકારે ગોતી કાઢી તેના સૌન્દર્યનો ઉપભોગ કરવા તે અધિર બન્યો હતો. જે સૌન્દર્યરાશિનો ઉપભોગ ગોપાળદેવ અને પુષ્પક ન કરી શક્યા તેનો સ્વામી પોતે થોડા પ્રયાસે થઈ શકશે એવી મધ્વની ગણત્રી હતી. અવંતીના કોઈ પણ પ્રજાજનને પીલી નાંખી તેની કનેથી સુનંદા ઝૂંટવી લેવાનું કામ મધ્વને મન જરા પણ મુશ્કેલ ન હતું. મુશ્કેલ કામ હતું માત્ર તેનો પત્તો મેળવવાનું. અને તે માટે મધ્વે પોતે તથા પોતાના માણસો દ્વારા પ્રયાસ શરૂ કરી દીધો.

સુનંદા મહર્ષિ ગર્ગના આશ્રમમાં ગુપ્તપણે રહેતી હતી, તે વાત મહર્ષિ અને એક બે ખાસ શિષ્યો સિવાય બીજાઓને અવગત ન હતી. વા પણ વાતને લઈ જાય છે, એ સારી પેઠે સમજનાર મહર્ષિએ પોતાની દિનચર્યા અને પઠન પાઠનનો ક્રમ એવી રીતે યોજ્યો હતો કે સુનંદાની વાત કોઈના જાણવામાં આવે નહિ. મહીનાઓ વીતી ગયા અને સુનંદાનો જીવ જરા હેઠો બેઠો એટલે તેને પતિ તથા પિતા યાદ આવવા લાગ્યા. તેમની પાસે પહોંચી જવા તેનો જીવ તલપાપડ થઈ રહ્યો. પણ શકોની રાજધાની ભેદી, આખી અવંતીનો પ્રદેશ વીંધી સ્તંભતીર્થ બંદરે પહોંચવું ઘણું જ મુશ્કેલ હતું. ત્યાં પહોંચે તે પહેલા તે ફરી લૂંટાય કે પકડાય, કિંવા ઓળખાઈ જાય એવો સો એ સો ટકા ભય હતો. પતિ કે પિતાને સંદેશો મોકલવાની તજવીજ કરવા જતાં પણ સુનંદાના અસ્તિત્વની વાત પકડાઈ જવાનો

ભય હતો, શકોના ભાગેલા કેદીને શકોના જ રાજનગરમાં ગુપ્ત રહેવું મુશ્કેલ હતું, પણ તે નગરમાંથી સહિસલામત ભાગીને ઉજ્જૈનીની હદ વટાવી જવી તે તેના કરતાં ય અનેક ગણું વધુ મુશ્કેલ હતું. આથી સુનંદા અનુકૂળ સંજોગોની રાહ જોતી મનના તરંગોને મનમાં જ સમાવી શાંત રહી.

અવંતીમાં માત્ર ગંગલી ધાંચણ અને પદ્માવતી સુનંદાના રહેઠાણની વાત જાણતાં હતાં. ગંગલીએ સુનંદાને ગર્ગને ત્યાં પહોંચાડી હતી તે પદ્માવતીને પણ ઠીક લાગ્યું હતું. પણ ઘણો સમય વીતી જવા છતાં સુનંદા વિષે વધુ માહિતિ ન મળી એટલે પદ્માવતી સચિંત બની. વખતે ગર્ગાચાર્ય તેને ગુપ્તવેષે તેના પિતા પાસે મોકલાવી દેશે તો સુનંદા જેવું ઉપયોગી અસ્ત્ર હાથમાંથી ચાલ્યું જશે, એવી ભીતિ પદ્માવતીના મનમાં હતી. શક રાજની સુનંદા માટેની આતુરતા ઓછી થતાં પદ્માવતીની ચિંતા ઊલટી વધવા લાગી. સુનંદાને વિક્રમે જ ( વિક્રમના ગુપ્તચરે ) કેદમુક્ત કરી હતી એટલે કોઈ રીતે તે વિક્રમના ઉપયોગમાં જ આવવી જોઈએ, એવી પદ્માવતીની વ્યાજબી માન્યતા હતી. રાજકારણની નજરે સુનંદાને જોનારી આ પરીને સુનંદાના ગૃહજીવનની કાંઈ કિંમત ન હતી. અવંતીની મુક્તિ માટે એવાં કંઈક સૌન્દર્યો, કંઈક જીવનો અને કંઈક ઊર્મિઓ કચડાઈ જાય એ પદ્માવતીને મન કંઈ બહુ મોટું મૂલ્ય ન હતુ. સુનંદા શકો માટે એક જીવલેણ અપ્સરાસ્ત્ર જેવી થઈ પડી હતી. એ અસ્ત્ર વિક્રમના ભાથામાં જઈ પડે તેવી યોજના પદ્માવતી રસપૂર્વક કરી રહી હતી.

રાજકુમાર મધ્વ સુનંદાની શોધમાં છે, એ માહિતિ પદ્માવતીને મળતાં જ તે રાજી થઈ. ગર્ગાચાર્ય પાસે રહેલી સુનંદા સહિસલામત ભાગી ન જાય અને તે પોતાને હાથ આવે એ ખાતર પદ્માવતીએ

મધ્વને સાધવાની આવશ્કયતા માની. દેવદમની દ્વારા મધ્વના કાન પદ્માવતીએ ભંભેરી દીધા. સુનંદા ગર્ગને ત્યાં છે એ જાણતાં જ મધ્વ પ્રસન્ન થઈ ગયો. દેવદમનીનો તેણે ઉપકાર માન્યો અને પોતાના જેવું કામકાજ ગમે તે વખતે ફરમાવવાનું તેને કહી તે ગર્ગની ખબર લેવા ઉપડી ગયો.

મધ્વ પહેલાં આચાર્ય ગર્ગ પાસે રાજનીતિ શીખવા માટે જતો હતો એટલે તેને ગર્ગનો પરિચય સારી પેઠે હતો. એ બામણો રાજકેદી સુનંદાને સંતાડી રાખે ને પોતાને સીધો જવાબ ન આપે તો તેની બરોબર ખબર લઈ નાંખવા મધ્વે મન સાથે વિચાર કર્યો. પોતાના એક અનુચર સાથે મધ્વ આશ્રમમાં ગયો. સવારનો સમય હતો. ગર્ગ તે વખતે ખડકીના ચોકમાં બેસીને ગણિતનો કંઈક સિદ્ધાંત એક શિષ્ય પાસે તમાલપત્ર ઉપર લિપિબદ્ધ કરાવતા હતા. મધ્વને તેમણે માન આપી યોગ્ય સ્થાને બેસાડી કુશળતા પૂછી અને અને પછી પૂર્વવત લેખનકાર્ય આગળ ચલાવવા માંડયું.

પણ મધ્વ તેટલી ધિરજ ધરી શક્યો નહિ. આચાર્ય નિવૃત્ત થાય ત્યાં સુધી તે શાંત ન રહી શક્યો. તેણે કહ્યું: “ ગુરુદેવ! તમે રાજનો એક ભારે અપરાધ કર્યો છે.”

“ મને ખબર નથી. પણ મારી કંઈ ભૂલ થઈ હશે તો હું રાજની માફી માગીશ.” શાંત સ્વરે ગર્ગ બોલ્યા.

“ ઘણો ગંભીર અપરાધ છે. તેના માટે માફી આપી શકાય કે નહિ તે પણ વિચારણીય છે.”

“ તમે જરા બેસો તો પછી આપણે નિરાંતે વાત કરીએ.” પૂર્વવત્ શાંતિથી ગુરુદેવ બોલ્યા. પેલો સિદ્ધાન્ત જલદી લિપિબદ્ધ કરી લેવાનું મહત્ત્વ તેમને મન ઘણું હતું.

"મને એવી ફુરસદ નથી. ભણવા આવતો ત્યારે તો બેસતો જ પણ આજે તો હું રાજના પ્રતિનિધિ તરીકે તમારો ખૂલાસો લેવા આવ્યો છું." મધ્વે ગર્ગને પોતાના કાટલે માપતાં દમ ભીડાવવા માંડયો.

"વાહ કુમાર! તમે તો અહીં ભણી ગયેલી રાજનીતિનો આમ ઉપયોગ પણ કરવા મંડી ગયા!" ગર્ગે સ્મિત કર્યું. પેલો લેખન માટે બેઠેલો શિષ્ય પણ હસ્યો. મધ્વને આથી માઠું લાગ્યું. ગર્ગ તે સમજ્યા અને તેમણે પેલા શિષ્યને કહ્યું: "કુમારને ઉતાવળ છે, એટલે હાલ લખવાનું બંધ રાખો અને તમે જાઓ."

શિષ્ય ત્યાંથી ગયો એટલે મધ્વ બોલી ઊઠ્યો: "મહારાજ! તમારી ચાલાકી મારી આગળ નહિ ચાલે. રાજ્યનો કેદી તમારી પાસે છે તે મને માનભેર સોંપી દો."

"તમારી વાત મને બરોબર સમજાતી નથી." ગર્ગે શાંતિથી કહ્યું.

"શક સત્તાની સેના આશ્રમને સળગાવશે ત્યારે જ આપને સમજ પડશે ખરુંને? હું શિષ્યભાવે કહું છું કે, સુનંદા મને સોંપી દો. હું ગુપ્ત રીતે તેને અહીંથી રાત્રે લઈ જઈશ અને આપનું નામ ગુનેગારમાં નહિ આવવા દઉં."

"કુમાર! તમે મને આ શું ભણાવી રહ્યા છો?" ઋષિ હસ્યા.

"મને રાજનીતિ તમે જ ભણાવી છે તેનો આ ઉપયોગ થાય છે."

"તે તો ઠીક, પણ સુનંદા ક્યાં છે તે હું તમને સોંપી દઉં?"

"તમારા આશ્રમમાં જ છે. જુઠું બોલશો તો આશ્રમ સળગાવી દઈશું."

"મખ્વ! છોકરમત ન કર. જા, આ આશ્રમ રહ્યો, સુનંદા જડે તો લઈ જા."

"એમ? હજી શાહુકારીમાંથી હાથ નહિ ઊઠાવે 'લ્યા બામણા?" મખ્વ ત્રાડ પાડી બોલ્યો અને તેણે બહાર ઊભેલા અનુચરને બોલાવી તેની મદદથી આખી ખડકીમાં ફરી દરેક ઓરડો તપાસ્યો. કોઠી કબીલા, પુસ્તકના ઢગ, ગોદડાં, વગેરે બધું ફંફોસી જોયું પણ સુનંદા ન જડી, આથી મખ્વનો ક્રોધ વધી ગયો.

"જુઠ્ઠા પાજી બામણ!" મખ્વ ગર્ગ પ્રત્યેનો ગુરુભાવ વિસરી બોલી ઊઠ્યો. "બતાવ એ સુંદરીને ક્યાં સંતાડી છે?"

"તું શોધી લે હોય ત્યાંથી." નિર્વિકાર ભાવે ગર્ગ બોલ્યા.

"ઊભો રહે તને જરા પ્રસાદ જમાડી લઉં." એમ કહી મખ્વ ગર્ગ તરફ દોડ્યો. પણ તે જ વખતે બે ત્રણ શિષ્યો બહારથી દોડી આવી મખ્વને વિંટાઈ વળ્યા, તેમાંના એકને ઘાયલ કરી, રઘવાયા વાનરની પેઠે મખ્વ આશ્રમ સળગાવી દેવાની ધમકી આપતો બહાર ચાલ્યો ગયો.

## [ ૨૭ ] ગર્ગનો શિષ્ય રાજસભામાં જાય છે

મધ્યાન્હે શર્વિલ રાજસભા ભરી બેઠો હતો તે વખતે ગર્ગનો એક શિષ્ય રાજસભામાં આવી પહોંચ્યો. શર્વિલ તથા તેના મંત્રીશ્વરો મહત્ત્વની મંત્રણામાં પડયા હતા એટલે શિષ્યને બહુ સમય બહાર થોભવું પડયું. અવંતીના શકરાજવીની રાજસભા શકસત્તાની મજબૂતાઈના ઉપાયો યોજવાની મંત્રણામાં પડી હતી. પ્રથમ શકસમાજને માંહોમાંહેના નાના ટંટાઓમાંથી મુક્ત કરી, એકતા સ્થાપવી અને પ્રજા પાસેથી મોટા કર વગેરે નાંખીને રાજભંડારમાં ધનનો પુરવઠો કરવો. તે કાર્ય પુરૂં થયા બાદ મોટી સેના સાથે વરંગુળ પર ચઢી વિક્રમ તથા અરિષ્ટકર્ણનો કાંટો કાઢી નાંખવો, એવી નીતિ રાજસભાએ લાંબી મંત્રણા બાદ નક્કી કરી.

ગર્ગના શિષ્યને તે પછી મહારાજા શર્વિલે અંદર બોલાવ્યો. શિષ્યે રાજાને સવારે આશ્રમમાં આવી કુમાર મધ્વે કરેલા તોફાન તથા ઉદ્ધતાઈભર્યાં વર્તનની ફરિયાદ કરી અને પછી ઋષિ તરફથી શિખામણના બે શબ્દો જણાવ્યા. એ શબ્દો તીખી ભાષામાં હતા

અને તેમાં શકસત્તાનાં પ્રજા જુલમનાં કાળાં કામોનો ઈતિહાસ હતો તથા છેવટે શિખામણના કડવા–કડક શબ્દો પણ હતા. છેવટે મહારાજાને ગર્ગે ચેતવણી આપી હતી કે પોતાની આ નમ્ર સલાહને અવગણવામાં આવશે તો અવંતી ઉજ્જડ થશે અને શક રાજાઓ માત્ર જનહિન પ્રદેશના નામના મહારાજા રહેશે.

આચાર્ય ગર્ગે શકોના જુલમો જાતે જોયા હતા તથા સાંભળ્યા હતા છતાં આજ સુધી તેઓ તે વિષયમાં ચૂપ જ રહ્યા હતા; પણ આજે પ્રસંગ આવતાં પોતાની કડવામાં કડવી ફરજ બજાવતાં તે પાછા ન પડ્યા. તેમનો સંદેશ કડક ભાષામાં હતો તે તેમના ખ્યાલમાં હતું. પણ શક રાજવીની વજ્ર છાતી માટે તેવા કડક સંદેશાની જ આવશ્યકતા હતી. એવું કડવું ઓસડ પાવા જતાં રાજ્યનો ખોફ ઉતરે તો તે વહોરી લેવા માટે પણ હવે ગર્ગ તૈયાર બન્યા હતા. તેમને આર્ય રાજ્યનાં સ્વપ્ન આવતાં હતાં અને તે ઉજ્જૈનીમાં જ રહેવાથી સિદ્ધ નહિ થાય એમ તેમને લાગ્યું. પોતાનો વિરોધ જાહેર કરવાનો યોગ્ય સમય પાકી ગયો હતો એમ પણ તેમને લાગ્યું હતું.

શિષ્યે ગર્ગનો સંદેશ સંભળાવી છેવટે કહ્યું: " છેવટે મને ભગવાન મનુના નીચેના શ્લોકો મહારાજાના ધ્યાન પર લાવવાની પણ ગુરુદેવે આજ્ઞા કરી છે. "

[1] विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिःप्रजाः ।
संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥
તથા शरीर कर्षणात् प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ।
तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥"*

૧. જે રાજાની પ્રજા તેના પોતાના દેખતાં દુષ્ટોથી ત્રાસ પામી રહી હોય તે રાજા પોતાના ભૃત્યાદિક સાથે જીવતો નહિ પણ મુએલો જ છે.

જેમ શરીર પીડાવાથી પ્રાણીના પ્રાણનો ક્ષય થાય છે, તેમ રાષ્ટ્રને પીડન થવાથી રાજાના પ્રાણ–તેજનો પણ ક્ષય થાય છે.

* મનુસ્મૃતિ ૭

શર્વિલને ગર્ગનો સંદેશો સાંભળી મખ્વની ઉદ્ધતાઈ બદલ ખેદ થયો. છતાં સૌમ્ય, શાન્ત, નિરપરાધિ જેવા લાગતા આચાર્ય ગર્ગે જે કડવી વાણી શિષ્યની જીભે બંધાવી મોકલી હતી તે શર્વિલને પ્રિયકર ન જ લાગી. તેણે ક્રોધથી કહ્યું: "બ્રાહ્મણકુમાર! ગર્ગને બદલે બીજાએ શક રાજાની આવી નિંદા કરી હોત તો હું તેની જીભ ખેંચી કાઢત પણ તને હું જીવતો જવા દઉં છું."

"હું મહારાજાનું તે કથન ગુરુને પહોંચાડીશ." શિષ્ય શાંત સ્વરે બોલ્યો.

"વળી આચાર્યને કહેજે કે હું મખ્વને તો ઠપકો દઈશ. પણ શક રાજાઓ દુશ્ચિરિત્રવાળા હોય અને શકરાજ ભયંકર હોય તો તેઓ સુખેથી તેનો ત્યાગ કરી ચાલ્યા જાય. ફરીથી હું આવી નિંદા સહન નહીં કરી લઉં." રાજાએ તેની રાતી આંખો ક્રોધથી વધુ રાતીચોળ કરતાં શિષ્યને જણાવ્યું.

જેવી મહારાજાની આજ્ઞા." શિષ્ય વિનિતભાવે બોલ્યો.

"એ આચાર્ય શત્રુનો મળતીઓ લાગે છે. આપણું રાજ તેને રુચતું નથી તો ભલે ચાલ્યો જાય." એક સભાસદે રાજાને પુષ્ટિ આપી.

"બસ એટલો જવાબ આચાર્યને આપજે. તું હવે જા." રાજાએ ગર્ગના શિષ્યને રજા આપી અને તે સાંભળી શિષ્ય ધીમે ડગલે રાજ્યસભામાંથી બહાર નીકળી આશ્રમ ભણી ચાલતો થયો.

શર્વિલનો પ્રત્યુત્તર સાંભળી ગર્ગાચાર્ય જરાપણ અસ્વસ્થ ન થયા. તેવા, તેથીયે વધુ ખરાબ પ્રત્યુત્તરની તેમણે આશા રાખી હતી. પણ હવે ઉજ્જૈનીમાં રહેવાની તેમની ઇચ્છા ન રહી. તેમણે ઉજ્જૈનીમાંથી નીકળી સુનંદાની યોગ્ય વ્યવસ્થા કર્યા બાદ તીર્થાટન માટે જવા નિર્ણય કર્યો. જતાં જતાં ઉજ્જૈનીની ગભરૂ પ્રજાને–પોતાના

પર શ્રદ્ધા રાખનારા નાગરિકોને તેમણે યોગ્ય ચેતવણી આપવા નિર્ણય કર્યો. અને સાંજે નગરજનોને આમંત્રણ આપી આશ્રમમાં બોલાવ્યા.

નગરજનોની એ સભામાં ગર્ગાચાર્યે શકરાજ્ય માટે તેમના અંતરમાં જે વેદના ભરી હતી તે ઠાલવી દીધી. તેમણે પ્રજાને ઉજ્જૈનીનો ત્યાગ કરવા અને તે રીતે મ્લેચ્છ રાજાઓને કર ન આપી પાપની ભાગીદારીમાંથી મુક્ત થવા સલાહ આપી. ઘરબાર, ક્ષેત્રો, વગેરેનો મોહ છોડી આ આફતની વેળાએ દેશાવર ચાલ્યા જવામાં શ્રેય છે એમ તેમણે સમજાવ્યું. પ્રજા હિજરતે જાય તો રાજાઓ આપોઆપ ક્ષીણ થાય અને સીધે માર્ગે ચાલે એમ પણ સમજાવ્યું. ભીની આંખે લોકોએ આચાર્યની આ વાણી સાંભળી અને તેને અનુસરવા મન સાથે નિર્ણય પણ કરી લીધો.

ત્રીજે દિવસે ગર્ગાચાર્ય બે ત્રણ શિષ્યોની સાથે ઉજ્જૈનીમાંથી જવાના હતા. તે પ્રસંગે તેમને માનભરી વિદાય આપવા લોકોએ નિર્ણય કર્યો પણ તેમનો તે નિર્ણય પાર ન પડ્યો. ગર્ગાચાર્યે રાજ વિરુદ્ધ લોકોને ભેગા કરી ઉશ્કેર્યા, એ વાત જાણી શર્વિલ ગુસ્સે થયો. તેણે રાતે જ દૂત મોકલાવી ગર્ગને પ્રાતઃકાળે ઉજ્જૈનીમાંથી ચાલ્યા જવા કડક આજ્ઞા કરી અને ગર્ગે આનાકાની વગર તે આજ્ઞા સ્વીકારી લીધી.

પ્રાતઃકાળે નાનકડી શિષ્યમંડળી સાથે દેશવટે જતા આચાર્ય ગર્ગને વળાવવા હજારો લોકો એકઠા થયા હતા. સ્વસ્થ મને ગર્ગ ભાગોળમાં આવ્યા અને લોકોને કહ્યું : " ભાઈઓ ! તમે નિરાશ ન થશો. કાળદેવ એનું કામ કરશે જ. ગ્રહગણિતના જ્ઞાનનો મારો અનુભવ એમ કહે છે કે અવંતીમાં ફરી ગર્દભીલ વંશના વિક્રમાદિત્યનું રાજ થશે ને અવંતી નશકી બનશે. મારું અંતર અવંતીના એ નવયુગને નિકટમાં આવતો જોઈ રહ્યું છે. "

ભવિષ્યવાણી ભાખી લોકોના આંસુના અર્ઘ્યને ઝીલતા મહર્ષિ ઉજ્જૈનીમાંથી ચાલી નીકળ્યા.

## [ ૨૯ ] મધ્વ ગર્ગ પર છાપો મારે છે

સુનંદા પુરુષવેશ ધારીને ગર્ગની સાથે ઉજ્જૈનીમાંથી નીકળી હતી. મધ્વ અને પદ્માવતી બંનેએ પોતપોતાના ચારો દ્વારા એ વાત જાણી હતી એટલે બંને પોતપોતાની ઇષ્ટ સિદ્ધિને અર્થે યોગ્ય પ્રયત્નમાં લાગી ગયાં હતાં. મધ્વની ઇષ્ટસિદ્ધિ હતી સુનંદાને પોતાના મહેલમાં લાવવાની અને પદ્માવતીની ઇષ્ટસિદ્ધિ સુનંદાને વિક્રમ પાસે પહોંચાડવામાં હતી.

શર્વિલને ગર્ગ બહુજ અળખામણો થઇ પડયો હતો. તે અવંતીના રાજ્યની હદમાં રહીને રાજવિરૂદ્ધની કાંઇ ખટપટ ન કરે તે માટે તેને અવંતીની હદ બહાર પહોંચાડવા ગર્ગની સાથે રાજના બે ઘોડેસવારો મોકલવામાં આવ્યા હતા. તેઓ ગર્ગની ઇચ્છા મુજબ તેની સાથે માનથી વર્તતા દક્ષિણ તરફની મજલ કાપી રહ્યા હતા. પરચક્રના દમનનો ભોગ બની કચડાતી, રીબાતી અવંતીકાની પ્રજાનાં

દુઃખ અને વેદનાઓ મૂગે મોઢે જોઈ રહેવાનું ગર્ગાચાર્યને સારું લાગતું ન હતું. એવા જુલમી રાજ્યમાં પોતે રહીને એ રાજ્યને ખોટા સદાચારનું પ્રમાણપત્ર આપી રહ્યા હતા એવી તેમની માન્યતા હતી. આથી જ્યારે શર્વિલે તેમની શિખામણની અવગણના કરી ત્યારે ઉજ્જૈની છોડવામાં જ તેમને શ્રેય જણાયું. ઉજ્જૈનીમાંથી નીકળી જવાથી જાણે તેમના મન પરથી ભારે બોજો ખસી જતો હોય તેમ તેમને લાગ્યું. શર્વિલના ઘોડેસવારો ગર્ગાચાર્યનું પૂર્વવત્ શાંત પ્રફુલ્લ વદન જોઈ તેમની નિર્વિકારિતાનાં મનમાં જ વખાણ કરી રહ્યા.

અવંતીની સરહદના એક ગામડામાં આવતાં ઘોડેસવારો બોલ્યા: "ગુરુદેવ! હવે અવંતીની હદ આવી રહી. થોડે આગળ જશો એટલે વરંગુળની હદ આવશે. અમે હવે જઈશું."

"ભાઈઓ, હવે સાંજ પડી છે. આપણે બધા એક રાત વધુ આ ગામની ધર્મશાળામાં ભેગી ગાળીએ. સવારે તમે પાછા ફરજો અને અમે આગળ જશું." આચાર્યે સ્નેહથી ઘોડેસવારોને કહ્યું.

"ભલે, આપનો સત્સંગ હવે ક્યાં મળવાનો છે? આજની રાત તેનો લાભ લઈશું." ઘોડેસવારોમાંના પ્રૌઢ વયના પુરુષે સંમતિ દર્શાવી. આ બંને સવારો ગર્ગ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ધરાવતા હતા. ગર્ગનું રાજ્યે કરેલું અપમાન તેમને પસંદ ન હતું. છતાં ચીઠીના ચાકર બની તે ગર્ગને વળાવવા રાજ્યાજ્ઞા પ્રમાણે આવેલા હતા. ઉજ્જૈનીમાંથી નીકળી ઠેઠ રાજ્યની છેવટની સીમા પર આવતાં સુધી ગર્ગ પ્રત્યે તેઓ પૂજ્ય ભાવથી વર્ત્યા હતા. મુસાફરીની ઝડપ અને મુકામો પણ તેમણે ગર્ગની ઈચ્છા મુજબ જ રાખ્યા હતા. પગપાળી ચાલતી ગર્ગની મંડળી સાથે તેઓ ધીમે ધીમે ચાલતા, અનેક વિષયોની રસભરી વાતો કાઢતા અને ગર્ગના વચનામૃતોનું પાન કર્યે જતા હતા.

બીજે દિવસે પ્રાતઃકાળે બંને સવારો ગુરુદેવને વળાવવા અવંતીની હદની પેલીમેર બે ત્રણ કોશ સુધી સાથે ગયા.

"ગુરુદેવ, માયા રાખજો." બંનેએ ભીની આંખે વિદાય લેતાં કહ્યું.

"હા, ભાઈઓ હવે તમે પાછા વળો. પ્રભુ તમારું કલ્યાણ કરશે." આચાર્યે બંનેને આશીષ આપી.

"ગુરુદેવ, તમારી અને અવંતીની વેદના અમે જાણીએ છીએ પણ અમારું પાપી પેટ અમને છોડતું નથી." પ્રૌઢ ઘોડેસવાર ગળગળો થઈ ગયો.

"વત્સ, દુઃખ ન ધરીશ. રાષ્ટ્રને માટે તારો આત્મા ધગી રહ્યો છે તે તારું કલ્યાણ જ કરશે. કાલદેવ સૌ સારાં વાનાં કરશે."

"જય જય ગુરુદેવ, પાછા વહેલા અવંતીમાં પધારજો."

"અવંતી પરચક્રમાંથી મુક્ત બની હશે ત્યારે હું અવશ્ય ત્યાં હાજર થઈશ." દ્રવતા હૃદયે ગુરુએ જણાવ્યું. બંને ઘોડેસવારો ધીમે ધીમે પાછા વળી ગયા, અને ગર્ગની મંડળી દક્ષિણ તરફ આગળ વધવા લાગી.

મધ્યાન્હ થવાને હજી વાર હતી છતાં સૂર્યના પ્રખર તાપથી અને શ્રમથી પુરુષવેશે ચાલતી સુનંદા લાલચોળ બની ગઈ હતી. તેને શ્રમિત થયેલી જોઈ ગર્ગાચાર્ય હસ્યાઃ "બેટા સુનંદા, ખૂબ થાકી ગઈ ખરું? પણ હવે તું શકોની જાળમાંથી છૂટી ગઈ. હવે આગળ ગામ આવે છે ત્યાં નચિંત મને વિશ્રાંતિ લઈશું."

સુનંદા માત્ર સ્મિત કરી ચૂપ રહી. એક શિષ્યે ગુરુને કહ્યુંઃ "દેવ, મને બેનની ખૂબ જ ચિંતા હતી, પણ ઈશ્વરે સૌ સારાં વાનાં કર્યાં."

"ઇશ્વિર બધું સારૂં જ કરે છે." આચાર્ય બોલ્યા, પણ તેમનું તે વાક્ય મોંમાં જ હતું તેવામાં રસ્તાની બાજુની ઘીચ વનાવળીમાં ખખડાટ થયો. ઘોડાના ડાબલા ગાજી ઊઠ્યા અને બે સશસ્ત્ર સૈનિકો માર્ગમાં ધસી આવ્યા. ગર્ગ તથા તેમની શિષ્ય મંડળી આથી અવાક્ બની ગઈ.

"ધૂર્ત બામણા, હવે ક્યાં જવાનો છે? તારે સુંદરી સુનંદાને લઈને ભાગી જવું છે, પણ આ મખ્વકુમાર કાચો નથી હોં કે?" એક સવારે શનિશ્ચર જેવી વક્ર દૃષ્ટિ ગર્ગ તરફ તાકતાં કટાક્ષ કર્યો.

"કોણ મખ્વ? તું અહીં અત્યારે........." ગર્ગની મંડળી માર્ગમાં જ અટકીને ઊભી રહી અને ગર્ગ પેલો સવાર જે શક રાજકુમાર મખ્વ હતો તેને આશ્ચર્યથી જોઈ રહ્યા.

"હા, હવે લાંબીચોડી વાતો કરવા મને અવકાશ નથી. સુનંદા મને સોંપી દો નહિ તો બધાનાં માથાં ઉડાવી દઈશ." મખ્વે સમશેર પર હાથ નાંખતાં કહ્યું.

"મખ્વ, આ તારી અવંતી નથી. મૂર્ખ! જરા ડાહ્યો થા." ગર્ગાચાર્યે પહેલી જ વખતે રોષ દર્શાવ્યો.

"ઠીક, શાકલ! આ જો ગોરા લાલચોળ મુખવાળી પુરુષ-વેશધારી યુવતી સુનંદા લાગે છે. તેને પકડી લે." મખ્વે પોતાના સાથીને આજ્ઞા કરી.

સુનંદા ભયથી ચીસ પાડી પાછી હઠી. ગર્ગે ત્રાડ નાખીઃ "પાપી મ્લેચ્છ, જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાં સુધી તું સુનંદાને નહિ અડકી શકે."

"ભલે, આવો, એક પછી એક બધાને પુરા કરી નાખીશ. શાક કુમારો નરહત્યાને તો યજ્ઞ બરાબર માને છે." મધ્વે ઘોડો આગળ ધસાવ્યો.

શાકલે નીચે ઉતરી પાછી ખસતી સુનંદાનો હાથ પકડ્યો. તે હાથ છોડાવી નાખી સુનંદા છંછેડાયેલી નાગણની માફક પાછી હઠી ગઈ.

"નરરાક્ષસ ! પાછો જા. નહિ તો તારો જીવ લઈશ." સુનંદાએ છૂપાવેલી કટાર ખેંચી કાઢી.

"વાહ સુંદરી ! તારા સુકોમળ હાથમાં એ કટાર શોભે નહિ." એમ કહી બાજની પેઠે તરાપ મારી શાકલે સુનંદાની કટાર છીનવી લીધી અને તેને ઉપાડી લઈ ઘોડે નાખવા તે નીચે નમ્યો. તેજ વખતે એક શિષ્યે શાકલને જોરથી ધક્કો માર્યો ને સુનંદા ખસીને દૂર જતી રહી શાકલ આ પરાજય માટે તૈયાર ન હતો. તેણે પેલા શિષ્યને તરવારના ઝટકે ઘાયલ કર્યો અને ફરી તે સુનંદા તરફ ધસ્યો, પણ બીજો વિપ્ર વચ્ચે આવી ખડકની જેમ ગોઠવાઈ ગયો. "લે તું પણ લેતો જા." એમ બોલી શાકલે તે શિષ્યના હાથ ઉપર ઘા કર્યો અને જખમમાંથી લોહીની નીકો વહેવા લાગી. ગર્ગાચાર્ય આ જોઈ મધ્વને પડતો મૂકી શાકલ તરફ ધસ્યા. તેમણે શાકલનો હાથ પકડી લેતાં કહ્યું: "દુષ્ટ અસુર ! આ નિર્દોષ નિઃશસ્ત્ર વિપ્રો પર આમ હથિયાર ચલાવતાં તને શરમ નથી આવતી ?" બીજા શિષ્યો પણ ગુરુની આસપાસ વિંટળાઈ વળ્યા.

શાકલ, દુષ્ટ શાકલ એમ જાણતો હતો કે ઘા પડતાંની સાથે બ્રાહ્મણો નાસવા માંડશે. પણ તેની તે ગણત્રી ખોટી પડી હતી વળી ગર્ગની પ્રતિભા તે પણ જાણતો હતો. એટલે તેણે મૂંઝવણ ભરી નજરે મધ્વ તરફ જોયું. પણ મધ્વ તો સુનંદાને ગમે તે ભોગે

મેળવવા તત્પર બન્યો હતો. વિવેક, વિચાર તેણે અભરાઇએ ચ
દીધાં હતાં. તેણે રોષમાં આવી તરવાર ખેંચી ગર્ગ પર ધસારો !
ગુરુદેવ હમણાં પુરા થઈ જશે એમ શિષ્યોને તથા ધ્રુજતી ઊં
સુનંદાને પણ લાગ્યું. પણ મધ્વનો ઝટકો પડે તે પહેલાં
સુસવાટાબંધ કાળી સર્પિણી જેવું એક તીર આવ્યું અને તેણે મ
જમણો સ્કંધ વીંધી નાંખ્યો. તેના હાથમાંની તરવાર નીચે પડી
અને મધ્વ ચીસ નાખી પાછો હટ્યો.

શાકલ શું થયું તે બરોબર સમજી શકે તે પહેલાં તો
વનાવળીમાંથી મધ્વ અને શાકલ નીકળી આવ્યા હતા,
વનાવળીમાંથી જ બે પ્રચંડ ઘોડેસવારો ઝડપથી માર્ગમાં ધસી આ
જણાયા. શાકલ ગભરાઈ ગયો. ગર્ગની મૂઠ છોડાવતાં તેણે ઘો
એડી મારી મધ્વને ચેતાવ્યો: "કુમાર, જલદી ભાગો નહિ તો
મોતે મરીશું. આ આપણી હદ નથી."

ઘાયલ થયેલો મધ્વ પણ સુનંદાનો મોહ વિસરી, જેમ
સ્વસ્થ થઈ શાકલની પાછળ ભાગવા લાગ્યો. અવંતીના સીમા પ્રદે
પહેલું થાણું દેખાયું ત્યારે જ તેમના જીવમાં જીવ આવ્યો અને તે
જરા શાંત થયા.

"કોણ હતા એ દુષ્ટો, આપણા રંગમાં ભંગ પડાવનાર
મધ્વે શાકલને પૂછ્યું.

"મહારાજ, એ રંગમાં તો આજે જીવ જાત, એ સવારોમ
એક ગર્દભીલ રાજકુમાર વિક્રમ હતો. જરા વિલંબ થયો હોત
ત્યાં જ આપણે પુરા થાત કિંવા સદાને માટે વરંગુળના કારાગા
સડવાનું થાત." શાકલે સમજ પાડી.

"એ વિક્રમની પણ હું ખબર લઈશ, મધ્વનો શિકાર ઝું
લેનારને મધ્વ નહિ જ સાંખી લે."

" મહારાજ ! આગળ પર ફાવે તે કરજો. અત્યારે તો આપણે જ વિક્રમનો શિકાર થતાં બચ્યા છીએ." શાકલે વિનોદમાં કહ્યું. વિક્રમના પરાક્રમનો કંઈક ખ્યાલ ઉજ્જૈનીના છેલ્લા યુદ્ધ વખતે શાકલને પ્રત્યક્ષ આવી ગયો હતો. વિક્રમના માથાની કલગીના નિશાન પરથી તેણે વિક્રમને ઓળખ્યો હતો અને એ મૂર્તિમાન કાળની ચોટમાંથી બચવા પોતે ભાગ્યો હતો અને મધ્વને પણ ભગાડી લાવ્યો હતો.

ગર્ગાચાર્યના અવંતીમાંથી નીકળ્યા પછી મધ્વને તુરત ખબર મળી હતી કે સુંદરી સુનંદા પણ ગુપ્તવેશે આચાર્ય ગર્ગની મંડળી સાથે નીકળી હતી. મધ્વ તેને પાછી પકડી લાવવા માટે તૈયાર થયો. તેણે ગર્ગની મંડળીનો શાકલને સાથે લઈને પીછો પકડ્યો હતો. શર્વિલે ગર્ગ સાથે મોકલેલા બે સવારોની ઓથને લીધે અવંતીની હદમાં ગર્ગ પર હુમલો કરવાનું શાકલને ઈષ્ટ ન લાગ્યું. શાકલની તે સલાહ મધ્વે પણ માન્ય કરી અને તેઓ ગુપ્તપણે ગર્ગ અને સુનંદાની પાછળ પાછળ વનની વૃક્ષ ઘટાઓમાં છુપાતા છુપાતા ચાલ્યા ગયા હતા.

અવંતીની હદ આવી ગઈ અને ઘોડેસવારો પાછા વળી ગયા એટલે શાકલ અને મધ્વ ગર્ગ પર ઓચિંતા તૂટી પડ્યા. સુનંદાને આ બ્રાહ્મણોની વચ્ચેથી વનવગડામાંથી ઉપાડી જવી એ શાકલ તથા મધ્વને મન બહુ મોટી વાત ન હતી. પણ અનુભવે તે વાત તેટલી સહેલી ન જણાઈ.

રંગમાં પડેલા ભંગથી તંગ બનેલો મધ્વ નિરાશ મને ઉજ્જૈનીમાં પાછો ફર્યો.

## [૨૯] અણીને વખતે

પરિસ્થિતિ પળવારમાં બદલાઈ ગયેલી જોઈ સૌને આશ્ચર્ય સાથે આનંદ થયો. સુનંદા ઉપકારવશ બની તેના ઘાયલ થયેલા ગુરુભાઈને પોતાના ચીર વડે પાટો બાંધવા લાગી ગઈ. તે વારે વારે નવીન ઘોડેસવારોને તાકીને જોઈ લેતી હતી, તેઓ મિત્ર હતા એટલી તો તેને ખાત્રી થઈ ચૂકી હતી. છતાં તે કોણ છે તે જાણવા તે પણ સૌના જેટલી જ આતુર બની રહી હતી.

"કોણ કુમાર વિક્રમાદિત્ય?" ગર્ગે આગળના ઘોડેસવારને જોતાં જ સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

"હા, ગુરુદેવ પ્રણામ કરું છું." વિક્રમ બોલ્યો અને તેણે ગુરુને પ્રણામ કર્યા. તેની સાથેના સવારે પણ મૂગા મૂગા ગર્ગને પ્રણામ કર્યા. ગર્ગે બંનેને શુભાશીષ આપી.

"મહારાજ! તમે અણીને વખતે આવી પહોંચ્યા." ગર્ગે કૃતજ્ઞતાના સ્વરે કહ્યું.

"દેવ! તમે મારા પ્રત્યક્ષ ઈશ્વર છો, વિક્રમનું અસ્તિત્વ આ ભૂતળ પર હોય ત્યાં સુધી તેના ગુરુને કોઈ આંગળી અડાડી શકે એ શક્ય નથી. શકો આપને પણ આમ રંજાડી રહ્યા છે, એ પહેલેથી જાણતો હોત તો આટલી ધિરજ હું ન રાખત. ગુરુદ્રોહી શક રાજવીનું હું ધોળે દહાડે રક્તપાન કરત." વિક્રમની આંખ ભીની થઈ.

"વત્સ! તારી વીરતા હું જાણું છું. આજે મારા પર હલ્લો કરનાર પણ મારો શિષ્ય જ હતો. શિષ્યોની પાત્રતાનો ભેદ મને આજે પ્રત્યક્ષ થયો. વીર! અવંતી તારી જ છે. તું આજે વનવગડે રઝળે છે, પણ વિજય તારો થશે. તને મારા આશીષ છે." ઘોડા પરથી નીચે ઊતરી સામે ઊભેલા વિક્રમને માથે હાથ મૂકી આચાર્ય ગદ્‌ગદ સ્વરે બોલ્યા.

વિક્રમ તથા શિષ્યોની આંખ પણ ભીની થઈ ગઈ હતી. વિક્રમે ગુરુને પગે પડી આંસુથી તેમના પગ ભીંજવી દીધા. પછી તેણે નમ્રતાથી કહ્યું: "ગુરુદેવ, હવે આપ મારી સાથે વરંગુળમાં પધારો. ત્યાં હું આપની યથાશક્તિ સેવા કરીશ અને એથી અવંતીની મુક્તિના કાર્યમાં આપની સહાય પણ મને મળી શકશે."

"વત્સ! હું દેશાટને જવાના વિચારથી નીકળ્યો છું. પણ પ્રથમ તને મળવાની આકાંક્ષા તો હતી જ. એટલે હાલ તારી સાથે આવીશ. અને થોડો વખત વરંગુળમાં રહી પછી તીર્થાટન માટે ચાલ્યો જઈશ." આચાર્યે વિક્રમની માગણી સ્વીકારી.

શાકલે ઘાયલ કરેલા બે શિષ્યોમાંથી એકનો ઘા મામૂલી હતો. તેને બીજા શિષ્યો એ પાટો બાંધી દીધો એટલે તે સ્વસ્થ બની ગયો હતો. પણ બીજો શિષ્ય જેની પાસે સુનંદા બેઠી હતી તે વધુ ઘવાયો હતો. એક શિષ્યે લાવી આપેલા વનસ્પતિના પાનનો પાટો બાંધી તેને ઝોળીમાં સૂવાડવામાં આવ્યો. ઘાયલ શિષ્યે પોતે ધીમે ધીમે ચાલવાની ઇચ્છા બતાવી, પણ ગર્ગે તથા શિષ્યમંડળીએ તેના જખમની સ્થિતિ ખ્યાલમાં લઈ ના પાડી; અને તેની ઝોળી બે શિષ્યોએ ઉપાડી લીધી.

વિક્રમ તથા તેનો સાથી ઘોડે ચઢ્યા અને ગુરુ તથા શિષ્યમંડળી સાથે વિવિધ વાતો કરતા ચાલવા લાગ્યા. પુરુષવેશધારી સુનંદા મુગ્ધ કૃતજ્ઞભાવથી વારંવાર પોતાના સંરક્ષક વિક્રમનું મુખ જોતી હતી અને અંતરમાં જ તેને પ્રશંસાનાં પુષ્પે વધાવતી હતી. તેને કારાગારમાંથી પણ વિક્રમે જ છોડાવી હતી અને આજે પૂનઃ પકડાતાં અણીને વખતે પણ તેજ વીરે તેને બચાવી હતી. એ અદીઠ સહાયક વિક્રમને આજે પ્રત્યક્ષ જોતાં સુનંદા ધરાતી ન હતી.

વિક્રમ પણ વારંવાર એ લાવણ્યના પૂંજ સરખા યુવકને જોતો હતો. તે પુરુષ નથી પણ સ્ત્રી છે તે તો વિક્રમને સમજાઈ ગયું હતું, છતાં એ લાવણ્યની રૂપ છટા તેને આકર્ષક લાગતી હતી. વિક્રમનો સાથીદાર પણ રૂપાળો યુવક હતો. તેની સાથે વિક્રમ સુનંદાની છટા વારંવાર સરખાવી જોતો હતો અને મનમાં હસી રહ્યો હતો.

"મારા મિત્રે મને વહેલી સવારે ખબર આપી કે, આચાર્યદેવ ગર્ગ મહર્ષિ આ તરફ આવી રહ્યા છે, અને તેમની સાથે એક દિવ્ય કાન્તીવાળો યુવાન છે. તે બંનેના ઉપર શક રાજકુમાર મખ્વ છાપો મારવાની પેરવીમાં છે. આ સમાચાર સાંભળતાં જ હું શસ્ત્ર સજી ઘોડે ચઢ્યો." વિક્રમે માર્ગમાં ચાલતાં વાર્તાલાપ કરવા માંડ્યો.

"રાજાઓએ ચારો દ્વારા સર્વજ્ઞ રહેવું જ જોઈએ. તમે યોગ્ય સમયે અમને મદદ કરી શકયા તે એનો જ પ્રતાપ." ગર્ગે કહ્યું.

"પણ એ આપની સાથેનો યુવાન કોણ તે મને સમજ ન પડી." વિક્રમે સુનંદા તરફ તાકતાં ગુરુને પ્રશ્ન કર્યો.

"આચાર્યદેવના શિષ્યોમાં કોઈ નવો યુવક તમને નથી દેખાતો ?" વિક્રમના સાથીએ સ્મિત કરી વિક્રમનું ધ્યાન નયનના સંકેતથી સુનંદા તરફ ખેંચ્યું.

"પણ તે યુવક છે કે યુવતી તેના જ વિચારમાં હું કયારનો ય પડી ગયો છું." વિક્રમ નીચી નજરે ચાલતી લજ્જાળુ સુનંદાને જોતો બોલી ઊઠયો.

"એ તો ગુરુદેવનો ચમત્કાર છે. એમને જ પૂછો." વિક્રમનો સાથી હસ્યો.

"તમારા પુરુષ વેશમાં પણ એવો ચમત્કાર જણાય છે તેનું શું ?" વિક્રમના સાથીનું સ્ત્રૈણ્ય પરખી ગયેલા ગર્ગાચાર્ય હસ્યા.

વિક્રમનો સાથી તેજ દેવદમનીની પુત્રી પદ્માવતી હતી. મધ્વનો દુરાશય અગાઉથી સમજી સુનંદાને બચાવવા વિક્રમને તેજ અહીં દોરી લાવી હતી. ઉજ્જૈનીથી તે ગુપ્તપણે પુરુષવેશે નીકળી પડી હતી અને વિક્રમને વખતસર ચેતાવી મધ્વની બાજી તેણે ઊંધી વાળી હતી. ગર્ગાચાર્યનું કટાક્ષ વચન સાંભળી તે માત્ર મૃદુ હાસ્ય કરી રહી.

"ગુરુદેવ તો સર્વજ્ઞ છે." વિક્રમ હસીને પદ્માવતી તરફ જોઈ રહ્યો.

"તમે તમારા ગુરુને સર્વજ્ઞ કહો છો અને ગુરુ તમને સર્વજ્ઞ

કહે છે. બંનેને એકબીજાની પ્રશંસાનો એ રીતે આપસ આપસમાં જ બદલો મળી રહે છે." પદ્માવતી હસી. ગર્ગાચાર્ય પણ મંદ સ્મિત કરી રહ્યા.

સુનંદા આ વાત સાંભળતી આશ્ચર્યથી પદ્માવતીને તાકી રહી હતી. તેને ઓચિંતી પેલા કારાગારમાં આવેલા છોકરાની છબી યાદ આવી. તેના મનનો ભાવ પામી ગયેલી પદ્માવતી બોલી: "બહેન સુનંદા, તું જુએ છે કે મે મારું વચન પાળ્યું છે."

"હા, આપનો તથા મહારાજ વિક્રમાદિત્યનો મારા પર મોટો આભાર થયો છે." તેણે વિક્રમને માનથી નમન કર્યું.

"એજ તમારા ગુપ્તચર જિમુતે શકોના કારાગારમાંથી છોડાવેલી યુવતી સુનંદા છે." પદ્માવતીએ વિક્રમની ઉત્સુકતા જોઈ ખુલાસો કર્યો.

"તું સુનંદા?" વિક્રમ પળવાર થોભીને એ નર વેશધારી સુનંદાને જોઈ રહ્યો. "હા મહારાજ!" કહી સલજ્જ ભાવે સુનંદાએ પ્રણામ કર્યા.

# [ ૩૦ ] ગુરુ-શિષ્યના મનોરથો

**વ**રંગુળમાં આવી પહોંચેલા ગર્ગાચાર્યને અરિષ્ટકર્ણ મહારાજાએ પણ ઘણું માન આપ્યું. તેણે આચાર્યને ઉજ્જૈની છોડી કાયમ પોતાના રાજ્યમાં રહેવા વિનતિ પણ કરી. પરંતુ મહર્ષિ ગર્ગે તે માટે તેનો આભાર માની પોતાની દેશાટને જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. વરંગુળના વિપ્રો અને વિદ્વાનો પણ ગર્ગના આગમનથી ખૂબ જ પ્રસન્ન થયા અને એ ત્રણ દિવસ સુધી તો તેમના ઉતારા ઊપર મુલાકાત લેનારાઓનો મોટો દરોડો ચાલુ રહ્યો.

ત્રણ ચાર દિવસ બાદ નિવૃત્તિ મળતાં ગર્ગાચાર્યે સુનંદાની વ્યવસ્થા કરવા વિચાર કર્યો. સુનંદાને અરબસ્તાન મોકલવાની ગોઠવણ કરવા વિક્રમે માથે લીધું. સુનંદાની પાછળ પડેલો મખ્ય ન જાણે એ રીતે થોડા સમય બાદ સુનંદાને પગ રસ્તે ત્રંબાવટી પહોંચાડી દેવી અને તે સમયે ત્યાંથી આરબ દ્વીપ માટે ઊપડતા ગમે તે વહાણુમાં તેને

રવાના કરવી, એમ ઠર્યું. ગર્ગે સુનંદાની સંમતિ પૂછી અને તે પણ આ પ્રમાણેની યોજનામાં સંમત થઈ. વરંગુળમાંથી નીકળી આરબ દ્વીપમાં જવાની ઉતાવળ કરવાથી ફરી ભયમાં પડવાની ભીતિ હતી એટલે સુનંદાએ નિર્ભયપણે થોડો વખત વરંગુળમાં જ રહેવું એ ઉત્તમ માન્યું. પિતાને કે પતિને સંદેશો મોકલવાથી પણ પોતાની પ્રવૃત્તિ વખતે શકોના જાણવામાં આવી જાય તો ત્યાંથી ત્રંબાવટી પહોંચવું પણ મુશ્કેલ બને એમ સુનંદાને સમજાયું. આથી તેણે પોતાના ઔત્સુકયને ઉરમાં જ દાબી દઈ, એક બે માસ વરંગુળમાં જ ગાળી નાંખવા વિચાર કર્યો.

પરદેશમાં આવી વસેલો રાજકુમાર વિક્રમ ઉજ્જૈનીને શકોના ત્રાસમાંથી મુક્ત બનેલી જોવાનાં સ્વપ્નો સેવી રહ્યો હતો. પરચક્રમાંથી બચાવીને અવંતીકાને આર્યાવર્તમાં વિદ્યા, કળા, રાજશાસન તથા ધર્મશાસનની દષ્ટિએ અજોડ બનાવવાના વિક્રમના મનોરથ હતા. તે મનોરથની સાધના માટે તે પુરુષાર્થ પણ કરી રહ્યો હતો અને મનમાં કંઈક દિવાસ્વપ્નો પણ નિરખી રહ્યો હતો. વિક્રમે પોતાના મનોરથો ગુરુદેવ ગર્ગાચાર્ય સમક્ષ પ્રગટ કર્યા અને તેમની શુભાશીષની માગણી કરી.

વીર રાજકુમાર! તારા પર ઈશ્વરના આશીષ છે. શકો આર્યરાજનીતિ જાણતા નથી અને પ્રજાને રીબાવે છે, એટલે તેમનો નાશ જ નિર્મિત છે."

"પણ ગુરુદેવ, હવે હું બહુ જ અધિરો બની ગયો છું. અવંતીની પ્રજાનો આર્તનાદ અહીંથી પણ મારા કર્ણે અથડાય છે. જાણે આજે જ એ દુષ્ટ શકો પર ચઢી જઈ, તેમનો નાશ કરી નાંખુ એમ થઈ જાય છે." વિક્રમે પોતાના ઉરમાં જળતી આગ પ્રગટ કરી.

"વત્સ! અધિરાઈથી અર્થ ન સરે. મનુએ કહેલી રાજનીતિને અનુસરો :

**बकवच्चिन्तयेदर्थान् सिंहवच्च पराक्रमेत् ।**
**वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥×**

શત્રુને જીતવાને સિંહ સમ પરાક્રમી થનારે જ સમય વર્તી સસલાની પેઠે ભાગીને શત્રુને પછી કપટથી પકડવો જોઈએ. પ્રથમ એક ચિત્તે ધન અને તે વડે સૈન્યનો જમાવ કરો. વિજયની અનુકૂળ તક તારા જેવા વીરને શોધતી જ આવશે. સ્વયંવર ઉપસ્થિતા નારી મનવાંછિત વીરને શોધતી આવે છે તેમ એ આવશે અધિરાઈ કરી એના ઉપહાસને પાત્ર થવું ઇષ્ટ નથી." ગુરુએ વિક્રમને શાંત કરી સલાહ આપી.

"દેવ! શકોની આંધળી લૂંટફાટ અને કતલની વાતો મને ઊંઘમાંય અજંપો કરાવે છે." વિક્રમે નિશ્વાસ નાંખ્યો.

"હા, એ યવનો ભૂમિપતિ નથી પણ ભૂમિને લૂંટનારા રાક્ષસો છે. રાજાએ તો જેમ જળો, વાછડા અને ભમરા થોડા થોડા ભોગ્ય પદાર્થોનું ગ્રહણ કરે છે તેમ પ્રજા પાસેથી થોડો થોડો કર, તેમને બોજારૂપ ન લાગે તે રીતે લેવો જોઈએ. એમ કરવાથી રાજાનો ભંડાર પણ ભરાય છે અને પ્રજા પણ સુખ અનુભવે છે."

આચાર્ય દેવ! મારા મનમાં આપનો એ બધો ઉપદેશ રમી રહ્યો છે. અવંતી પરચક્રથી મુક્ત થાય તો હું અવંતી રાજ્યને આપના આદર્શ મુજબનું નમુનેદાર રાજ્ય બનાવી મુકું. જગતને બનાવી દઉં કે, આચાર્ય ગર્ગ અને તેનો શિષ્ય વિક્રમ રાજનીતિ માત્ર ભણ્યા જ ન હતા, પણ તેમણે તેને સંસારમાં સંપૂર્ણ પણે મૂર્ત કરી હતી. યુગ યુગના ઇતિહાસ અવંતીના ઉલ્લેખથી ઝાંખા પડે એવી અવંતી મારે રચવી છે."

× મનુસ્મૃતિ.

"પ્રિય શિષ્ય! તારી કામનાઓ મૂર્ત થશે. અવંતી જગતનાં રાજ્યોમાં અગ્રસ્થાને બિરાજશે અને વિક્રમ જગત રાજવીઓનો મુગટમણિ થશે; અવંતી ઈતિહાસનું તીર્થધામ બનશે. અને તેની તથા તારી અમર નામના થશે. આકાશી ગ્રહો તારા પર અમી વરસાવી રહ્યા છે. એ ગ્રહોનું મૂક સંગીત મને સંભળાય છે. વિક્રમ! એ ગ્રહોનો ગેબી નાદ મને અદ્વિતીય ઉજ્જૈની અને અજોડ રાજવી વિક્રમના અનુપમ ભાગ્યભાનુનાં દર્શન કરાવે છે. હું જાણે ભાવીને મૂર્ત સ્વરૂપમાં દેખી રહ્યો છું, ઉજ્જૈની આર્યાવર્તમાં અમર ડંકો બજાવી રહી છે અને વીર વિક્રમ આર્યાવર્તનો ચક્રવર્તિ બન્યો છે." મહર્ષિ ગર્ગ ભાવાવેશમાં આવી ગગન તરફ તાકીને બોલતા હતા. તેમના આત્મામાંથી જાણે આ ગેબી ભવિષ્યવાણી ફુટતી હોય એમ વિક્રમને લાગ્યું. વિક્રમ આસક્ત મને ગુરુના પ્રફુલ્લ મુખારવિંદને જોઈ રહ્યો તથા ઉજ્વળ ભવિષ્યવાણીને કાનથી પી રહ્યો.

"ગુરુદેવની વાણી સફળ હો." વિક્રમ પુલકિત ભાવે બોલ્યો.

"કુમાર! તારી સાથે રહીને મને પણ અવંતીને ઘડવાના કોડ છે. મારું હૃદય અને આત્મા મને સાક્ષી પૂરે છે કે મારા એ મનોરથ સિદ્ધ થવાના છે." ગર્ગ જરા સ્વસ્થ થઈને બોલ્યા. સમાધિસ્થ યોગિ જેવી તેમની પ્રથમની મુદ્રા અને ભાવાવેશભરી વાણી હવે જરા પાર્થિવ બની અને તે પુલકિત નયને વિક્રમને નિરખી રહ્યા. પ્રભાતનો મુગ્ધ મધુર રવિ પ્રફુલ્લ પદ્મને નિહાળે તેમ એ નિરખી રહ્યા.

"ગુરુદેવ, આપના પ્રતાપે અવંતીને ખગોળવિદ્યાનું કેન્દ્ર બનાવવાની મારી કલ્પના હું રાત દિવસ હૃદયમાં રમાડી રહ્યો છું. મહર્ષિ ગર્ગની પછી પણ ઉજ્જૈની ખગોળનું કાયમી વિદ્યાપીઠ બની રહે એવી યોજના કરવાની મારી કામના છે.

"તને ખગોળનો રાજનીતિના જેટલો જ શોખ છે એ હું જાણું છું. અને તેથી તો તું મને પ્રિયકર લાગે છે. અવંતી ભૂમધ્ય

રેખા પર બિરાજેલી ખગોળ નગરી છે. ખગોળની શોધખોળ તથા પ્રસાર માટે તે બધી રીતે યોગ્ય જ છે. તારા રાજ્યારોહણ વખતે જ ઉજ્જૈનીમાં વેધશાળાનો પાયો નંખાશે."

"મહર્ષિ પારાશરના અને આપના ખગોળના સિદ્ધાન્તો અવંતીમાંથી પ્રસરે અને અવંતી કાલગણનામાં ઇતિહાસનું સ્મૃતિ ચિહ્ન બની રહે એવી વેધશાળા અને ખગોળની વિદ્યાપીઠ ઉજ્જૈનીમાં ખડી થવી જોઈએ."

"શકરાજ્યનો નાશ થયે અયનાંત સ્થાન ફરી તપાસીને નોંધવાં પડશે અને ગણિતને સ્થિર બનાવવું પડશે." ગર્ગે પોતાની કલ્પના જણાવી.

"પૂર્વ અયનાંત સ્થાનો ક્યારે તપાસાયાં હતાં?" વિક્રમે પૂછ્યું.

"ભગવાનની વાણી સ્વરૂપ વેદોને જ્યારે ગ્રંથ સ્વરૂપે ગૂંથવામાં આવ્યા તે વખતે આર્ય ખગોળજ્ઞોએ પહેલવહેલા અયનાંત સ્થાન તપાસી નોંધ્યાં હતાં. પણ તેને આજે સવા અગિયારસો જેટલાં વર્ષ વીતી ગયાં છે. ખગોળની સ્થિતિમાં ક્રાન્તિ થયેલી મને પ્રત્યક્ષ જણાય છે. જેથી નવીન અયનાંત સ્થાનો તપાસી કાલગણના માટે તેની નોંધ કરી લેવી પડશે." આચાર્યે ખુલાસો કર્યો.

"ગુરુદેવ! આપઆપની વિદ્યા વડે અવંતીને જરૂર અમર બનાવશો." વિક્રમ પ્રસંશાના ભાવે ગુરુને જોઈ રહ્યો.

ઇષ્ટ મનોરથનાં સ્વપ્નોની સૃષ્ટિમાં ઘૂમતા ગુરુ અને શિષ્ય વર્તમાનને વિસરી ગયા. અવંતીનું પરચક્ર, તેમનો દેશવટો અને સામે ઊભેલા મૂશ્કેલીઓના ડુંગરોને તેઓ વિસરી ગયા. તેઓ કલ્પનાના દિવ્ય લોકમાં જઈ બેઠા હતા. અવંતીને કેવી બનાવવી ને કેમ

બનાવવી તે જ તેમની કલ્પનાનો વિષય હતો. કેટલોય વખત એવી કલ્પનાઓ અને તેના અંગેની રસભરી ચર્ચાઓમાં વીતી ગયો તેનું ગુરુ – શિષ્યને ભાન રહ્યું નહિ. ભાવિ અવંતીના એ ભાગ્ય વિધાતાઓ માત્ર ભાવિ દર્શનમાં જ મગ્ન બન્યા હતા.

પણ વર્તમાન એથી પોતાનો હક્ક જનો કરે તેમ ન હતું. કલ્પનાશીલ ગુરુ પણ કંઈ મૂઢ ન હતા. તેમણે ધીમેથી કલ્પનાલોકમાંથી નીચે ઊતરી આવી વિક્રમને પૂછ્યું: " કુમાર ! એ બધું તો થઈ રહેશે. પણ હવે તમારી તૈયારીની વિગતો તો જણાવો."

" દેવ ! યથાશક્તિ પુરુષાર્થ તો રાતદિવસ કરી જ રહ્યો છું." એમ કહી વિક્રમે પોતાની સેના તથા ગુપ્તચરની સેનાનો ખ્યાલ ગુરુદેવને ટૂંકામાં આપ્યો.

ગુરુદેવે ગુપ્તચરોની વાત નીકળતાં જ તેમની જીભને ટેરવે રમી રહેલું મનુનું કથન ઉચ્ચાર્યું:—

×दूतं चैव प्रकुर्वीत सर्व शास्त्र विशारदम् ।
इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥

" દૂતની પસંદગીમાં આટલી કાળજી રાજાએ જરૂર રાખવી."

" ગુરુજી ! શકોનું સેનાબળ આપને કેવુંક લાગે છે ?" વિક્રમે પૂછ્યું.

" મેં એ વિષયમાં એવી માન્યતા સેવી છે કે, એમનું સંખ્યાબળ વધુ છે, પણ તે ભેદનીતિ જાણનાર શત્રુ આગળ નિરર્થક છે. શક સૈન્ય સેનાપતિ વગર પાંગળું છે. બધાં સૈન્ય સેનાપતિની અપેક્ષા તો રાખે જ છે, પણ શકોનું સૈન્ય તે અપેક્ષા વધુ પ્રમાણમાં રાખે છે."

× સર્વ શાસ્ત્ર જાણનાર, ઈશારત, ચેષ્ટા વગેરેને સમજનાર પવિત્ર અને દક્ષ તથા કુલીન માણસને દૂત તરીકે યોજવો જોઈએ.

"તેનું શું કારણ ?" વિક્રમે પૂછ્યું.

"શકોની રાજવ્યવસ્થાનો એ દોષ છે. રાજા અને સેનાપતિનો ભેદ તે લોકો સમજતા નથી. આથી તમારે તમારું લક્ષ્ય સેના કરતાં સેનાપતિ તરફ વધુ કેન્દ્રિત કરવું. કાંઈ ભેદ રચીને શક સેનાધ્યક્ષનો ગુપ્ત નાશ પણ યોજવો. એમ કરી શકો તો સમરમાં થોડાજ પ્રયાસે શકસેનાને પરાજય આપી શકશો." ગર્ગે સમજ પાડી.

"કેવા ભેદની સલાહ આપ આપો છો ?"

"આચાર્ય વિષ્ણુગુપ્તે પૂર્વે યોજેલા વિષકન્યાના પ્રયોગ જેવો નારીરૂપી અસ્રનો પ્રયોગ શકોને જલદી લાગુ પડશે."

"કોણે ચાણક્ય મહારાજે એવો પ્રયોગ કરેલો કે ?"

"હા, ઇતિહાસ ભૂલી ગયો ? રાજા વક્રગ્રીવને પોતાના માર્ગમાંથી દૂર કરવા ચાણક્યે એ જ માર્ગ ચંદ્રગુપ્તને બતાવ્યો હતો અને તે સફળ પણ થયો હતો."

"હા, યાદ છે. અડધું મગધ આપવાની લાલચે ચંદ્રગુપ્તને એ વક્રગ્રીવે મદદ કરેલી." વિક્રમ બોલી ઊઠયો.

"શકો માટે પણ તેવો પ્રયોગ અતિ સમયોચિત લેખાશે." ગર્ગે સલાહ આપી. "વિષકન્યા તૈયાર કરવી એ જરા કપરૂં કામ છે. પણ અશક્ય તો નથી જ."

કોઈને વિષકન્યા બનાવી શકે તેમ પોતે હતો કે નહિ તેના વિચારમાં વિક્રમ પડી ગયો અને આચાર્ય સંધ્યા વંદનનો સમય થવાથી તે કાર્યમાં ગૂંથાયા.

બીજે દહાડે પ્રાતઃકાળે વિક્રમ તથા અરિષ્ટકર્ણને સુનંદાની

ભલામણ કરી, સુનંદાને આશિષ આપી, મહર્ષિ ગર્ગ શિષ્યો સાથે દેશાટન માટે નીકળી પડયા. મહારાજાએ તથા લોકોએ મહર્ષિને વિદાય વખતે સારું માન આપ્યું અને લોકોને આશિષ આપતા તે વિદાય થયા.

" ઉજ્જૈનીના ગર્દભીલવંશી નવા રાજાને રાજ્યાભિષેક કરાવવા હું જરૂર ઉજ્જૈનીમાં હાજર થઈશ. " જતી વખતે આચાર્યે વિક્રમને ખાત્રી આપી હતી.

ઓશિયાળી બની ગયેલી સુનંદા ગુરુદેવને જતા મ્લાન મુખે જોઈ રહી. ગુરુના આશિષ ઝીલતાં એની આંખમાંથી આંસુ ટપકી પડયાં, એ આખો દિવસ સુનંદા બેચેન રહી. પિતા તુલ્ય આચાર્યનો વિયોગ તેને ખૂબ જ સાલી રહ્યો.

## [ ૩૧ ] સુનંદા અને સરસ્વતી

વિક્રમે સુનંદાને રહેવા માટે સ્વતંત્ર નિવાસ આપ્યો હતો તથા તેની સેવા માટે બે દાસીઓ પણ આપી હતી. સુનંદાને જોઈતી સાધન સામગ્રી પણ સોંપવામાં આવી હતી. એટલે તેને કોઈ પણ જાતની પરતંત્રતા ન હતી. છતાં તેનું મન દૂરના આરબ દ્વીપ તરફ જ મંડાયેલું હતું. ત્યાં ક્યારે જવાય, એ જ તેના મનનો ઉત્સુક પ્રશ્ન હતો. તે દિવસો ગણી રહી હતી અને મનમાં કલ્પનાના અનેક ઘોડા ખેલાવી રહી હતી.

આચાર્ય ગયા તે દિવસે સુનંદા એક પ્રહર સુધી તો મોકળા મને રડી ત્યારે જ તેનું હૈયું ખાલી થયું. મુક્ત રુદન પણ ઘણીવાર એકાકી માણસનું આશ્વાસક બને છે. રુદન ન હોત તો વિશ્વ છે તેથી વધુ શુષ્ક અને કઠોર બની ગયું હોત. ઉદાર દિલના મહર્ષિ ગર્ગના પોતાની ઉપરના ઉપકારો તે વારંવાર યાદ કરી મનથી જ તેમને શ્રદ્ધાંજલિ અર્પી રહી.

સુનંદા નમતી સાંજે એક દાસી સાથે મનનો વિષાદ શમાવવા માટે ફરવા નીકળી. શહેરથી દૂર જંગલમાં નદીતટે લટાર મારવાની તેની ઇચ્છા હતી. નદી તરફ જતાં જ માર્ગમાં એક સાધ્વીનો ભેટો થઈ ગયો. સાધ્વીજી પણ ફરવા માટે જ નીકળ્યાં હતાં. સુનંદાની સાથેની દાસીએ તેમને માનપૂર્વક પ્રણામ કર્યા.

"ક્યાં ચાલ્યાં અત્યારે સાંજની વખતે ?" સાધ્વીએ પ્રણામ ઝીલતાં જ પ્રશ્ન કર્યો. સાધ્વીનો ફીક્કો ચહેરો પ્રશ્ન પૂછતાં જરા દીપ્તીવાન બન્યો. એ ચહેરો એક કાળે દેવદુર્લભ સૌન્દર્યના પ્રતીક સમો હશે એમ સુનંદાને લાગ્યું.

"આ અહીં સુધી જ. આ બેનની ગોદાવરી તટે ફરવાની ઇચ્છા થઈ એટલે આવ્યાં છીએ." દાસીએ જવાબ આપ્યો.

"એ બેનને મેં ન ઓળખ્યાં." સુનંદા તરફ જોતી સાધ્વીએ પ્રશ્ન કર્યો. સાધ્વીની એ દૃષ્ટિ પોતાને માપી લેતી હોય, જાણે પી જતી હોય એમ સુનંદા અનુભવી રહી.

"એમનું નામ સુનંદા છે. મહારાજનાં મહેમાન છે."

"ત્યારે તો મારાં ય મહેમાન ગણાય–બેન સુનંદા, અમારા સંઘના આશ્રમમાં પધારો." સાધ્વીએ સુનંદાને ઓળખતી હોય તેમ આમંત્રણ આપ્યું.

"આ સરસ્વતી સાધ્વીને ઓળખો છો સુનંદા બહેન ? અહીં નજીકના આશ્રમમાં જ રહે છે." દાસીએ સુનંદાને સમજ પાડી.

"કોણ સરસ્વતી સાધ્વી ? કાલિકસૂરીની બેન ?" સુનંદા બોલી ઊઠી.

"હા, હું એજ અભાગણી સરસ્વતી છું બહેન!" દીનતાના ભાવે સાધ્વી બોલી. કાલિકસૂરીના નામ સાથે રાષ્ટ્રદ્રોહની જે ભાવના લોકોમાં પ્રસરી ઊઠતી હતી તેનો સરસ્વતીને ખ્યાલ હતો. એટલે તે પોતાની ઓળખમાં કાલિકસૂરીનું નામ આવતાં જ નાનમ અને દુઃખ અનુભવતી હતી.

સુનંદા તેના મનનો ભાવ સમજી અને બોલી: "સાધ્વીજી! તમે શું કરો? દેશનાં જ એવાં દુર્ભાગ્ય!"

"બહેન દેશનું એ દુર્ભાગ્ય ક્યારે દૂર થાય એ જંખતી તો હું ધર્મ કર્મ વિસરી અહીં વસી છું. મહારાજા વિક્રમનું ધર્મરાજ્ય અવંતીમાં ક્યારે ફરી સ્થપાય અને પ્રજા પરચક્રના ભયંકર જુલમમાંથી ક્યારે મુક્ત થાય, એ જોવા હું ધર્માચાર છોડી અહીં રહી છું. જરુર પડે તો મારી જાતનો ભોગ પણ હું અવંતી માટે આપવા આતુર છું." સાધ્વીની નિર્મળ દ્રષ્ટિ કોમળ બની, આંખ ભીની થઈ.

"પ્રભુ સૌ સારાં વાનાં કરશે." આશ્વાસનના સૂરે સુનંદા બોલી.

"એ તો થશે જ. પણ બહેન સુનંદા! તમારા જેવી પવિત્ર નારીઓને શકો જે ત્રાસ આપે છે, તે સાંભળું છું ને જીવતી સળગી મરું છું. હાય પ્રભો! હું પોતે જ પથ્થર કેમ ન જન્મી?" સાધ્વી વધુ આર્દ્ર બની. સુનંદા તેની લાગણી જોઈ નવાઈ પામતી હતી. વળી તે પોતાની કથા પણ જાણતી હતી એ પણ સુનંદાને નવાઈભર્યું લાગ્યું. જે ગર્દભીલ રાજા ગંધર્વસેને તેના પર અત્યાચાર કર્યો હતો તેના જ પુત્ર વિક્રમને આ સાધ્વી માનથી જોતી હતી અને અવંતીનું રાજતંત્ર તેના જ હાથમાં આવે એમ ઇચ્છતી હતી તેથી સુનંદા નવાઈ પામે એ સ્પષ્ટ હતું.

"નાહક બળાપો ન કરશો. તમારા જેવી સાધ્વીના હૃદયની જળતી આગ મોડી વહેલી શક સત્તાને ખાખ કરશે." સુનંદા બોલી.

"તેમ તો નહિ જ. પણ સેંકડો સુનંદાઓના પવિત્ર હૃદયના આર્તનાદો ઈશ્વરની આંખમાં જરૂર આગ જગાવશે અને એ આગ શક સત્તાને ભસ્મ કરશે. મહારાજા વિક્રમને પણ મેં તો એજ કહ્યું છે." સાધ્વીએ સુનંદાનો બોલ તેને સમભાવથી પાછો આપ્યો.

સુનંદાને આ સાધ્વી સાથે પેટ ભરીને વાતો કરવાનું મન થયું પણ સૂર્યાસ્તને બહુ વાર ન હતી. એટલે તેણે નદી તીરે ફરતાં ફરતાં જ થોડી વાતચીત કરી લઈ રજા લીધી. સાધ્વીએ તેને બીજે દિવસે આશ્રમમાં આવવા આમંત્રણ આપ્યું અને સુનંદાએ તે સ્વીકાર્યું.

બે ચાર દિવસમાં તો સુનંદા અને સરસ્વતી સખી જેવાં બની ગયાં. એકબીજાના હૃદયના ઊભરા તેમણે સામસામે ખાલી કર્યા. હૈયુ ખાલી કરવાનાં પણ જગતમાં યોગ્ય સ્થાન જોઈએ છે. તેવાં સ્થાન વિરલ હોય છે, ખારા સમુદ્રમાં મીઠી વીરડી હોય છે તેમ. સુનંદાને સરસ્વતી પાસે જવાનું રોજ દિવસ ઊગે કે તુરત જ મન થઈ આવતું. જે દિવસે ત્યાં ન જાય તે દિવસ જાણે શુષ્ક લાગતો. સાધ્વી પણ સુનંદા કોઈ દિવસ ન જતી તો તેને ઠપકો આપતી અને મીઠો કટાક્ષ પણ કરતી.

સુનંદાએ સાધ્વી પાસેથી જાણ્યું કે, ગંધર્વસેને પોતાનું શીલ લૂંટ્યા પછી તે હતાશ બની ગઈ હતી. પાપી ગંધર્વસેનની તેને દયા આવતી હતી. એના પાપનો યોગ્ય બદલો એને મળશે એમ તો તે સમજતી જ હતી, પણ તે બદલો અપાવવા ખાતર જ્યારે કાલિકસૂરી પરદેશીઓને લઈ આવ્યો ત્યારે સરસ્વતી દુઃખથી મૃતવત્ બની ગઈ હતી. એના શીલ પર તો લોકાચારની દ્રષ્ટિએ કલંક ચોંટયું જ હતું તેમાં વળી દેશના પતનનું કારણ થવા બદલનું કલંક ઉમેરાયું. તેણે કાલિકસૂરીને તેના કૃત્ય બદલ ઘણો જ ઉધડો લીધો હતો; અને છેવટે

અવંતીની મુક્તિને જંખતી સાધ્વી કાલિકસૂરીને પૃથ્વીપર્યટન માટે જવા દઈ પોતે વરંગુળમાં એકલી રહી હતી. વિક્રમે તેનું શીલ બચાવવા જે પ્રયાસ કર્યા હતા તથા દેશવટો ભોગવ્યો હતો તે સાધ્વી સરસ્વતી સારી પેઠે જાણતી હતી. આથી તેના ભાવહિન હૃદયમાં વિક્રમ માટે બંધુભાવ જાગ્યો હતો અને તે ભાવ રણવગડાના સરોવરની પેઠે હૃદયના શુષ્ક પ્રદેશને વધુ શુષ્ક થતાં અટકાવી રહ્યો હતો. સાધ્વી વરંગુળમાં રહીને વિક્રમને વારંવાર મળી પોતાનો મનસ્તાપ જણાવતી ને કહેતી: "રાજકુમાર! અવંતીને મુક્ત બનેલી જોયા સિવાય સાધ્વી સરસ્વતીના હૈયાનો દવ નહિ હોલાય. એ કામમાં મારો ખપ પડે તો મને પણ હોમી દો. પણ રીબાતી અવંતીને છોડાવો."

વિક્રમના મનમાં આ દુઃખી સાધ્વી માટે સમભાવ હતો. અવંતી માટેની તેની લાગણી તથા મનસ્તાપની તે મનથી જ પ્રસંશા કરતો અને તેને આશ્વાસન પણ આપતો હતો. સરસ્વતી સાધ્વી ઘણીક વખતે વિક્રમને રાજનીતિના વિષયમાં પણ ઝબૂકતી વીજ જેવા તેજસ્વી વિચારો વાતવાતમાં આપી દેતી, વિક્રમ આથી વખતો વખત તેની મુલાકાત લેતો અને અવંતીની મુક્તિની લડતના વ્યૂહોની સામાન્ય ચર્ચા તેની સાથે કરતો.

કાલિકસૂરી સરસ્વતીથી નાખુશ થઈ તેની હઠ જોઈ નિરૂપાય બન્યો હતો. સરસ્વતીએ વરંગુળમાંથી ખસવાની ના પાડી, એટલે સંઘના એક આશ્રમમાં તેની વ્યવસ્થા કરી તે પૃથ્વીપર્યટન માટે નીકળી પડ્યો હતો. સરસ્વતી થોડા જ વખતમાં તેની બુદ્ધિ તથા પ્રજ્ઞા વડે એ આશ્રમની નેત્રી બની ગઈ અને વરંગુળના સ્થાનિક લોકો તેના તરફ માનની નજરે જોવા લાગ્યા. આશ્રમની બીજી સાધ્વીઓ પણ તેની પાસે અધ્યયન કરવા લાગી અને તેને ગુરુવત્ માનવા લાગી.

"અવંતી મુક્ત થશે અને વિક્રમને માથે રાજમુગટ ધારણ

થશે એટલે હું ધર્મકાર્ય સારૂં પૃથ્વીપર્યટણે નીકળી પડીશ." સાધ્વીએ વાતચીત દરમ્યાન સુનંદાને સમજ પાડી.

"તમને અવંતી માટે આટલી લાગણી ક્યાંથી? તમે તો બંગ દેશનાં વતની હતાં ને?" સુનંદાએ સાધ્વીને વધુ સ્પષ્ટ થવા દેવા ખાતર પૂછ્યું.

"હા હું બંગનારી છું, પણ અવંતીએ મને વર્ષો સુધી પોષી છે. તેને મારે જ પાપે રીબાતી મૂકી હું ભાઈ સાથે ધર્માચાર માટે ગઈ હોત તો પણ સફળ ન થાત, અવંતીની રાંક પ્રજાની ચીસો અને નિઃસાસા રાત દિવસ મારી પૂંઠે ભમ્યા કરત, તે સ્થિતિમાં હું ધર્માચરણ શું કરત? વ્રત શું કરત? મારા હૃદયમાં અવંતીના પ્રજાપીડનના દુઃખનો કાંટો ખટકતો રાખીને હું કાંઈ જ ન કરી શકું. એ કાંટો કાઢીને ફગાવી દઈશ અને પછી હું મારે માર્ગે પડીશ. પછી આખી પૃથ્વી મારો દેશ થશે–પણ હાલતો મારી આંખ, પ્રાણ, મન બધું અવંતીની મુક્તિને ઝંખે છે." સાધ્વીએ લાગણીથી તરબોળ થયેલી વાણી વહેતી મૂકી દીધી, સુનંદા તેના પ્રવાહમાં પ્રશ્ન કરવાનું વિસરીને તણાવા લાગી. સાધ્વીને તે મનથી જ પ્રસંશી રહી.

વિક્રમ સુનંદા તથા સરસ્વતીની દૃઢ મૈત્રી જોઈ આનંદ પામ્યો. સુનંદાને એ ઘડી વિસામાનું સ્થાન મળી ગયું એ એને ગમ્યું. પણ હવે સુનંદાને અરબસ્તાન મોકલવાની યોજના કેવી રીતે ઘડવી તે વિચાર તેને માળાના મેર જેવો થઈ પડચો. વિક્રમે ગુપ્તચરો દ્વારા એ કાર્ય સાધવા એક યોજના ઘડી પણ તેનો તે અમલ કરે તે પહેલાં ચષ્ટણે આપેલા સમાચારથી વિક્રમ ચોંકી ઊઠચો.

## [૩૨] વજ્રપાત

સુનંદા તથા સરસ્વતી અવંતીની મુક્તિના પ્રશ્નોની ચર્ચા કરવામાં રાત દિવસ થાકતાં જ નહિ. સુનંદાને સાલતો પતિવિરહ પણ અવંતીની ચર્ચામાં પાતળો પડી ગયો. આંસુના મૂર્તિમાન સમુદ્ર જેવી સાધ્વી સરસ્વતીની આત્મકથાની સમીપમાં સુનંદાને પોતાનું દુઃખ તુચ્છ લાગ્યું, તેના મનમાં પણ દેશાભિમાનની ઉચ્ચ ભાવના પ્રગટી, પડેલા દેશ માટે દરેકે કંઈક ને કંઈક કરવું જ જોઈએ એમ તેના મનમાં ઉગી નીકળ્યું. એ વિચારનું બીજ નાંખનાર અને બીજને ઉછેરનાર સરસ્વતી હતી. સુનંદારૂપી યોગ્ય ક્ષેત્રમાં એ રોપ ઉછરતાં શાની વાર લાગે ? પતિ સાથે મળીને અવંતીના ઉદ્ધાર માટે કંઈક કરવા તે મનમાં જ મનોરથ ઘડી રહી, પણ તેના તે મનોરથ મનમાં જ રહી ગયા. મનની સૃષ્ટિ કોઈ પણ બાધા વિના બધી જ વાર સંપૂર્ણ સાકારરૂપ ધરી શકતી હોય તો પછી વિશ્વમાં

દુઃખ રહે જ નહિ. જ્ઞાનીઓ દુઃખને અજ્ઞાનનું કારણ ગણે છે અને આવા મનોરથો—કામનાઓ, ચેષ્ટાઓને જ તેઓ અજ્ઞાન કહે છે. વ્યહવારૂં જગતને જ્ઞાનીઓની આ ફીલસૂફી ખરેખર ભારે પડી જાય તેવી નથી ?

વિક્રમને ચમકાવનારા જે સમાચાર ચષ્ટણે આપ્યા તે સુનંદા માટે કારમા વજ્રપાત જેવા હતા, સુનંદા જેવું કોમળ પુષ્પ એ સમાચારનો વજ્રપાત શી રીતે સહી શકશે, તે ખ્યાલે વિક્રમ પણ સચિંત બની ગયો. ચષ્ટણ અવંતી ગયો હતો, ત્યાં એણે ગુપ્ત વેશે સુનંદાના પતિનો શિરચ્છેદ થતો નજરે નિહાળ્યો હતો. તપાસ કરતાં ચષ્ટણને માહિતી મળી હતી કે, સુનંદાના અપહરણના વજ્રાઘાતથી તેના વૃદ્ધ પિતા મૃત્યુ પામ્યા હતા, તે પછી સુનંદાનો પતિ ગમે તે ભોગે સુનંદાને છોડાવવાનો નિશ્ચય કરી અવંતી તરફ આવતો હતો... અવંતીમાં પેસતાં જ એ ધનિક વણિક પકડાયો અને ધન લૂંટાઈ ગયું.

ચૂસી ખાધેલા ગોટલાને ફેંકી દે તેમ ધન લૂંટીને સુનંદાના વૈશ્ય પતિને શકોએ જતો કર્યો, પણ તેને આ દાઝયા પર ડામ જેવું લાગ્યું. અવંતીમાં વાત ઉડી હતી કે સુનંદાને શક રાજા શર્વિલનો પુત્ર મખ્વ ગુપ્ત રીતે ઉપાડી લાવ્યો હતો. અવંતીની ધર્મશાળામાં દૂધ વેચતી ગંગલી ઘાંચણે તેને આ વાત કરી અને તેનું ઉર બળીને ખાક થઈ જવા લાગ્યું. રાજા ન્યાય આપશે એ આશાએ વણિકે રાજાને પોતાની થયેલી લૂંટ તથા પોતાની પત્ની સુનંદાના અપહરણની ફરિયાદ જાહેર કરી. રાજસભાના પ્રમુખે "સુનંદા" નું નામ સાંભળી મો બગાડયું. સુનંદાએ શકોને કેટલા પાયમાલ કર્યા હતા એ આ પ્રમુખ જાણતા હતા. વળી રાજકુમાર વિરૂદ્ધ આવી ફરિયાદ લાવનારની ધૃષ્ટતા પણ તેમને ઉગતીજ ડામવા જેવી લાગી. પૂર્વના શક રાજાઓના નિકંદનનું મૂળ કારણ બનેલી સુનંદાના પતિ પર સુનંદાનું વૈર લેવા આ ન્યાયાધીશ તત્પર બન્યા. સુનંદા વિરૂદ્ધ તોહમતનામું ઘડી કાઢી,

તે તહોમતની શિક્ષા દાખલ તેના પતિનો શિરચ્છેદ કરવા ઠરાવ્યું. પ્રજામાં આથી શક રાજાની સત્તાનો જબરો ફરપ પડશે, એવી ખોટી માન્યતા આ ન્યાયાધીશ અને બીજા શકો સેવતા હતા.

શિરચ્છેદ વખતે, સુનંદા જીવતી હોય તો તેની પાછળ ઝૂરતાં મરણ પામેલા તેના પિતાની તથા સુનંદાની શોધમાંજ થતા પોતાના મૃત્યુની બીના સુનંદાને જાહેર કરવા સુનંદાના પતિએ લોકોને પ્રાર્થના કરી. નગરના ચોકમાં ભર વસ્તીમાં આ નિર્દોષ વણિકનો શિરચ્છેદ જોવા ગણ્યા ગાંઠ્યા માણસોજ હાજર હતા. તેમાંનો એક ચષ્ટણ પણ હતો. તેણે આવતાંની સાથે જ આ સમાચાર વિક્રમને આપ્યા. સુનંદાને સુખરૂપ તેના પતિ પાસે પહોંચેલી જોવા ઇચ્છતા વિક્રમને આ સમાચારથી ઘણું દુઃખ થયું.

આ મર્મભેદક સમાચાર સાંભળતાંજ સુનંદા ઉપર જાણે કડાકો કરતું આસ્માન તૂટી પડયું. એના હૈયામાંથી રુદનની કરુણ નદી જોસથી ફુટી નીકળી અને તેણે બીજાઓને પણ દ્રવતા કરી મૂક્યા. સાન ભાન ભૂલી ગયેલી સુનંદાને એ દિવસ તો સાધ્વી સરસ્વતીએ પોતાના પાસે રાખી અને અનેક બાહ્ય ઉપચારો તથા પ્રેમોપચારો કર્યા ત્યારે તે જરા સાનમાં આવી. માતૃવત પ્રેમ ઢોળતી સરસ્વતીની ગોદમાં પડીને સુનંદાએ આંસુની નદી વહેતી મૂકી. સરસ્વતીનાં આંસુનો સંગમ પણ તેમાં ઘણીવાર થતો અને બંને વ્હેણ એકત્ર થઈને દુઃખનું ઝરણુ જાણે ઘેરૂં થતું હોય એમ જોનારને લાગતું.

પતિ વિનાના જીવનને વ્યર્થ માની પતિ પાછળ પ્રાણ ત્યાગ કરવા ઉત્સુક બનેલી સુનંદાને સાધ્વી સરસ્વતીએ મહાપ્રયાસે રોકી લીધી. પતિ અને પિતા વગરની પૃથ્વીમાં સુનંદાને જીવવા જેવું તો કંઈજ ન હતું, છતાં માતૃવત સ્નેહ રાખતી સરસ્વતીને ખોળે મૃતવત્ પડી રહેવું સુનંદાને બહુ આકરું ન લાગ્યું. તેનું કારણ સરસ્વતીનો અનહદ પ્રેમ અને

સુનંદા પ્રત્યેનો ઊંડો સમભાવ એ જ હતું, ઊંડે ઊંડે માનવીમાં રહેલી જિજિવિષા પણ કામ કરતી હોય તો ના નહિ. તેમ ન હોત તો સરસ્વતીનું કાર્ય કદાચ હતું તેથી વધુ કપરું બની જાત એમ લાગે છે.

હવે સાધ્વી જેવી બનેલી સુનંદા ઘણું ખરૂં સરસ્વતીના આશ્રમમાં જ રહેવા લાગી. પોતાના નિવાસે તે વચ્ચે વચ્ચે કોઈકિવાર જતી પણ તેને ત્યાં ચેન જ પડતું નહિ. વિક્રમે પણ તેમાં વાંધો લીધો નહિ. તે વખતો વખત સરસ્વતીના આશ્રમમાં આવી બંનેને આશ્વાસન આપી જતો અને ખબર પણ કાઢી જતો હતો. સુનંદા મ્લાન મુખે એક બે વાકયોમાં જ વિક્રમ સાથેની વાતચિત પતાવી દેતી. હવે તેને જગતની કોઇ વાતોમાં રસ રહ્યો ન હતો, માત્ર સરસ્વતી બોલતી ત્યારે તે સાંભળતી અને મિત વાકયોમાં જવાબ આપતી.

"સુનંદા, તું મહારાજ વિક્રમ સાથે બરોબર વાત કરતી નથી તે ઠીક નહિ." એક દિવસે સરસ્વતીએ ઠપકો આપ્યો.

"કેમ ?" સુનંદા તેના ઊદાસ મુખને વધુ ઊદાસ બનાવતાં પૂછવા લાગી.

"તારા પર એમણે કેટલો ઉપકાર કર્યો છે તે ભૂલી જ ગઈ ? તું તે માણુસ છે કે કોણુ છે ?"

"હું માણુસ હતી ત્યારે હતી, હવે માણુસની જડ પ્રતિમા માત્ર છું, એવી સ્થિતિમાં મારે જીવવું ન હતું, છતાં તમે મને જીવાડી "

"જો પાછી મને ગળે પડી!" મ્લાન હાસ્ય કરી સરસ્વતીએ સુનંદા તરફ જોયું, પણ તે હાસ્યની છાયા સુનંદાના ચહેરા પર ન પડી.

"હાલ તો ગળે જ પડી છું, દેશમાં જવાનો માર્ગ નથી, પરલોકમાં જવાનું પણ ન બન્યું એટલે શું કરું ?" સુનંદાનો સ્વર નીચો પડ્યો.

"જો પાછી માઠું લગાડે છે ! તું તો મારી નાની બહેન છે, તને હું એવું કહું ખરી ?" સરસ્વતી નરમ બની બોલી.

"મૂઈ હું અભાગણી !" કહી સુનંદા રડી પડી અને તેને ખોળામાં ઢાળી સરસ્વતી મૂગી મૂગી પંપાળી રહી. સરસ્વતી સુનંદાની આ જંજાળમાં પડીને પોતાનું દુઃખ તો વિસરી જ ગઈ હતી. સુનંદા માટેની તેની ચિંતાએ તેના દુઃખને બાળી નાંખ્યું હતું.

" બહેન હવે રો ના." સરસ્વતી બોલી અને તેની આંખમાંથી બળી જતા દુઃખના અર્ક જેવાં બે આંસુ પડ્યાં.

## [ ૩૩ ] નિપુણિકાની વહારે

વિક્રમે હવે પોતાનું લક્ષ્ય નિપુણિકાનું હરણ કરનારને પકડવાના કામમાં પરોવ્યું. એ કામ વેતાળનું હોય તો વિક્રમ વેતાળ સામે લડવા તો તૈયાર જ હતો. વેતાળ ન હોય ને ભૂત હોય, રાક્ષસ હોય, ગંધર્વ હોય કે દેવ હોય તો પણ તેની સાથે લડવા પણ તે સાહસપ્રિય રાજકુમાર તૈયાર હતો, ગમે તે ભોગે નિપુણિકાને બચાવવી એમ તેનો નિશ્ચય હતો.

ધીમે ધીમે નિપુણિકાએ જણાવેલી પૂર્ણિમા નજીક આવી રહી હતી, એ પૂર્ણિમાએ પોતાનાં બુદ્ધિ તથા બળની પરીક્ષા થવાની છે, એમ વિક્રમને લાગ્યું. વિક્રમે નિપુણિકાના અપહર્તાની યોજના વિષે કલ્પના કરવા માંડી. તેના વ્યૂહને કેવી રીતે પકડવો અને પોતાની તૈયારી તેની જાણમાં ન આવે તેવી ગોઠવણ શી રીતે કરવી તેના વિચારોમાં વિક્રમ મશગૂલ બન્યો હતો. તેના ફળદ્રુપ ભેજાને અનેક

યુક્તિઓ અને તર્ક સૂઝે તેમ હતું, તેણે નિપુણિકાનો નિવાસ ફરી નજર તળે કાઢ્યો અને પોતાની યોજના નક્કી કરી લીધી.

મહારાજા અરિષ્ટકર્ણે નગરશેઠના ઘર ઉપર મૂકેલો ચોકી પહેરો વિક્રમે પૂર્ણિમા આવતા પહેલાં ઉઠાવરાવી લેવડાવ્યો. શેઠ આથી ડરી ગયા, પણ વિક્રમે તેમને આશ્વાસન આપી કહ્યું: "તમે ડરશો નહિ. તમારા મકાન ઉપર ચોકી પહેરો તો હું રખાવીશ જ, પણ તે ગુપ્તપણે રહેશે. નિપુણિકાને ઉપાડી જનાર આપણે રાખેલા ચોકીદારોની ગંધ પામી જાય તો પછી તે કોઈ નવો માર્ગ અખત્યાર કરે, માટે તમે નચિંત રહો."

"મને આપનામાં વિશ્વાસ છે, આપ ઠીક લાગે તેમ કરી મારી આબરું, ઈજ્જત અને જિંદગી બચાવો મહારાજ!" શેઠ વિક્રમને પગે પડ્યા.

"તમે હામ હારશો નહિ, ઈશ્વર પ્રતાપે મારો પુરુષાર્થ નકામો નહિ જાય. પણ એક વાત તમારે કરવી પડશે. નિપુણિકા મારી પુત્રી છે, તેણે પૂર્ણિમાની રાતે હું રાખુ ત્યાં રહેવું પડશે અને તમારી હવેલીમાં જ્યાં જ્યાં મારા માણસોને જે જે વેશે મૂકુ ત્યાં રહેવા વ્યવસ્થા કરી આપવી પડશે. વળી આ બધી વાત કોઈ જાણે નહિ તેવી સાવધાની પણ રાખવી પડશે."

યુવાન વિક્રમની પ્રજા તરફ પુત્રવત્ જોવાની દૃષ્ટિ પ્રથમથી જાણીતી હતી અને તેની તે દૃષ્ટિની લોકો કદર પણ કરતા હતા. શેઠે નિપુણિકાને વિક્રમની વ્યવસ્થા તળે એક રાત માટે મૂકવામાં જરાય આનાકાની ન કરી. તાપથી બળતો માણસ વડના શિતળ છાંયડાના આશ્રયે જવામાં જેવો ભાવ અનુભવે તેવો ભાવ વિક્રમને તાબે થવામાં નગરશેઠ અનુભવી રહ્યા.

પૂર્ણિમાની મધ્યરાત થવા આવી હતી. ચંદ્ર રજત પ્રકાશે ધરાને નવડાવી રહ્યો હતો, પણ તેના તે કવિત્વભર્યા પ્રકાશસિંચનને જોવા વરંગુળમાં કોઈ જાગતું ન હતું. ધીમો પવન માત્ર ઝાડનાં પર્ણોને હલાવી આછું હાસ્ય કરી રહ્યો હતો. વિક્રમ આ વખતે વરંગુળના નગરશેઠના એક દિવાનખાનામાં શસ્ત્ર સજી બેઠો હતો. નિપુણિકાને તેજ ખંડમાં એક બાજુ પથારીમાં સૂવાડી હતી. બીજી તરફ જ્યાં નિપુણિકા હંમેશ સૂઈ જતી હતી તે દિવાનખાનામાં એક પલંગ ઉપર સ્ત્રીવેશ ધારી એક ચારને વિક્રમે સુવાડી ચાદર ઓઢાડી દીધી હતી. એ દિવાનખાનાની હીલચાલ ઉપર નજર રાખવા એક બીજા ચારને સ્ત્રી વેશે ત્યાં છુપાવી રાખ્યો હતો.

દિવા જેવી રાતે ભરવસ્તીમાં આવી નિપુણિકાનું હરણ કરી જનાર કેટલો સાહસિક હશે તેનો વિક્રમ વિચાર કરી રહ્યો હતો. તેવામાં પેલો નિપુણિકાના ખંડવાળો ચાર આવી વિક્રમના કાનમાં બોલ્યો: " મહારાજ, એક શીંગડાવાળો માણસ ત્યાં આવી દિવાનખાનાના ખૂણામાં સંતાયો છે. "

વિક્રમ સડાક દેતો ઊભો થઈ ગયો, તેણે પેલા ચારને ખૂણામાં સૂતેલી નિપુણિકાને સાચવવા કહ્યું અને પોતે નિપુણિકાના હંમેશના સૂવાના ઓરડામાં દાખલ થયો, પણ ત્યાં કોઈ જણાયું નહિ. વિક્રમે છેવટે બનાવટી નિપુણિકાની ચાદર ખોલી જોયું તો તે નિપુણિકા વેશે સૂતેલો ચાર બેભાન સ્થિતિમાં માલમ પડ્યો. દુસ્મનો હવેલીમાં આવી પહોંચ્યાની તો આ ઉપરથી વિક્રમને ખાત્રી થઈ, પણ તે જાણે અદ્રશ્ય રૂપે ફરતા હોય એવા ભેદી જણાયા વિક્રમ પળવાર વિચારમાં પડી ગયો. તેવામાં બાજુના ખંડમાં ચીસ પડી, અને તે સાંભળતાં જ વિક્રમ અંદર દોડ્યો.

એ ચીસ વિક્રમે તે ખંડની અંદર પથારીમાં સૂતેલી નિપુણિકાને

સાચવવા મૂકેલા સ્ત્રીવેશધારી ચારની હતી. વિક્રમે ત્યાં જતાં જ જોયું કે નિપુણિકા પથારીમાં ન હતી અને સ્ત્રી વેશધારી અનુચર પોતાનો મરડાઈ ગયેલો હાથ દાબતો બેસી રહ્યો હતો. તેણે વિક્રમને જોતાંજ કહ્યું : " મહારાજ ! એ શીંગડાવાળાએ આપણને છેતર્યા, અહીંથી આપને ખસેડ્યા પછી જ તે આવ્યો અને પોતાના એક સાથીની મદદથી નિપુણિકાને ઊઠાવીને આ છાપરેથી તેઓ હાલ જ નાઠા છે. હું સામે થયો પણ પળવારમાં જ મારો જમણો હાથ આમળીને ભાગી નાંખ્યો."

" કયું આ છાપરૂં ? " વિક્રમે ચારને પૂછ્યું અને તે ઝડપથી ઠેકડો મારી પાસેની અગાશીના ચોકમાંથી છાપરા પર ચઢી ગયો. આઘેના એક છાપરા પર બે ઝાંખી છાયાકૃતિઓ ગેબ થઈ જતી વિક્રમે જોઈ.

" અહીંના બધાજ ચારો તથા મહારાજા અરિષ્ટકર્ણના સેનાનીઓ જે રસોડા પાસેની ઓરડીમાં છે તેમને હાલ જ ગોદાવરી દરવાજે લાવો. હું શત્રુની પાછળ જાઉં છું. " વિક્રમે ચારને આજ્ઞા કરી અને જરા પણ ડર્યા વગર તે નિપુણિકાને ઉપાડી જતા ભેદી છાયાપુરુષોની પાછળ છાપરાના માર્ગે દોડ્યો. શીંગડાવાળો પુરુષ વેતાળ હોય તો તો તેને આજે જ પછાડી દેવા સાહસિક વિક્રમ ઉતાવળો બની ગયો.

છાયાપુરુષો ધીમે ધીમે છાપરાં ઓળંગતા ગોદાવરી દરવાજાની દિશા સાંધતા હતા. વિક્રમે તે જોયું અને તે વેગથી પાછળ ધાયો. પણ થોડે આગળ જતાં તે ક્યાં અદ્રશ્ય થઈ ગયા તે વિક્રમને સમજાયું નહિ. છતાં વિક્રમે એક ગલીમાં થઈને દરવાજાની વાટ લીધી. દરવાજા નજીક કે બહાર ગમે ત્યાં એ લોકોનો ભેટો થઈ જવાની વિક્રમને આશા હતી.

દરવાજા પર વિક્રમના તથા મહારાજા અરિષ્ટકર્ણના અનુચરો આવી ગયા હતા. તેમાંના કેટલાકને દરવાજે અને કેટલાકને કોટની રાંગે

ગોઠવી બે ત્રણ અનુચરોને સાથે લેઈ વિક્રમ દરવાજા બહાર નીકળી ગયો. વિક્રમની ધારણા ખરી પડી. દરવાજા બહાર નીકળતાં જ ચાંદનીના પ્રકાશમાં, દરવાજાથી થોડે આઘે કોટ ચઢીને બહાર ઉતરતી પેલી છાયા-કૃતિઓ તેની નજરે પડી. વિક્રમે હાકલ પાડી દોટ મૂકી અને તેની સાથે પેલા અનુચરો પણ દોડ્યા.

"નામરદો ! ઊભા રહો ! આજે હું તમને જીવતા છોડવાનો નથી." વિક્રમે બૂમ મારી, પણ પેલા છાયાપુરુષો મૃતવત્ બનેલી નિપુણિકાને ઉપાડી ગૂપચૂપ દોડવા જ લાગ્યા. વિક્રમ સાથે મુકાબલો કરવાની તેમની ઈચ્છા ન જણાઈ. આથી તો વિક્રમને તથા તેના અનુચરોને વધુ હિંમત આવી અને તેમના પગ જોરમાં દોડવા લાગ્યા. જોતજોતામાં બધા ગોદાવરીના તીર પાસે આવી પહોંચ્યા. વૃક્ષોની ધીચ ઝાડી ન આવી હોત તો થોડીજ વારમાં વિક્રમાદિત્ય પેલા છાયાપુરુષોને પકડી પાડત. પણ ઝાડી આવતાં જ તેઓ તેમાં દાખલ થઇ ગયા. વિક્રમ તથા તેની મંડળી પણ નિર્ભય મને ઝાડીમાં ઘૂસી. પણ થોડે આગળ જતાં જ હાડકાંના ઢગલા આવતા જોઈ અનુચરો ડરવા લાગ્યા. તેમની દોડનો વેગ ઓછો થવા લાગ્યો.

"આ હાડકાંની નિશાની તો વીર વેતાળની જગાની જણાય છે." દોડતા અનુચરોમાંથી એક બોલ્યો.

"હા, એમજ છે, આ છાયાપુરુષ પણ વેતાળ જ હશે. હવે આગળ જવામાં સાર નથી." વેતાળના અમાનુષીપણાથી ડરતા બીજા અનુચરે સંમતિ આપી.

"મહારાજ ! હવે ઊભા રહો !" આગળ દોડતા વિક્રમને એક અનુચરે કહ્યું.

"કેમ ?" શું છે તે જાણવા જરા ધીમા પડી વિક્રમે પૂછ્યું.

"આ હાડકાંના ઢગ જોયા? આતો વેતાળની જગા આવી. હવે આગળ ન જવાય?" એક અનુચરે સમજ પાડી.

"કારણ?" વિક્રમ કટાક્ષમાં બોલ્યો.

"ત્યાં ગયેલો કોઈ પાછો આવતો નથી. વેતાળ કાંઈ માનવી નથી એ તો દેવ છે, એની સામે માનવીથી શેં લડાય?"

"હત્ કાયરો! આ હાડકાંના ઢગ વીંધીને આ જંગલમાં હું તો અનેકવાર ઘૂમ્યો છું."

"પણ મહારાજ! અમારી હિંમત નથી ચાલતી. આપ પણ હવે પાછા વળો."

"કાયરો! તમારે જવું હોય તો જાઓ. હું નિપુણિકાને ઉપાડી જનાર સાક્ષાત્ યમ હશે તો તેને પણ પકડીશ. મારે તમારી જરૂર નથી." વિક્રમ તુચ્છકારની છેલ્લી નજરે બધાને જોઈને ઝાડીમાં હિંમતથી આગળ દોડ્યો.

"મહારાજ! મહારાજ! ખોટું સાહસ કરો છો!" અનુચરોના અવાજો નિર્જન રાત્રીમાં ગાજી ઊઠ્યા. તેની પરવા કર્યા વગર વનરાજીને છુંદતો મસ્ત માતંગરાજ દોડે તેમ વિક્રમ આગળ દોડ્યો.

## [ ૩૪ ] પૂર્ણિમાની રાતે

માનવીના અંતરના ભાવોને ઉછાળે ચઢાવે તેવી પૂર્ણિમાની રાત ગોદાવરી તીરે રજત–રસ પ્રસારી રહી હતી. પવન સાથે ગેલ કરતાં વૃક્ષો જાણે એ જ્યોત્સ્નામયી રાત્રીના કેફથી મત્ત બન્યાં હોય તેમ ડોલી રહ્યાં હતાં. સરસ્વતીનાં આશ્રમવાસી જનો ભર નિદ્રામાં પડ્યાં હતાં પણ સાધ્વી સરસ્વતીની આંખમાં ઊંઘ ન હતી. એ બિચારીની ઊંઘ વર્ષોથી ઉડી ગઈ હતી, તેમાંય આજની જ્યોત્સ્નામયી રાત્રી તેના ઉરની વેદનાના બંધોને તોડી વેદનાનો સાગર છલકાવી રહી હતી. ગત જીવનનાં દુઃખદ સ્મરણો આજે જાણે પુનર્જીવન પામી આંખ સામે તરવરી રહ્યાં. આશ્રમના ચોગાનમાં આમતેમ આંટા મારતી સરસ્વતીને જાણે મૂંઝવણ થવા લાગી. હૃદય અને મનની તંગ ગુણા ઉપર ચઢીને કલ્પનાનાં અનેકાનેક તીર ઊડવા લાગ્યાં અને તે પોતાની જાતને જ વીંધી રહ્યાં.

મનસ્તાપે બળતી સરસ્વતી આશ્રમની બહાર નીકળી. પોતાના સંક્ષુબ્ધ મનને બહારની ખુલ્લી હવામાં જરા શાંતિ મળશે એવી તેની ગણત્રી હતી. પણ બહારની જ્યોત્સ્નાની અફાટ માદકતા ઉલટી તેના મનને વધુ સંતપ્ત બનાવી રહી. સરસ્વતી પૂર્વ જીવનમાં બંગદેશના ક્ષત્રિય જાગીરદારની કન્યકા હતી; તેણે બચપણમાં નિશાનબાજી તથા ઘોડેસ્વારીની તાલિમ પણ લીધી હતી. તેનું હૃદય પથ્થર જેવું કઠોર હતું, પરંતુ સંસારચક્રના ઝપાટાએ એ કઠોરતાને વિદારી દીધી હતી અને જીવનના નવા પલટાઓએ સરસ્વતીને સાધ્વી બનાવી દીધી હતી.

છેલ્લા કેટલાક વર્ષોથી—વરંગુળમાં વસ્યા પછી-સરસ્વતી સાધ્વી રૂપમાં પણ પૂનઃ ક્ષત્રિય કન્યાના ગુણો દર્શાવી રહી હતી. વિક્રમ સાથેની તેની વાતચીતમાં પ્રગટ થતી રાજકારણની ચર્ચા તથા ચાપલ્યનાં બીજ આ કન્યકાકાળે જ તેના ઉરમાં વવાયાં હતાં, પોતાના એ પુર્વ જીવનનો વિચાર કરતી કરતી સાધ્વી જંગલમાં, આશ્રમથી ઘણે આઘે નીકળી ગઈ. વિચારોની ગતિમાં ધ્યાન પરોવી રહેલી સરસ્વતી પગની ગતિની માનસિક નોંધ રાખી શકી નહિ. રાતની વખતે જંગલમાં એકલા ભ્રમણ કરવામાં રહેલો ભય પણ તેને અત્યારે ડરાવી ન શક્યો. જંગલમાંના હિંસક રાનીપ્રાણીઓની ચીસો પણ તેના વિચારવિવશ મગજમાં પ્રવેશ પામી શકી નહિ.

"સરસ્વતી! તેં સાધ્વી થઈને તો લોકોને માથે આફત આણી દીધી." સરસ્વતીનો અંતરાત્મા જાણે બોલી ઊઠતો.

"મેં આફત આણી? મારા રૂપની પાછળ નરાધમો ગાંડા બને ને તેમને પાપે આફત આવે તેમાં મારે શું?" મન જવાબ આપતું.

"પણ તું અહિંસાને વરેલી સાધ્વી પાપીને પણ 'પાપી' કહી શકે અને તેના નાશમાં આનંદ માણી શકે એ શોભાસ્પદ છે?

અવંતીને આફતમાંથી બચાવવા તેં તારી જાતને હોમી દીધી હોત તો ?" આત્મા બોલી ઊઠ્યો.

"મને અવંતી કરતાં મારા શીલની વધુ કિંમત હતી, એટલે મેં મારા કિંમતી શીલના લૂંટનારને તેના પાપે પાયમાલ થતો જોવામાં પાપ ન માન્યું."

"અને હવે અવંતીની નારીનાં શીલ આજે રોજ–બ–રોજ લૂંટાવા માંડ્યાં છે તે તારા નિમિત્તે જ નહિ કે? તેં કાલિકસૂરીને અવંતી ઉજ્જડ કરતાં રોક્યો કેમ નાહ? કાલિકસૂરીનું વૈર પ્રગટ હતું, જ્યારે તારું વૈર અપ્રગટ હતું, એટલો જ તેમાં ફરક હતો."

"હું હવે અવંતીની સેવાનો જ ભેખ લઈ બેઠી છું. મારી ભૂલનું એ રીતે પ્રાયશ્ચિત કરી છૂટીશ."

"પણ એમાં અવંતી ઉપર કંઈ તારો ઉપકાર નથી થઈ જવાનો. અહિંસાવાદીનું એ તો કર્તવ્યજ છે." આત્માએ ટાણો માર્યો.

મનનું સ્વાભિમાન ઘવાયું, પણ તે ચૂપ રહ્યું. આત્માની દોરવણી પ્રમાણે વર્તવા તેણે કબુલ્યું હતું એટલે નિરર્થક વાદ કરવામાં સાર ન જોયો. વિચારોના તુમુલ તોફાનમાં ભર જંગલમાં ઘસડાઈ આવેલી સરસ્વતી ઝાડોથી ઘેરાયેલા એક મેદાનમાં વચ્ચોવચ્ચ પડેલી શીલા પર બેસી ગઈ.

"હે પ્રભુ ! મારા દાઝેલા દીલને શાંત કર. અવંતીને જલદી આફત મુક્ત કર." કરુણ સ્વરે આકાશ તરફ જોઈ સરસ્વતી બોલી ઊઠી.

ધીમે ધીમે તેના મનમાં શાંતિ પ્રસરવા લાગી, બહારના ઠંડા પવનની લહરી જાણે તેના અંતરને પણ ઠારી રહી. પોતાના પાપે ઘેરાયેલી અવંતી જાણે રાહુથા ઘેરાયેલો ચંદ્ર ધીમે ધીમે છૂટકારો મેળવે, તેમ શકોના હાથથી છૂટી રહી હોય એવું જાગૃતસ્વપ્ન સરસ્વતી

જોવા લાગી. જેમ જેમ અવંતીરૂપી ચંદ્ર શકોના ગ્રહણમાંથી મુક્ત થવા લાગ્યો તેમ તેમ જાણે સરસ્વતીના શીરની કલંકકાલિમા ધોવાવા લાગી. પરચક્રથી મુક્ત બનેલી ઉજ્જૈની જાણે પ્રફુલ્લ બની છે. સરસ્વતી અને કાલિકસૂરીની કલંકકથા જાણે હવે અવંતીમાં વિસ્મૃતિનો વિષય બની ગઈ છે. બસ, હવે પોતાનું કાર્ય સંપૂર્ણ થઈ ગયું હોય એમ સરસ્વતીને સંતોષ થયો.

અવંતી છોડી સાચી ભેખધારિણી બનવા તે તત્પર બની. કલ્પનાના ઘેનમાં જ તે પથ્થર પરથી ઊભી થઈ. ઊભા થતાં જ તેના પગ આગળથી કંઈક જાનવર ઝડપથી દોડી ગયું અને તેની કલ્પના-સૃષ્ટિ પણ તેની સાથે દોડી ગઈ. સરસ્વતી નિસ્તબ્ધ રાત્રીમાં પોતે એકલી જંગલમાં આવી હતી, એ ભાન પામી. તેણે માથે આવેલા ચંદ્ર તરફ નજર કરી અને ધીમે ધીમે આશ્રમ તરફ ડગલાં ભરવા માંડયાં.

હૃદયમંથનની શાંતિ થતાં સરસ્વતીનું મન આજુબાજુની સ્થૂળ સૃષ્ટિમાં પરોવાયું. તમરાં, કંસારી અને શિયાળના અવાજો હવે તેને જંગલની ભયાનકતા દર્શાવી રહ્યા. તેણે પગલાં દ્રુત વેગે ઉપાડવા માંડયાં. પણ આ શું? પાસેની ઝાડીમાં ભારે ધમાચકડી મચી રહી હોય તેમ લાગ્યું. સરસ્વતી સ્તબ્ધ બની ઊભી રહી.

મસ્ત માતંગરાજો કિંવા રાની પાડાઓ ઉન્મત્ત બની જંગલનાં ઝાડપાન ભાંગતા ખૂંદતા હોય તેવા કડાકા અને ભારે પદાઘાતના અવાજો આવી રહ્યા હતા. રાની પશુઓ વખતે યુદ્ધે ચઢયાં હશે એમ માની સરસ્વતી જરા ડરી. પણ તેવામાં જ કોઈ માનવીનો પડકાર તેના કાન સાથે અથડાયો. તેને ખાત્રી થઈ કે આ ધિંગાણું માનવી માનવી વચ્ચે જ ચાલી રહ્યું છે. ભયને તિલાંજલિ આપી ક્ષત્રિય

કન્યાને છાજતી વીરતાથી નિઃશસ્ત્ર સરસ્વતીએ ધમસાણની દિશામાં જવા માંડયું.

ઝાડીમાં આઘે જતાં તેણે બે પ્રચંડ પુરુષોને બથ્થંબથ્થા લડતાં જોયા. જરા પાસે જતાં ચંદ્રના પ્રકાશમાં તેમાંનો એક વિક્રમ હોવાની સરસ્વતીને ખાત્રી થઈ. સરસ્વતી આ જોઈ આભી બની ગઈ. ભયથી ચીસ પાડવા જતી જીભને તેણે મહાપ્રયાસે કાબુમાં રાખી. શું કરવું તેની કંઈ સમજ ન પડવાથી તે ચિત્રવત બની જોઈ રહી.

વિક્રમની સાથે લઢનાર માણસ વિક્રમથી વધુ પ્રચંડ દેખાતો હતો. તેનો વેશ ભયંકર હતો અને તેણે માથે એક શીંગડું ખોસેલું જણાતું હતું. ઝપાઝપીમાં વિક્રમના પ્રહારથી શીંગડાવાળા માણસનો બનાવટી શિરટોપ છૂટો થઈને દૂર જઈ પડયો તથા તેના લાંબા છૂટા વાળ ખૂલ્લા થઈ ગયા.

ઘડીમાં વિક્રમ ઉપર આવે તો ઘડીકમાં પેલો શૃંગધારી ઉપર આવે એમ તુમુલ દ્વન્દ્વ યુદ્ધ બંને વચ્ચે ચાલતું હતું. વિક્રમના જીવને માટે અતિ ચિંતાતુર બનેલી સરસ્વતી ધડકતી છાતીને દાબી રાખી, ઉંચા શ્વાસે આ યુદ્ધના પલટા નીહાળી રહી હતી. લડવામાં મશગુલ વિક્રમ કે તેનો પ્રતિદ્વન્દ્વી તેના તરફ જોવા જેવી સ્થિતિમાં ન હતા. પણ તેવામાં યુદ્ધે એકાએક પલટો લીધો.

## [ ૩૫ ] સરસ્વતીએ જોયેલું દ્વન્દ્વ યુદ્ધ

આ પલટો વિક્રમના લાભમાં જણાયો. પેલો રાક્ષસી પ્રચંડ માનવી હાંફી જવા લાગ્યો. તેણે અનેકાનેક દાવપેચ અજમાવી જોયા, પણ તે બધા વિક્રમને પરાસ્ત કરવામાં નિષ્ફળ ગયા. તેણે હાથથી વિક્રમના ખભે ચૂડ ભરાવી પણ તેનો દાવ પામી જઈ વિક્રમે એવી તો સબળ મરોડ આપી કે પેલા રાક્ષસી માણસનો મજબૂત હાથ તૂટી ગયો.

જોત જોતામાં થાકેલો પ્રતિદ્વન્દ્વી શ્રમિત બની ઢળી પડયો અને તેની છાતી પર ઘૂંટણ તથા ગળા પર પંજો દાબતો વિક્રમ ત્રાડ પાડી બોલ્યો : " નરાધમ ! હવે તારા પાપોનું પ્રાયશ્ચિત ભોગવવા તૈયાર થા. પણ તે પહેલાં નિપુણિકાને કયાં સંતાડી છે તે કહી દે. "

પેલો નરરાક્ષસ હાંફતો હાંફતો ચૂપ જ રહ્યો. તેને પાંસળીમાં ઠોંસો મારતાં વિક્રમે પૂછ્યું : " બોલ, નિપુણિકાને કયાં રાખી છે ? "

"તું તારી મેળે શોધી લેજે. પણ તે પહેલાં વેતાળના હાથનો કોળિયો ન થઈ જાય તે જોજે." પેલાએ શાંતિથી દમદાટી આપી.

"મારી ચિંતા ન કરીશ. તને જીવ વહાલો હોય તો નિપુણિકાનો પત્તો બતાવ. નહિ તો તને હમણાં જ વેતાળના પતિ મહાદેવ પાસે મોકલી દઉં છું." વિક્રમે સગર્વ ધમકી આપી.

"છોકરા ! તારી એ ધાક ધમકી અમ જેવા દેવતાઈઓ માટે નકામી છે. તારી યૌવનાવસ્થા જોઈ મને દયા આવે છે. તું જીવ સમાલી જતો રહે."

"તારી અવસ્થાની મને દયા ન આવતી હોત તો મેં ક્યારનુંયે તારું ગળું દાબી તને દેવતા ભેગો બળવાયોગ્ય બનાવી દીધો હોત." વિક્રમ મૂછમાં હસ્યો. આ નરાધમ નિપુણિકાને પાછી સોંપવાનું કબુલે એ આશાએ વિક્રમ તેને સમજાવી રહ્યો હતો.

"નિપુણિકા દેવતાઓ માટે સર્જાઈ છે. તે હવે પાછી નહિ આવે." જાણે કાંઈ જ ડર ન હોય તેમ વિક્રમની નીચે પીલાતા માણસે શાંતિથી કહ્યું.

વિક્રમને આથી રોષ ચઢ્યો. "તારી ઢોંગી હઠ તું નહિ જ છોડે એમ ?" તેણે રોષથી પ્રશ્ન કર્યો. પેલો પુરુષ અવજ્ઞાભર્યું સ્મિત કરી રહ્યો. એ સ્મિતથી અપમાનિત બનેલો વિક્રમ છંછેડાઈ ઊઠ્યો. તેણે અમાનુષી જોરથી પેલાનું ગળું દબાવ્યું. નીચે પડેલા નર રાક્ષસના મોંમાંથી ફીણના ફીસોટા નીકળવા માંડયા. તેણે ઝીણી વેદના-ભરી ચીસ પાડી.

"ઓહો ! દેવતાઓને પણ વેદના તો થાય છે." વિક્રમ તે ચીસ સાંભળી હસ્યો.

દૂર ઉભેલી સરસ્વતીને લાગ્યું કે, હવે પળવારમાં જ વિક્રમના હાથે પેલાનો પ્રાણ નીકળી જશે. તેને પેલાની વતી વિક્રમ પાસે દયા માગવા મન થયું. પણ વિક્રમે કેટલા જીવ સટોસટના પ્રયાસે આ વિજય મેળવ્યો હતો તેનો ખ્યાલ આવતાં તે ચૂપ જ ઊભી રહી. નિપુણિકાને ઉપાડી જનાર આ જ નરરાક્ષસ હતો એમ વિક્રમના બોલવા પરથી સરસ્વતી સમજી હતી. એટલે તેવા નરાધમને દંડ દેતા વિક્રમના કામની વચ્ચે આવવું તેને અનુચિત લાગ્યું.

પણ તે જ વખતે સામેની ઝાડીમાંથી નરકંકાલની માળા પહેરેલો એક અર્ધ નગ્ન પુરુષ દોડી આવ્યો. તેના હાથમાં પરશુ હતી તે સાથે તે વિક્રમ પર ધસી ગયો. આંખના પલકારા જેટલી અલ્પાલ્પ ક્ષણોમાં સરસ્વતી ચોંકી ગઈ અને તેના પગમાં ઓચિંતો વેગ આવી ગયો. પેલો કંકાલધારી માણસ પરશુ વડે વિક્રમ ઉપર ઘા કરે તે પહેલાં જ સાધ્વી બૂમ પાડી વચ્ચે ધસી આવી અને તેણે ઓચિંતો પરશુધારી પુરુષનો હાથ પકડી લીધો.

આવનાર વ્યક્તિ આ ઓચિંતી વચ્ચે આવી પડેલી નારીને જોઈને ચમકી ઊઠી. પણ તરત જ તેણે સાવધ બની સરસ્વતીની પકડ છોડાવી દીધી અને પરશુ તેના તરફ ઉગામી.

"હટી જા તું. નહિ તો તને વાઢી નાખુ છું." પરશુવાળાએ ડારો દીધો. પણ તેથી જાણે સરસ્વતીનું રુવાડુંયે ફરકતું હોય તેમ ન લાગ્યું. વિક્રમનો જીવ બચાવવાની ખાતર પોતાને મરવાની આવી તક મળી આવવાથી તે મનમાં આનંદ પામી હતી. જરાયે ભય પામ્યા વગર કે ડગલુંયે પાછળ હઠ્યા વગર વીરાંગનાની પેઠે સરસ્વતી અડગ ઊભી રહી. તેના નેત્રોમાં તરવરી રહેલું નિશ્ચય–બળ જોઈ પેલો પરશુધારી પણ પળવાર જડ બની ગયો.

વિક્રમે આ જોયું. સરસ્વતીને તેણે ઓળખી લીધી. પણ નીચેના નરરાક્ષસને છોડવો કે સરસ્વતીને મરવા દેવી, એમાંથી શું કરવું તે તેને ઝટ ન સૂઝયું. નર રાક્ષસ એટલો બધો બળવાન હતો કે તેનું ગળું દાબ્યાથી પણ તે ઝટ મરે તેવો પોચો ન હતો. તેને અધવચ છોડવો એ પણ ઠીક ન હતું. આથી વિક્રમ મૂંઝાયો.

"ખસ રે મરતાની!" પેલા પરશુધારીએ સરસ્વતીને ધક્કો લગાવી ફરશુ ઉગામી. પણ સરસ્વતી ખડકની પેઠે અડગ ઊભી જ રહી.

"લે ત્યારે તું જ પહેલો સ્વાદ ચાખી લે!" કહી પેલો પરશુધારી પુરુષ સરસ્વતી પર કુદ્યો. વિક્રમ આ જોઈ અસ્થિર બની સરસ્વતીની મદદ માટે ઊભો થવા જતો હતો તેવામાં જ મેઘગર્જના જેવી ધીર ગંભીર વાણી સંભળાઈ: "સબૂર કાપાલિક!" પરશુધારી કાપાલિક ઘા કરતો અટક્યો અને અવાજની દિશામાં મંત્રમુગ્ધની જેમ જોવા લાગ્યો.

## [૩૬] વેતાળનો નિવાસ

**અવાજની** દિશામાંથી એક પ્રચંડ દેહધારી બિહામણો સાધુ ધીમે ડગલે તે તરફ આવી રહ્યો હતો. વિક્રમ તથા સરસ્વતીએ તેને જોયો અને આવો પ્રચંડ માનવી દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે, એ જાણે પહેલી જ વાર જાણ્યું. ચમકતી ચાંદનીમાં સાધુનું મુખ ચમકી રહ્યું હતું. નજીક આવતાં જ તેના નિર્વિકારી મુખ ઉપર આછું હાસ્ય છવાઈ રહ્યું અને તે વિક્રમ પાસે આવી બોલ્યોઃ "વીરપુરુષ! તેં આ વેતાળને સ્વપરાક્રમ વડે જીત્યો છે. હવે એને છોડી દે! તારા જેવો વીર વિક્રમાદિત્ય પાકવાની હું વર્ષોથી રાહ જોતો હતો."

વેતાળ આ સાધુ પુરુષને જોતાં જ શાંત બની ગયો હતો. પેલો નરકંકાલની માળાવાળો માણસ પરશુ ભોંય પટકી સાધુને દંડવત પ્રણામ કરી રહ્યો હતો. આ પ્રતાપી સાધુનાં વચનોની વિક્રમને પણ અસર થઈ અને તે પોતાની નીચે દબાવેલા વેતાળને છોડીને

ઊભો થયો અને તેણે સાધુને પ્રણામ કરતાં કહ્યું: "મહાત્મા પુરુષ! આવા વેતાળોને વિક્રમ જીવતા રાખવા નથી ઈચ્છતો. પણ આપની આજ્ઞા અવગણવી યોગ્ય નથી લાગતી."

"વિક્રમ! વિક્રમશીલ પુરુષો જ વેતાળના જેવો બળનો પરચો બતાવી શકે છે. તેમનું તે બળ સવળે માર્ગે વળે તો તેઓ જ વિક્રમની યશ કલગીનાં મહામોલાં રત્નો બને." મહાત્માએ સસ્મિત કહ્યું.

"કેમ વેતાળ ભટ્ટ!" સાધુએ નીચું જોઈ જમીન ઉપર બેઠેલા વેતાળને પૂછ્યું: "તારો ગર્વ હવે તો ઉતરી ગયોને?"

"હા, ગુરુદેવ! જગતમાં શેરને માથે સવાશેર હોય છે જ, તેની મને ખાત્રી થઈ." હાથ જોડી વેતાળ બોલ્યો.

"તો હવે બધાં આશ્રમમાં ચાલો, ત્યાં જ બધી વાતચિત થશે." સાધુએ કહ્યું.

"પણ હજી આપે આપનો પરિચય તો મને ન આપ્યો." વિક્રમે કહ્યું.

"હું એક તપસ્વી છું અહીં પાસેના સિદ્ધાશ્રમમાં રહું છું. મને લોકો સિદ્ધના નામથી ઓળખે છે. આ વેતાળ અને કાપાલિક એ બે મારા રાજસી વૃત્તિના શિષ્યો છે. તેમને સાત્વિક બનેલા જોવા હું જંખું છું." સિદ્ધે સમજ પાડી.

વેતાળે પણ ઊભા થઈ વિક્રમને ખભે પ્રેમથી હાથ મૂકી કહ્યું: "વીરનર! હવે નિઃશંક બની આશ્રમમાં ચાલો. નિપુણિકા પણ ત્યાં જ છે અને તેને તમે સુખેથી લઈ જજો. મારા ઉપરનો તમારો વિજય હું કબુલ રાખું છું."

"આજથી વેતાળે વિક્રમની સેવા ઊઠાવવી જોઈશે. વિક્રમે જ તેને પ્રાણદાન દીધું છે." સિદ્ધે આદેશ કર્યો.

"તેમ જ થશે ગુરુદેવ!" સિદ્ધને નમીને વેતાળ બોલ્યો.

"મારા સરદારનું ચમત્કારી શિંગડું ને દેવતાઈપણું બધું યે મહારાજા વિક્રમે તો તોડી ફોડી નાંખ્યું." વેતાળનો ધૂળભેગો થયેલો શિર–ત્રાણ ઉપાડી સાફ કરી વેતાળના હાથમાં આપતાં કાપાલિક હસ્યો. સિદ્ધ, વેતાળ અને વિક્રમ પણ હસ્યા.

પછી વિક્રમે સરસ્વતીને થોડે સુધી તેની સાથે જઈ તેના આશ્રમને માર્ગે ચઢાવી દીધી. પાછા આવ્યા બાદ સિદ્ધ, વેતાળ વગેરે સાથે રહસ્યમય સિદ્ધાશ્રમના માર્ગે વિક્રમ ચાલવા લાગ્યો.

"મહારાજ! આ વેતાળ ભટ્ટના રહસ્યમય નિવાસસ્થાને સભાનપણે આવનાર તમે પહેલા જ માનવી છો." વેતાળે ચાલતાં ચાલતાં કહ્યું.

"હા, ભલભલા સાધકો પણ વીર વેતાળના નામથી ડરે છે. અને વેતાળને દૈવી પુરુષ માની તેના સ્થાનને ચમત્કારી માને છે." કાપાલિકે વેતાળના કથનને આગળ ચલાવ્યું.

"એ ચમત્કારને લીધે જ હું વેતાળ સાથે મુકાબલો કરવા અધિરો બન્યો હતો. તમારાં શિંગડાં અને અદૃશ્ય થવાની વિદ્યા હું તો પ્રથમથી જ જુઠી માનતો હતો." વિક્રમે કહ્યું.

"એ શિંગડાંવાળા માણસની પૂર્વકથા પણ સાંભળવા અને શીખવા જેવી છે." સિદ્ધ ચાલતાં ચાલતાં ધીમું હસીને બોલ્યા.

"અને મારાં શિંગડાંને દેવત્વ અપાવનાર મારા ગુરુની કથા એથી ઓછા મહત્ત્વની નથી." વેતાળે સિદ્ધને અનુલક્ષીને મંદ સ્મિત સહ વિક્રમને કહ્યું.

"મેં તને દેવત્વ અપાવ્યું એ ખરું નથી, તને દેવત્વ આપ્યું લોકોના અજ્ઞાને અને વહેમે. મેં તો હંમેશાં તારા ઉદ્ધાર માટે જગતનિયંતાને પ્રાર્થ્યા છે; અને એ ઉદ્ધાર તારાં શિંગડાં ભાંગે ત્યારે જ થાય તેમ હતું." સિદ્ધ ગંભીર બની બોલ્યા.

"આજે મહારાજ વિક્રમે તે શિંગડાં ભાંગી નાંખ્યાં. હવે તો મારો ઉદ્ધાર થશે ને?" વેતાળ સ્મિત સહ બોલી ઊઠ્યો.

"ઉદ્ધારની ભાવના પોતાના અંતરમાં ઊગવી જોઈએ. બહારના ઉછીતા ભાવો અંતરને સ્પર્શતા નથી." સિદ્ધનો જવાબ મળ્યો.

ગાઢ જંગલને વીંધતા સિદ્ધ તથા વેતાળ આગળ વધી રહ્યા હતા. વિક્રમ વગેરે તેમને અનુસરી રહ્યા હતા. આગળ જતાં જંગલ વધુને વધુ ગાઢ થવા લાગ્યું. ઠેરઠેર હાડકાંના ઢગલા તથા વેરણછેરણ થયેલાં હાડપિંજરો પડેલાં હતાં. આ રસ્તે વિક્રમ એક વાર વેતાળને શોધવા આવી ગયો હતો. પણ એ નિર્જન અરણ્યમાં ક્યાંય વેતાળનું નિવાસ તેને તે વખતે જડ્યું ન હતું. આ વખતે હવે વેતાળ ક્યાં કેવી રીતે રહે છે તે જાણવા વિક્રમ આતુર બન્યો.

ઘણે આઘે જંગલમાં એક મોટું અશ્વત્થનું વૃક્ષ હતું અને તેની પાસે એક નાની ટેકરી હતી. તે ટેકરીમાં ઠેરઠેર અણીદાર પથ્થરો કુદરતી રીતે જડાયેલા હતા. તેથી કોઈ તે નાની ટેકરી પર ચઢી શકતું નહિ. ઝાડ પણ જાણે એ પથ્થરોની બીકે ટેકરી પર ઉગી શકતાં ન હોય તેમ ટેકરી વૃક્ષહિન હતી. આ ટેકરી પાછળ આંટા મારી અગાઉ એકવાર વેતાળ ન જડવાથી પોતે પાછો ગયો હતો તે વિક્રમને યાદ આવ્યું. ટેકરી નજીક જતાં જ કાપાલિક આગળ વધ્યો અને તેણે અશ્વત્થ વૃક્ષ પાસે જઈ તેના થડના પોલમાં મોં ઘાલી કંઈક વિચિત્ર અવાજ કર્યો, પછી જરા વારે તે ધીમેથી બોલ્યો: "વીર વેતાળ ને કાળભૈરવ પથ્થરનું દ્વાર ખેરવ."

થોડી જ વારમાં વિક્રમના આશ્ચર્યની વચ્ચે પેલી ટેકરીના મૂળમાં એક મોટી શીલા હતી તે આપોઆપ અંદર ઉતરી ગઈ અને ટેકરીમાં પ્રવેશ કરવાનું દ્વાર દેખાયું.

"પધારો મહારાજ! આ મારો આશ્રમ, જ્યાં આવેલું કોઈ મર્ત્ય માનવી પાછું ફરી શકતું નહિ." દ્વાર તરફ અગ્રેસર થતાં વેતાળે વિક્રમને કહ્યું.

વિક્રમ પળ વાર વિચારમાં પડી ગયો. વેતાળ કાંઈ દગો તો નહિ રમે એવી આશંકાની લહર તેના ઉરમાં આવી ગઈ. વિક્રમનો મનોભાવ કળી જઈને સિદ્ધ બોલ્યાઃ "તારા જેવા વીરને કાંઈ પણ આશંકા તો ન જ થાય છતાં તું સ્થિર કેમ થઈ ગયો છે?"

"મહાપુરુષ! વેતાળનો જીવ લેતા પહેલાં તેના કેદીની જેમ તેના અજાણ્યા નિવાસમાં દાખલ થવું એ મને ડહાપણુ તો નથી જ લાગતું." વિક્રમે ખુલ્લા મને જણાવ્યું.

"તું વિજેતા છે, કેદી નથી, અને વેતાળ તો તારાથી જે પળે મહાત થયો ત્યારથી જ મરી ગયો છે, મારામાં વિશ્વાસ ધરી તું અંદર ચાલ અને તારા સેવક થવા સરજાયેલા વેતાળનો નિવાસ નજરે જોઈ લે કોઈ પણુ પ્રકારની આશંકા તારા જેવા વીરને શોભા આપતી નથી." સિધ્ધે વિશ્વાસ આપ્યો અને વિક્રમ અંદર દાખલ થયો. અંદર દાખલ થયા પછી કાપાલિકે પથ્થરની કળ વડે દ્વાર બંધ કરી દીધું.

ટેકરીની નીચે એક મોટું કોતરી કાઢેલું શિલા ગવ્હર હતું એમ વિક્રમને અંદર જતાં જ માલમ પડ્યું, એક બે સ્થળે ચંદ્રનો પ્રકાશ પણુ અંદર આવતો નજરે પડ્યો. ભોંયરામાં આગળ વધતાં તે ઘણું જ વિશાળ દેખાવા લાગ્યું, એક જગાએ મોટો ચોક હતો અને

તેની ચારે બાજુ નાના મોટા પથ્થરની નકશી કોતરણીવાળા ઓરડા આવેલા હતા. ચોકની વચ્ચે ચંદ્રનો આછો પ્રકાશ આવતો હતો, તે સ્થળે પેલી ટેકરીનું શીખર હશે ને ત્યાં યુક્તિપૂર્વક હવા ઉજાસ માટે બાકોરૂં રાખેલું હશે એમ વિક્રમને લાગ્યું.

એક સુશોભિત વિશાળ ઓરડામાં સિદ્ધનું આસન હતું ત્યાં બધા આવી પહોંચ્યા, સિદ્ધના બેઠા પછી તેની સામેના દર્ભાસનોપર વિક્રમ અને વેતાળ બેસી ગયા. કાપાલિક કામકાજ માટે અન્યત્ર ચાલ્યો ગયો.

" કેમ મહારાજ ! વેતાળની ગુફા જોઈ ને ? " દીવી પર બળતા દીવેલના દીવાની વાટ સંકોરતાં સિદ્ધ હસ્યા. વિક્રમના વિચારોની વાટ પણ તે સાથે સંકોરાઈ.

" હા; અદ્‌ભુત છે ! આવું સ્થાન કોણે રચ્યું હશે ? " વિક્રમે પૂછ્યું.

" મૂળ તો આ ગુફા બૌદ્ધ સાધુઓએ બનાવરાવેલી. હું અહીં આવ્યો ત્યારે તે નિર્જન હતી, મેં તેમાં એક ખૂણે ધામા નાખ્યા, પછી આ વેતાળ ભટ્ટ આવ્યો, તેણે ગુફામાં પોતાની રૂચી પ્રમાણે થોડાઘણા ફેરફાર કરી લીધા અને આ તપસ્વીઓની ગુફાને તેની આકાંક્ષાઓના કેન્દ્ર જેવી બનાવી દીધી. " સિદ્ધે કહ્યું.

" તમને વેતાળની એ પ્રવૃત્તિ શી રીતે ફાવી હશે ? " વિક્રમે પૂછ્યું.

" એ લાંબી વાત પછી કરીશું, પહેલાં જળપાન કરી લ્યો. " કાપાલિક જળપાત્ર લઈ આવ્યો હતો તેના તરફ સિદ્ધે હસ્તનિર્દેશ કર્યો.

કાપાલિકને જોઈ વિક્રમ નવાઈ પામ્યો. હાડકાંની માળાવાળા ક્રૂર માનવીને બદલે અત્યારે તે એક શાંત શ્વેતવસ્ત્રધારી બ્રાહ્મણ

તપસ્વીના વેશમાં હાજર થયો હતો. પાણી પીતાં પીતાં વિક્રમે તેને બારીકાઈથી અવલોકી લીધો.

"કેમ શું વિચાર કરો છો મહારાજ?" કાપાલિકે સ્મિત કર્યું.

"તારી હાડકાંની માળા અને વિકરાળતા ક્યાં ગઈ તેનો વિચાર કરું છું." વિક્રમે જવાબ આપ્યો.

"હું તો બ્રાહ્મણ તપસ્વી છું. હાડકાની માળા તે મારાથી પહેરાય? એ તો લાકડાના ટુકડાની ઘડેલી બનાવટી અસ્થિમાળા હતી, ને તે તો ઠેકાણે મૂકી દીધી."

"તો તું અહીં શું કરે છે?"

"વિદ્યા ભણું છું. સિદ્ધિઓને આરાધું છું. વધુ મારા ગુરુદેવ જણાવશે." જળપાન પૂરું થવાથી સ્મિત કરી કાપાલિક ચાલ્યો ગયો.

"એ વેતાળ ભટ્ટના બે પટ્ટ શિષ્યોમાંનો એક ગણધર ભટ્ટ છે." સિધ્ધે સમજ પાડી.

"વસ્તુતઃ અમે બધા જ સિદ્ધ મહાત્માના શિષ્ય છીએ." વેતાળે પૂર્તિ કરી.

"હવે આપનું વૃતાંત જણાવો અને આ રહસ્યમય પ્રવૃત્તિ મને સમજાવો." વિક્રમે કહ્યું.

"હા, મારા અને વેતાળના આત્મવૃતાંતથી તમને અમારા નિવાસસ્થાનની પ્રવૃત્તિનું રહસ્ય સમજાશે. મારી વાત ટૂંકમાં કહું છું તે પ્રથમ સાંભળો." સિધ્ધે નાસિકા આગળ આંગળાં ધરી સ્વરોદય પરખતાં વાતનો પ્રારંભ કર્યો.

## [ ૩૭ ] સિદ્ધની આત્મકથા

ઉત્તર ભારતમાં આવેલા ઉદયનપુર રાજ્યના રાજાનો હું પાટવી કુમાર હતો. યુવાવસ્થામાંથી જ મને સુંદરી અને સુવર્ણનો મોહ લાગ્યો હતો. દેવો જેમ અમૃત વગરના બીજા રસોને તુચ્છ ગણે છે તેમ હું સુવર્ણ વગરની બીજી ચીજોને તુચ્છ ગણતો હતો. ભાગ્ય બળે શચી સમાન સુસ્વરૂપા સુંદરી તો મને સ્વેચ્છા પ્રમાણે મળી ગઈ. પરંતુ સુવર્ણની લાલસા અતૃપ્ત રહી, તેની તૃપ્તી માટે મૃગજળ પાછળ દોડતા મૃગની પેઠે મારી વૃત્તિઓ દોડવા લાગી. રાત-દિવસ હું કામીજન જેમ કામિનીને ચિંતવે તેમ સુવર્ણની સિદ્ધિને ચિંતવા લાગ્યો, કોઈ સાધના વડે મને પારસમણી મળી જાય, કિંવા સુવર્ણ બનાવવાની વચન સિદ્ધિ મળી જાય એવી આશાયે હું દેશદેશાંતરમાં ઘૂમવા લાગ્યો.

સુવર્ણની લોલૂપતામાં જે ઈષ્ટ સુંદરીને મેં પ્રાપ્ત કરી હતી તેની પ્રાપ્તી પણ મારે મન ગૌણ બની જવા લાગી. હું રાજપાટ,

સુખભોગ બધું જ ભૂલીને સુવર્ણ બનાવવાના કીમીયા શીખવામાં મશગુલ બન્યો; સુવર્ણ સિદ્ધિથી મોટો આ જગતમાં બીજો કોઈ કીમીયો નથી. એમ હું તે કાળે સમજતો હતો. દક્ષિણ ભારતમાં સુવર્ણની ખાણો છે, એવી ઊડતી ગપ સાંભળવાથી હું આ પ્રદેશમાં આવી વર્ષો સુધી ભમ્યો હતો, ઘણા ઘણા સિદ્ધ પુરુષ, યોગિઓ અને કીમીયાગરોની મેં સેવા કરી જોઈ, પણ મારી કામના સફળ ન થઈ.

આખરે મને સાચો ગુરુ મળી ગયો. તેણે મને સુવર્ણનો કીમીયો તો બતાવ્યો, પણ તેથીયે મોટો કીમીયો આત્મજ્ઞાનરૂપી સુવર્ણની પ્રાપ્તીમાં રહેલો છે તે પણ સમજાવ્યું.

દક્ષિણની પર્વતાવલીમાં એક મહા સિદ્ધ પુરુષ વસતા હતા, તે અદ્‌ભૂત સિદ્ધિઓના સ્વામી હતા એમ મેં સાંભળ્યું. હું રાજની યોગ્ય વ્યવસ્થા કરી એ સિદ્ધની શોધમાં વત્સને શોધતી ગાયની પેઠે નિકળી પડ્યો. ઘણા દિવસે સિદ્ધ પુરુષ જડ્યા. તેમનું ચંદ્ર સમાન તેજસ્વી વદન અને પહાડ જેવી દેહયષ્ટિ મને મૂગ્ધ કરી રહ્યાં. ઘણા દિવસો સુધી મેં તેમની સેવા કર્યા કીધી, છેવટે એક દિવસ તે મહાપુરુષ મારા પર પ્રસન્ન થયા ને બોલ્યા: “વત્સ! તું અત્રે શી કામના માટે આવ્યો છે?”

“મહાપુરુષ! આપની કૃપાદષ્ટિ પ્રાપ્ત કરવા હું મારું રાજપાટ છોડી અત્રે આવ્યો છું.” મેં જવાબ આપ્યો.

“અરે ભલા માનવી! વનફળ ખાઈને તપ કરનાર મારા જેવા આદમી પાસે રાજના ધણીને આપવા જેવું તે શું હશે, કે જેને માટે તું આકાંક્ષા રાખે છે?” સિદ્ધ હસ્યા. એમના સ્નિગ્ધ હાસ્યથી પ્રફુલ્લ પદ્મ જેવા તેમના મુખ ઉપર અનેરી કોમળતા છવાઈ રહી.

" મને રાજપાટ છે, ધન છે, છતાં સુવર્ણ સિદ્ધિની આકાંક્ષાથી હું અહીં આવ્યો છું."

"સુવર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરી શું કરીશ ભલા?" સિદ્ધે મને પૂછ્યું.

"સુવર્ણ જ સંસારના સર્વ સુખ અને ગુણોના આશ્રય સમાન છે. તેની પ્રાપ્તી વડે હું પોતે તથા મારી પ્રજા સંસારની સકળ કામ્ય વસ્તુઓ પ્રાપ્ત કરી સુખી થઈશું."

" ભલે, હું તને સુવર્ણ સિદ્ધિ બતાવીશ. પણ તેમ કરવા જતાં સૌથી પ્રથમ તું પોતે સુવર્ણનો બની જઈશ."

" એટલે?" મેં ચમકીને પૂછ્યું.

" એટલે તારો સાડા પાંચ હાથ પ્રમાણનો દેહ સુવર્ણ પુતળું બની જશે. તને કાપીને સુવર્ણકામીઓ તારો વિક્રય કરી શકશે અને..."

"દેવ!" હું વચ્ચે જ બોલી ઊઠયો. " મારી જાતને જ ભરખી જાય એવી સિદ્ધિ મને ન જોઈએ. હું પોતે પુતળું બની જાઉં પછી તે સુવર્ણનો ઉપયોગ શું?"

"કેમ વત્સ! તું કહેતો હતો કે સુવર્ણ જ સંસારના સાર માત્રનું આશ્રયસ્થાન છે, તો તે સુવર્ણ તું પોતે જ બની જાય તેમાં શું ભય લાગે છે તને?" સિદ્ધ પુનઃ હસ્યા.

" હું પોતે સુવર્ણ બનું પછી મારા ચૈતન્યહિન પુતળાનો મારે પોતાને માટે ઉપયોગ પણ શું છે?"

" તો તારી જાતને તું સુવર્ણથી શ્રેષ્ઠ માનતો હઈશ."

" અલબત્ત! જાતને માટે જ સુવર્ણની પ્રાપ્તીની આકાંક્ષા છે. એટલે સુવર્ણની અપેક્ષાએ આ માનવી દેહ વધુ મૂલ્યવાન છે."

"તો પછી સુવર્ણને સર્વ શ્રેષ્ઠ શા માટે ગણે છે? સુવર્ણથી વધુ મૂલ્યવાન તારા દેહની તને કાંઈ જ ચિંતા નથી થતી?"

સિદ્ધના આ પ્રશ્નથી મારા ઉરમાં પ્રકાશની વીજ ઝબૂકી ઊઠી. માનવી અવતાર જે સર્વ સુખ અને સિદ્ધિના આધાર રૂપ હતો તેના માટે તો હું કાંઈ જ વિચાર નહોતો કરતો. એ ખરેખર ભૂલ ન હતી? હું ઊંડા વિચારમાં પડી ગયો.

"પ્રભો! દેહ ખરેખર મૂલ્યવાન છે. તેના જતન માટે શું કરવું જોઈએ તે મને સમજાવો." મેં ગૂંચવાઈને સિદ્ધને પૂછ્યું.

"દેહ એ એવું રત્ન છે કે એનું જતન કર્યાથી જ એ નકામું થઈ પડે છે. એની કિંમત સમજીને એને વાપરનાર તેને અમર બનાવી લે છે. નથી વાપરતો તે એને ફોગટમાં ગૂમાવે છે. તું દેહને મૂલ્યવાન સમજતો હોય તો તે નિરર્થક બની તારા હાથમાંથી ચાલ્યો જાય તે પહેલાં તેનો સદુપયોગ કરી લે. એ રત્ન તને શા માટે મળ્યું છે; તે વિચારી તે ઉદ્દેશ પ્રમાણે એને ખર્ચી નાંખ. એમ કરવાથી ક્ષર દેહ અક્ષર બની જશે." સિદ્ધે સમજ પાડી.

સિદ્ધે મને સ્થૂળ માર્ગમાંથી અધ્યાત્મ જ્ઞાનના માર્ગે વાળ્યો.

રણમાં વહી જવા દોડેલા ઝરણને સિદ્ધે રસાળ ઉપવનમાં વાળી તેની સાર્થકતા તેને સમજાવી દીધી. હું સિદ્ધનો શિષ્ય બની ગયો. સિદ્ધે મારી સંપૂર્ણ કસોટી કર્યા પછી, મારું મન કામનાઓમાંથી નિવૃત્ત થયેલું છે એમ જાણ્યા પછી મને સુવર્ણની તથા બીજી યૌગિક સિદ્ધિઓ બતાવી અને લોકસંગ્રહ માટે જ તેનો ઉપયોગ કરવાનો મર્મ મંત્ર પણ સમજાવ્યો.

આ પછીની મારી લાંબી કથા તથા ભ્રમણો વગેરે અપ્રસ્તુત

છે અને રાત વીતી જાય માટે તે કહેતો નથી. સિદ્ધના સંસર્ગથી મારું મન સંસાર ત્યાગ કરવા પર દોરાયું. વળી તેવામાં મારી પત્નીનો દેહાંત થયો. એટલે પિત્રાઈઓને રાજ્યભાર સોંપી હું મારી કિશોરવયની કન્યા સાથે દેશાટન માટે નીકળી પડ્યો. છેવટે અવંતીમાં મારી કન્યાને માટે યોગ્ય શિક્ષણ તથા નિવાસની વ્યવસ્થા કરાવી હું સાધનામાં મશગુલ બન્યો. મારા ગુરુદેવના ઉપદેશ પ્રમાણે હું આ ક્ષર દેહને આધ્યાત્મિક સાધના વડે અમર બનાવી રહ્યો છું.

એ પછી આ ગુફામાં હું તપશ્ચર્યા આચરી રહ્યો હતો અને અહીં વેતાળ ભટ્ટ આવ્યા. તે કેવી રીતે આવ્યા અને તેમણે શું કર્યું તે બધું તે પોતે જ તમને જણાવશે.

સિદ્ધ શાંત થયા એટલે વેતાળ બોલ્યોઃ "હવે હું મારી કથની ટૂંકામાં જણાવું છું. ગુરુદેવ મને કેવી રીતે પ્રાપ્ત થયા તે પણ હું જ કહીશ.

## [ ૩૮ ] વેતાળનું આત્મવૃત્તાંત

**મારા** પિતાની કીર્તિએ આર્યાવર્તના પંડિતોના યશમુકુટોને તેજહિન કરી મૂકયા હતા. ઋષિકુળભાસ્કર પારાશરના તે પટ્ટ શિષ્ય હતા. તેમના જ્ઞાન અને પાંડિત્યના અગાધ સાગરને સૌ માનથી પ્રણમતું. એ મહા સાગરનું અતળ તળિયું માપવાની કોઈની તાકાત ન હતી. આવા વિદ્વાન પિતાનો હું પુત્ર હતો. ઉગતી વયે જ મેં કાવ્ય, શાસ્ત્ર, નીતિ, ખગોળ, વૈદક અને વિદ્યા વિષયક બીજી તમામ શાખાઓમાં નિપુણતા પ્રાપ્ત કરી લીધી હતી. આ ઉપરાંત મને શારીરિક બળ કેળવવાનો પણ શોખ હતો. એટલે મેં એ તાલીમ લીધી અને હું એક ભણેલો અલમસ્ત મલ્લ બની ગયો.

યૌવનના ઉદયની સાથે મારી આકાંક્ષાઓ પણ ઉદય પામવા લાગી. મારા વિદ્વાન પિતા અપાર યશસમૃદ્ધિ કમાયા હતા પણ ધન તેમણે મુદ્દલ ભેગું કર્યું ન હતું. ધન આપવા આવનારાઓને તે

તુચ્છકારી પાછા કાઢતા. સાચા બ્રાહ્મણ માટે વિદ્યારૂપી ધન એ જ સાચું ધન છે. તે સિવાયના ભૌતિક સંપતિના આધારદંડ જેવા વિત્તને તે પોતાને માટે અનાવશ્યક લેખતા હતા. પિતાએ મારા મન પર પણ આવી છાપ પાડવા પ્રયાસ કર્યો પણ તે નિષ્ફળ ગયો. તેમના આ વિષયના પ્રયાસોએ ઉલટો મારા માનસમાં ગુપ્ત બળવો જગાવ્યો. આઘાતનો જાણે પ્રત્યાઘાત થયો. ગમે તે રીતે અઢળક ધન, સંપત્તિ મેળવવા માટે મેં મનમાં જ વિચારો ઘડવા માંડ્યા.

પિતાના પ્રતાપે મારી પણ લોકોમાં ઉગતી વયે જ સારી નામના જામી હતી. એક બે વાર તો મેં મારી મલ્લવિદ્યાના પ્રયોગ વડે કોઈ રાજાને રિઝવીને તેના મિત્ર બની ધનસંપત્તિ મેળવવા વિચાર કરેલો. પણ મારું બ્રહ્મત્વ અને ધર્મજ્ઞાન મને-બ્રાહ્મણ પુત્રને એટલી ઉતરતી કક્ષાએ એકદમ જતાં અટકાવી રહ્યું. પરિણામે મેં કોઈ ચમત્કારી ગારુડી વિદ્યા સિદ્ધ કરવા અને તે દ્વારા ધન સમૃદ્ધિ મેળવવા નિશ્ચય કર્યો. આ માટે પ્રથમ હું તંત્ર શાસ્ત્રના માર્ગે વળ્યો. તાંત્રિકોની મૈત્રી પણ કરવા લાગ્યો. વામમાર્ગની ગુપ્ત દીક્ષા પણ લીધી. એ લોકોની પ્રવૃત્તિ જાણ્યા પછી એમાં પણ મને ઇષ્ટ – પ્રાપ્તિ ન જણાઈ, એટલે છેવટે મેં મંત્રશાસ્ત્રની સિદ્ધિ મેળવવા વિચાર કર્યો.

ભૌતિક કામનાઓના આકર્ષક નરક જેવા મંત્રશાસ્ત્ર તરફ મને વળતો જોઈ પિતાજી નાખૂશ થયા. મારા માર્ગમાં તેમણે અવરોધ મૂક્યા. મને ગુસ્સો તો એટલો બધો ચઢ્યો કે, જો મારણમંત્રની મને સિદ્ધિ થઈ હોત તો પ્રથમ તે મંત્રનો પ્રયોગ પિતાજી ઉપરજ હું કરી દેત. પણ થોડા દિવસમાં પિતાજી વગર પ્રયોગે મૃત્યુ પામ્યા અને હું મારી કામનાઓ પાર પાડવા માટે નિરંકુશ બન્યો. દક્ષિણ ભારતનાં જંગલોમાં મંત્રસાધના માટે હું ઉતરી પડ્યો. મારે માટે રસ

વગરના થઈ પડેલા ઘરબારનો મેં ત્યાગ કર્યો. કામિનીના બંધનમાં હું બંધાયો ન હતો એટલે ઘર છોડવામાં મને કાંઈ બાધા નડી નહિ.

ગોદાવરી તીરના જંગલોમાં કેટલાક સિદ્ધો અને તાંત્રિકો વસતા હતા, એવી મારી માન્યતા હતી. બહુ શોધ કર્યા છતાં મને કોઈનો પત્તો લાગ્યો નહિ, એટલે મેં એ જંગલમાં જ રહીને મને પ્રાપ્ત થયેલા અદ્દભૂત મંત્રોની સાધના કરવા નિશ્ચય કર્યો. આ સાધનાઓ ઘણી જ વિચિત્ર અને અમાનુષી હતી, પણ મારું મન તેથી પાછું પડે તેમ ન હતું. મેં આ વિશાળ જંગલમાં એક ગુફામાં વાસ કર્યો. મંત્રોની સાધના માટે શબની જરૂર પડે તેમ હતું. કારણ ઘણાખરા મંત્રો સ્મશાનમાં જઈ મડદા પર બેસીને સિદ્ધ કરવાના હતા. મૃતદેહને અગ્નિદાહ દેવાનો આ ભાગમાં બધે રીવાજ હોવાથી કાળીચૌદશના કે તેવા બીજા સિદ્ધિદાતા દિવસે વખતસર શબ મળવું મુશ્કેલ બનતું. આથી મેં આ કાપાલિક જેવા મારી સમવૃત્તિના બે માણસોને ચાતુર્યપૂર્વક મારા વિશ્વાસમાં લઈ લીધા.

તેમની મદદથી ધાર્યા મુજબ મૃતદેહ મળવા લાગ્યા, એક બે વાર તો અમારે ભૂત કે પિશાચ જેવો વેશ ધારીને સ્મશાનોમાં ઓચિંતા છાપા મારીને મડદાં ખેંચી પણ લાવવાં પડેલાં. અમારી આ પ્રવૃત્તિથી તથા વિચિત્ર વેશ અને સાધનાઓ જોઈ જંગલી લોકો અમારાથી ડરવા લાગ્યા. નગરોમાં પણ અમારા ભયના ઓછાયા પડવા લાગ્યા. આ બધું જાણી ને અમે પણ વધુ રહસ્યમય બનવા માંડયા. અમારી મંત્રસિદ્ધિના નાના નાના ચમત્કારો પણ અમે કરવા માંડયા. તેમાં અમારી બુદ્ધિ અને વિજ્ઞાનની પણ સહાય તો હતી જ. પરંતુ લોકોને તો તેમાં દૈવી તત્ત્વ જ જણાવા લાગ્યું. અને અમારા-પરનો લોકોનો દેવત્વનો આરોપ અમોએ રાજીખૂશીથી ઓઢી પણ લીધો. મારા શિષ્યો સાદા વેષમાં નગરોની વસ્તીમાં જઈ મારા નામે

પોતાનું ચાતુર્ય વાપરી ચમત્કાર બતાવવા લાગ્યા. પોતે વીર વેતાળ પાસેથી આ વિદ્યા શીખી લાવ્યાનું જણાવી, વેતાળના દૈવી પરચાની વાતો લોકોમાં—ભણેલાગણેલામાં તથા પદવિધારીઓમાં પ્રસારવા લાગ્યા. દૂરદૂરના નગરોમાં પણ પશુપતિ શંકરના ગણ વેતાળની સેનાનાં પરાક્રમો પ્રસિદ્ધ થઈ ગયાં.

વાત બહુ લાંબી છે, પણ હવે ટૂંકામાં પતાવીશ. મારે અદ્દભુત સિદ્ધિ જોઈતી હતી, તે મને પ્રાપ્ત થઈ ન હતી, એટલે હું વ્યગ્ર બની સાધનારૂપી પુરુષાર્થ આદરવામાં વધુ લીન બન્યો. કાળી ચૌદશની સિદ્ધિદાતા અંધારી રાત હતી, સાધકના ઉરમાં એ અંધકાર પ્રકાશથીયે વધુ રમ્ય આનંદ પ્રગટાવે છે, પણ તે રાતે મારા ઉરમાં તો કાળીરાતના જેવો જ અંધાર હતો. તે દહાડે મડદા પર બેસી મંત્રજાપ કરવાની મારી કામના હતી, પણ મડદું વખતસર મળ્યું નહિ. કાપાલિક વગેરે મંડળી પણ ઉદાસ બની ગઈ હતી, મોડી રાતે એક શિષ્યે મને ખબર આપી કે, પાસેના જંગલમાં એક શબ પડેલું છે. ભૂખ્યા માણસના મોંમાં સાકરનો ગાંગડો બગાસુ ખાતાં આવી પડે તેવી રીતે આ વાત મને મીઠી લાગી.

"તો એ મડદું લઈ આવ." મેં શિષ્યને કહ્યું.

"ક્યાં લાવવું છે તે પૂછવા જ આવ્યો છું." શિષ્યે કહ્યું

"નદી કાંઠે ખીજડા તળે લઈ આવ. હું ત્યાં આવું છું."

સંકેત મુજબ હું મધરાતે નદી કાંઠે ગયો. ખીજડા તળે બહુ વાર રાહ જોવડાવ્યા બાદ આખરે બે શિષ્યો મડદુ ઉચકીને આવી પહોંચ્યા.

"મડદુ બહુ ચમત્કારી લાગે છે." એક શિષ્યે મડદુ નીચે મૂકતાં જ મને કહ્યું.

"આપણે પણ ચમત્કાર જ શોધીએ છીએ ને!" હું અવજ્ઞાપૂર્વક હસ્યો, મને તે વખતે કશી જ ખબર ન હતી કે મારું એ હાસ્ય મને થોડા જ વખતમાં મોંઘુ પડી જવાનું છે.

"પણ આ ચમત્કાર જૂદો છે ગુરુજી! અમે મડદું ઉંચકીને આવતાં વચ્ચે થાક ખાવા રોકાયા. પણ જેવું મડદું નીચે મૂક્યું તેવું જ તે આપોઆપ સડસડાટ મૂળ સ્થળે પાછું ચાલ્યું ગયું. અમે ભયથી ડઘાઈ જ ગયા. પણ પછી આપના પ્રતાપે મંત્ર બોલતા પુનઃ મૂળ જગાએ ગયા અને હિંમત કરી બાંધીને આ શબને અહીં લાવ્યા છીએ."

"હું એને મંત્રથી સ્થિર કરી લઈશ. તમે હવે જાઓ. કારણ આ સાધના 'નિર્જને સ્મશાને' કરવાની છે." મેં રજા આપી અને શિષ્યો ગયા. પછી હું સામેના સ્મશાનમાં જઈ મડદાને બંધમુક્ત કરી તેના પર બેસીને ઈષ્ટ મંત્રનો જાપ જપવા લાગ્યો. મહારાજ! મારા જેવો વિદ્વાન્ બ્રાહ્મણ આવી મલિન સાધનાઓમાં પડ્યો, એ વાત જ આપને વિસ્મયકારક લાગશે. પણ જે ખરેખરું બન્યું છે તે હું શરમ વગર જ સાચેસાચું આપને જણાવી દઉં છું. એષણાઓ માણસને કેટલી હદે નીચે પાડે છે તે પણ આપ આ ઉપરથી જોઈ શકશો.

"તમારી વાતમાં મને રસ પડે છે. બધી ઘટનાઓ તમારી માનસિક સ્થિતિ જોતાં મને સ્વાભાવિક લાગી છે. હવે આગળ ચલાવો." વિક્રમે વેતાળને પ્રોત્સાહિત કર્યો.

"જપનું કામ શરૂ થયા પછી થોડી જ વારમાં મારા પગ નીચેનું મડદું ઉછળવા લાગ્યું. મને બહુ નવાઈ ન લાગી. મેં શબને નિશ્ચેષ્ટ કરવાની વિધિ કરી આસન મજબૂત બનાવ્યું. પણ શબ તો વશ ન

થયું. મને લાગ્યું કે, આજે ઇષ્ટ સિદ્ધિ જરૂર થશે, પણ આ અદ્ભૂત શબને મારે ઉછળતું અટકાવવું પડશે. એ શબ જ મારી અંતિમ કસોટી કરે છે, અગર મંત્રાધિન કોઈ દેવતા આ તોફાન જગાવી રહ્યો છે, એમ મને લાગ્યું. મેં મંત્ર ભણી શબને વધુ દાબી તેને સ્થિર બનાવ્યું. પણ તે સ્થિરતા લાંબો વખત ન ટકી. થોડી જ વારમાં મડદું અમાનુષી જોરથી ઉછળ્યું અને હું માંડ આસન સાચવી શક્યો. અસ્થિર નયને મેં જોયું કે મડદું હવે અર્ધું બેઠું થઈ ગયું હતું.

ગમે તે ભોગે આજે ભૂતપતિ મહાદેવ આવે તો તેમની સામે પણ યુદ્ધ કરીને મંત્રસિદ્ધિ મેળવવી, એવા નિશ્ચય ઉપર હું આવી ગયો. મડદાની છાતીમાં મેં લાત મારી તેને સુવાડી દીધું અને હું રોષથી બબડ્યો : " આ તે મડદું છે કે જીવિત માનવી ? "

" તું મડદું છે, હું તો જીવિત માનવી છું. " મડદું જાણે બોલતું લાગ્યું. હું જરા ચમકી ભડક્યો, પણ મારી ચમક શમાવી મેં પૂછ્યું : " બોલ, તું કોણ છે ? આ મૃતદેહમાં તેં કેમ પ્રવેશ કર્યો છે ? "

" તારા જેવા મૃતની સાથે વાત કરતાં મને નાનમ લાગે છે. તું તારે તારું કામ કર્યે જા. " અવજ્ઞાથી મડદું બોલ્યું ને પછી ખડખડ હસ્યું.

હું હવે જરા ડગી ગયો, છતાં મેં ધડકતી છાતીને હાથથી દાબી પૂછ્યું : " હું મૃત કેવી રીતે ને તું જીવિત કેવી રીતે ? "

" તું જીવતો હોત, તારા દેહમાં પરમાત્માના અંશરૂપ પ્રાણ જાગતો હોત તો તું આવું અમાનુષી કૃત્ય કરતે જ નહિ. બ્રાહ્મણ થઈ ચંડાળને પણ ન શોભે તેવું આચરણ આચરનાર તું મૃત છે— જીવતો મૃત છે. "

"અને તું કોણ? તું મુએલો જીવતો ક્યાંથી થયો?" મેં ઉપહાસથી પૂછ્યું.

"તારા જેવા મૃતને હું જીવતા બનાવી શકું તેમ છું, જો તારે જીવતા થવું હોય તો. તેટલા પુરતો હું તારે મન મરેલો ગણાતો છતાં જીવતો છું." શબ ધીમેથી હસ્યું.

"પણ હું તને છોડવાનો નથી. તું વેતાળ હોય કે ભૈરવ હોય, તને અહીં જ દાટી દેવાનો છું."

"એમ? જો સાચવ, હું તને ઉછાળી મુકુ છું." શબ ગંભીર બની બોલ્યું. એકાએક શબનાં અંગાંગ ફુલ્યાં, જાણે પ્રાણાયમની ક્રિયા સધાતી હોય તેવી સ્થિતિ મેં જોઈ. મને ખબરે ય ન પડી અને હું ઉછળીને દૂર જઈ પડ્યો.

ઊભો થઈને જોઉં છું તો શબ પદ્માસન વાળી બેસી ગયું હતું, હું ડરતો ડરતો પાસે ગયો. હવે જ મને ખબર પડી કે જેને હું શબ ગણી ઊપાડી લાગ્યો હતો તે ખરેખર શબ ન હતું પણ તે કોઈ જીવંત તપસ્વી હતો. મારી સ્થિતિ બહુ જ વિચિત્ર બની ગઈ, હું શરમીંદો પડી મૂક ઊભો રહ્યો. રાત્રીનો ઠંડો પવન જાણે સૂ...સૂ કરી મને ઉપહાસથી વીંધી નાંખવા લાગ્યો. દૂર બોલતાં શિયાળો જાણે મારો પરાજય જાણી જઈને મને ખીજવવા ચીસો પાડી રહ્યાં હોય એમ મને લાગ્યું, ટમકતા તારલા જાણે આંખો પલકાવી મને હસી રહ્યા હતા. હું ભય, રોષ, તથા મૂંઝવણની ત્રિવિધ લાગણી અનુભવતો ઊભો રહ્યો.

"બોલ, તેં શાને માટે આ ધતીંગ માંડ્યાં હતાં?" શબ રૂપમાંથી પ્રગટ થયેલા યોગિ મને મમતાથી પૂછી રહ્યા.

"એ કહેવાથી શું ફાયદો થવાનો છે?" હું બોલવા ખાતર જ બોલ્યો.

"તારી એષણાઓ હું સફળ કરીશ, સંકોચ વગર તારી ઈષ્ટ કામના પ્રગટ કર."

"મારે રિદ્ધિ–સિદ્ધિ જોઈએ."

"તે તને તપથી મળશે, બ્રાહ્મણને તપરુપી પુરુષાર્થ અને વિજ્ઞાનવડે બધું જ લભ્ય છે. તું મારી સાથે ચાલ." યોગિએ ઊભા થતાં કહ્યું.

"પણ તમે કોણ છો અને મને ક્યાં લઈ જશો?" મેં પૂછ્યું.

"હું એક તપસ્વી છું. સિદ્ધિના લોભી લોકોને સિદ્ધિઓ આપવાનો મારો વેપાર છે. તું ચાલ, તને લઈ જવા માટે જ હું મડદું થઈને આવ્યો હતો." કહી યોગિ હસ્યા. મને આ રહસ્યમય પુરુષ જોડે જવાની જીજ્ઞાસા થઈ આવી અને પછી હું તેમની પાછળ પાછળ આ ગુફામાં આવ્યો. યોગિએ મારી હકીકત સાંભળી મારી આકાંક્ષાઓ પ્રત્યે સમભાવ બતાવ્યો. ટૂંક સમયમાં જ હું મારા શિષ્યો સહિત તે સિદ્ધ પુરુષનો સેવક બની ગયો.

"તે મડદારૂપે તમને પ્રાપ્ત થયેલા સિદ્ધપુરુષ પછી ક્યાં ગયા?" છેવટે વિક્રમે પૂછ્યું.

"આ સામે જ બેઠા છે–જેમણે મને મડદામાંથી મહાવીર બનાવવા માંડ્યો છે." વેતાળે સિદ્ધને બતાવી સ્મિત કર્યું.

"પછી તમારી એષણાઓનું શું થયું?"

"કાચબાની જેમ મેં મારી એષણાઓ અંતરમાં સંકેલી લીધી છે. આત્મવિજ્ઞાનની ચાવી મને ગુરૂ પ્રતાપે મળી ગઈ. છતાં હજી સુવર્ણ સિદ્ધિની પ્રાપ્તી માટે હું ઉમેદવાર છું." વેતાળે ખુલાસો કર્યો.

"હજી એ કામના બાકી રહી ગઈ?" વિક્રમે સ્મિત કર્યું.

"લોકસંગ્રહ માટે સિદ્ધો પણ જીવનમાં એકાદવાર એ સિદ્ધિને

વટાવી શકે છે. એટલે એ કિમિયો – વિજ્ઞાન નાશ ન પામે તે ખાતર પણ મારે તે શીખવું જોઈએ, ગુરૂની પણ તેવી જ સલાહ છે."

"નિપુણિકાનું હરણ તમે શા માટે કરેલું?" વિક્રમે પૂછ્યું.

"કાંચન સિદ્ધિનો મંત્ર આપતા પહેલાં ગુરૂદેવે એક કસોટી રાખી છે, કે અપ્સરા જેવી પદ્મિની નારીથી જે મોહિત ન થાય તે જ કાંચનની સિદ્ધિને માટે લાયક છે. કામિનીનો દાસ કાંચનનો પણ દાસ હોય. તેવાને સિદ્ધિ અર્પવાથી કાંચનનો તે ગુલામ બને અને ત્રિલોકને ત્રાસરૂપ થઈ પડે. તેથી સુવર્ણ સિદ્ધિની પાત્રતા સિદ્ધ કરનારે અપ્સરાસંભવ નારીના હાવભાવને જીતવા પડે છે. તે વિષયમાં મારી કસોટી કરવા તેવી અપ્સરાના મુક્ત નાટારંભની યોજના કરવાની હતી. આને માટે નિપુણિકાને પ્રથમ અત્રે લાવવામાં આવી હતી, પણ તે બહુ જ પોચી અને ડરકણ હોવાથી શુદ્ધિમાં જ ન રહી શકી, તેથી તેને પરત મોકલાવી હતી. આજે ફરી તેને ઉપાડી લાવી, પ્રોત્સાહિત કરી તેની પાસે નાટારંભ કરાવવાનો હતો. પણ તે પહેલાં તો આપણો નાટારંભ થઈ ગયો." વેતાળે વિક્રમને ટૂંકામાં સમજ પાડી.

"હવે, તમારો શો ઈરાદો છે?" વિક્રમે પૂછ્યું.

"ગુરૂદેવને ફાવે તે કરે હવે, મારો ગર્વ તો આજે ગળી ગયો છે. મને જીને તેની સેવા કરવા માટે હું ગુરૂદેવ સાથે વચનથી બંધાયો છું."

"વિક્રમાદિત્ય! તું હવે નિપુણિકાને લઈ જા. તેની હાલ જરૂર નથી. તું પણ સુવર્ણાકાંક્ષી છે તે હું જાણું છું. તને પણ તે સિદ્ધિ પ્રાપ્ત થશે. વેતાળ! હવે તમે જાઓ. મારી સાધનાનો સમય થયો છે. વિક્રમને અત્રે દાખલ થવાનો સંકેત મંત્ર શીખવી દેજે. વધુ વાટાઘાટ કાલે રાત્રે કરીશું." સિદ્ધ ઊઠીને પ્રાતઃકર્મ માટે ચાલ્યા ગયા.

## [ ૩૯ ] વિક્રમની ચિંતા

સિદ્ધના ગયા પછી વેતાળે વિક્રમને માનપૂર્વક બધી ગુફા બતાવી અને ગુપ્ત દ્વારપાળ જોડે ઓળખાણ કરાવી, દ્વાર ખોલવાનો સંકેત મંત્ર પણ આપ્યો. પછી બીજે દિવસે રાત્રે પુનઃ આવવાની ઇચ્છા વ્યક્ત કરી વિક્રમ જવા માટે તૈયાર થયો. નિપુણિકાને અર્ધ બેશુદ્ધાવસ્થામાં દ્વાર પર લાવી વિક્રમને સોંપી. વિક્રમે તેને જોઈ કહ્યું: "એ શુદ્ધિમાં આવે તો જ લઈ જતાં ફાવે."

"તેની હરકત નહિ." એમ કહીને વેતાળે પાસેના એક વેલાનાં પાન લાવી તેનો રસ કાઢી એક ટીપું નિપુણિકાના નાકમાં રેડ્યું. એ ઔષધિની જાદુઈ અસર થઈ. થોડી જ વારમાં નિપુણિકા ભાનમાં આવી ગઈ. વિક્રમે તેને આશ્વાસન આપી કહ્યું: "હવે તમે ગભરાશો નહિ. મેં તમને છોડાવ્યાં છે."

"પણ આપણે ક્યાં છીએ મહારાજ!" વિક્રમને ઓળખીને આશ્વાસિત બનેલી નિપુણિકા પૂછવા લાગી.

"ગોદાવરી તીરના જંગલમાં, વરંગુળ બહુ આઘે નથી." વિક્રમે આશ્વાસન આપ્યું.

"તમારાથી ધીમે ધીમે ચાલી શકાશે?" વિક્રમે મૂંગી બનેલી નિપુણિકાને થોડીવારે પૂછ્યું.

"હા, હવે મળસ્કું થવા આવ્યું છે. આપની સાથે હું ધીમે ધીમે ચાલીશ." પરિસ્થિતિને અનુકુળ થતી ચતુર યુવતી બોલી ઊઠી. હવે તેનો ભય દૂર થયો હતો, જલદી નગરમાં જઈ પહોંચવાની તેની પણ ઈચ્છા હતી.

મહારાજ વિક્રમ એકલા વેતાળના નિવાસ ભણી સાહસ કરી દોડી ગયા છે એ સમાચાર અરિષ્ટકર્ણ મહારાજાને મળતાં જ તે ચિંતાતુર બની ગયા. તેમણે તાબડતોબ બાહોશ સૈનિકોની ટુકડીઓ તૈયાર કરાવી અને તે જંગલમાં વિક્રમની મદદ અને શોધ માટે મોકલાવવા આજ્ઞા કરી. પ્રાતઃકાળે સેનાની આવી ટુકડીઓ રવાના થવાની તૈયારીમાં હતી, તે જ વખતે વિક્રમના અનુચરે આવી અરિષ્ટકર્ણને સમાચાર આપ્યા કે, મહારાજા વિક્રમ નિપુણિકા શેઠાણીને છોડાવીને સુખરૂપ નગરમાં આવી ગયા છે.

"નિપુણિકાને પણ સુખરૂપ પાછી લઈ આવ્યા છે?" આશ્ચર્ય પામી અરિષ્ટકર્ણે પૂછ્યું.

"હા જી, વેતાળ સાથે યુદ્ધ કરી તેને વશ કરીને વિક્રમાદિત્ય મહારાજ નિપુણિકાને પણ છોડાવી લાવ્યા છે." અનુચરે સ્પષ્ટતા કરી.

અરિષ્ટકર્ણની આંખ આનંદથી ભીની થઈ, તે બોલી ઊઠયા: "ધન્ય છે વિક્રમાદિત્યને, મારા નગરશેઠની આબરૂને તેમણે જ બચાવી."

તે દિવસના સૂર્યોદયની સાથે જ વરંગુળમાં જાણે વિક્રમના પરાક્રમનો આદિત્ય ઉગી નીકળ્યો. આખા નગરમાં ઠેર ઠેર વિક્રમના અદ્દભૂત પરાક્રમની જ વાતો સંભળાઈ રહી. મધ્યાન્હે મોટો દરબાર ભરી મહારાજા અરિષ્ટકર્ણે વિક્રમાદિત્યને પોતાના સમાન દરજ્જો આપી તેનું પોશાક વગેરેથી બહુ માન કર્યું. જાહેર દરબારમાં મહારાજા વિક્રમાદિત્યે વેતાળને વશ કર્યો હોઈ, આખા દેશ ઉપર મહાન ઉપકાર કર્યો હોવાનું જણાવી, વેતાળનો વિજેતા હવે અવંતીને પણ જીતશે, એવી શુભેચ્છા વ્યક્ત કરી. નગરશેઠ તો વિક્રમને દેવતા તુલ્ય માનવા લાગ્યા. તે તેનાં વખાણ કરતાં જ થાકતા નહિ.

થોડા જ દિવસમાં આખા પ્રાંતમાં વિક્રમે વેતાળ જેવા દેવતાઇ સત્ત્વને જીત્યાની વાત પ્રસરી ગઈ. દૂર દૂરથી લોકો એ દેવાંશી નરને નિરખવા વરંગુળમાં આવવા લાગ્યા; અને પરિણામે વિક્રમના નામની આસપાસ સાચી ખોટી અદ્દભૂત કથાઓ વણાઈ ગઈ. અમાનુષી વેતાળને જીતનાર વિક્રમમાં પણ લોકોએ અમાનુષી ગુણો આરોપ્યા અને વિક્રમને નામે ભૂતપ્રેત પણ નાસી જાય એવી માન્યતા લોકોમાં પ્રસરી રહી.

ઉજ્જૈનીમાં પણ આ ઉડતી વાત પહોંચી ગઈ. ગંગલી બાંચણે તે વાત પદ્માવતીને કહી અને પદ્માવતી અનંદ પામી મનથી જ વિક્રમને પ્રસંશાનાં પુષ્પો વડે વધાવી રહી.

"ગંગા, હું નહોતી કહેતી કે વિક્રમાદિત્ય એ ખરેખર વિક્રમાદિત્ય જ છે." પદ્માવતી પ્રફુલ્લ વદને બોલી ઊઠી.

" હા, બાઈ. તમારી નજરમાં આવે તે કથીર હોય જ શાનો? અને તમે કસોટીએ કયાં જેવી તેવી કરી હતી?" ગંગલી હસી.

" નહિ, પણ આજે મારી ખાત્રી થઈ કે એ નરકેસરી ચક્રવર્તિ થવા સરજાયેલો છે."

" એવું થાય તો અમ જેવાં ગરીબને વિસરી ન જજો." ગંગલી હસીને ચાલી ગઈ.

*

વિક્રમની જે વખતે વાહવાહ થઈ રહી હતી તે વખતે તે પોતે પ્રફુલ્લ બનવાને બદલે ઉદાસ બની ગયો હતો. તેના મનમાં એક ચિંતાએ વાસ કર્યો હતો. તે ચિંતા તે કોઇની આગળ પ્રગટ કરી શકતો નહિ. અને સુપ્ત લાવાથી ધગધગતી પૃથ્વીની જેમ પોતે એકલો ધગધગી રહ્યો હતો. એક સાંજે તે સરસ્વતીને મળવા તેના આશ્રમમાં ગયો તે વખતે સરસ્વતીને વિક્રમની ઉદાસીનતા જણાઇ આવી. તેણે મોટી બેનના જેવા હેતથી વિક્રમને ઉદાસ બનવાનું કારણ પૂછ્યું. સાધ્વીના ઉરમાંથી પ્રેમના વિશુદ્ધ ફુઆરા ઉડતા હતા તે વિક્રમ જાણતો હતો. સાધ્વીની પ્રેમભરી વાણી વિક્રમ અવગણી શકયો નહિ.

" એક મોટી ચિંતામાં હું પડી ગયો છું. અન્ય રાજાઓ માટે તો તે બહુ મોટી વાત નથી પણ મારે માટે તે ખરેખર એક મૂંઝવણનો સવાલ થઈ પડયો છે." વિક્રમે ધીમેથી ચિંતા પ્રગટ કરી. " પણ એવું તે શું છે? દરેક વસ્તુનો ઉપાય તો હોયછે જ માટે મને ખુલ્લા દીલે તમારી વાત જણાવો." સરસ્વતી બોલી.

" એથી કંઈ જ ફાયદો થવાનો નથી."

" ભલે, પણ હું તમારી ચિંતામાં ભાગ તો પડાવીશ જ, માટે મને કહો." સરસ્વતીએ આગ્રહ કર્યો.

" તો સાંભળો, તમેય ક્ષત્રિય કન્યા હોઈ રાજનીતિ શીખેલાં છો, એટલે સમજી શકશો." એમ કહી વિક્રમે સરસ્વતીને પોતાના મનની ચિંતા વિગતવાર સમજાવી.

જેમ જેમ સરસ્વતી વિક્રમની વાત સાંભળતી ગઈ તેમ તેમ તે પણ ગંભીર બનતી ગઈ. થોડીવાર વિચાર કરી તે બોલી: " મને લાગે છે કે હું આ બાબતમાં કંઈક મદદરૂપ બની શકીશ. તમે મને કાલે ફરી મળજો. તે વખતે આપણે ઘટતો વિચાર કરીશું."

વિક્રમ ગયો અને સરસ્વતી ઊંડા વિચારમાં ડૂબી ગઈ. વેતાળ જે રાજનીતિનો સમર્થ જ્ઞાતા હતો અને જે અવંતીના તત્કાલીન રાજકારણથી પણ વાકેફગાર હતો તેણે " વિષકન્યા " યોજવા વિક્રમને સલાહ આપી હતી. વિષકન્યા માટે તાત્કાળીક કોઈ સુસ્વરૂપા યુવાન સુંદરીને હાથ કરી તાલીમ આપી પ્રયોગ વડે તેને તૈયાર કરવાની હતી. આ પ્રયોગ વેતાળ જાણતો હતો. પણ તેવી સુંદરી રજુ કરવાની તજવીજ વિક્રમે જ કરવાની હતી. વળી સિદ્ધ મહાત્મા હવે હિમાચળના સિદ્ધાશ્રમમાં જવા અધિરા થયા હતા. એટલે તેમની પાસેથી વખતસર સુવર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરી લેઈ તે વડે સેનાબળ પણ વધારવાનું હતું. પરંતુ તે સિદ્ધિની પ્રાપ્તી માટે પણ વિક્રમ તથા વેતાળ બંનેએ સિદ્ધની સમીપ કામિનીથી ન જીતાય તેવા અભેદ્ય સાબીત થવાની જરૂર હતી.

આ સાબીતી માટે સિદ્ધે પદ્મિની નારીના મોહક નાચ વખતે બંનેને હાજર રાખી કસોટી કરી લેવા નિર્ણય કર્યો હતો. તે કામ માટે પણ નૃત્યવિશારદ સુંદરીની આવશ્યકતા હતી. વેતાળ આ કાર્ય માટે જ નિપુણિકાને ઉપાડી લાવ્યો હતો. નિપુણિકા સ્વેચ્છાથી આવી એક દિવસ મોહક નૃત્ય કરી જાય એ પણ સંભવિત ન હતું. એવા આબરૂદાર ઘરની યુવતીની તેવા કામે મદદ માગવી એ પણ

વિક્રમ જેવા ચારિત્ર્યશીલ કુમારથી બને તેમ ન હતું. એટલે જે સુંદરીને વિષકન્યા માટે યોજવામાં આવે તેને જ પ્રથમ નૃત્ય કાર્યમાં યોજવી એમ વિક્રમે નક્કી કર્યું હતું. પણ વિષકન્યા થવા પણ કોઈ આગળ આવે તેમ ન હતું. વરંગુળની એક બે વેશ્યાઓને એવી કોઈ યુવાન સુંદરી મેળવી આપવા ખબર આપવામાં આવી, પણ તેમણે ૭ માસની મહેતલ માગી. નવી આણેલી કોઈ સુંદરીને નૃત્યાદિક તથા રતિરહસ્યથી અભિજ્ઞિત કરવા એટલો સમય ઓછામાં ઓછો આવશ્યક હતો, એમ વેશ્યાનું કથન હતું. વિક્રમ ૭ માસ થોભી શકે તેમ ન હતું. અવંતીની પ્રજાની આર્તચીસો તેને રાત દિવસ સંભળાતી હતી, એટલે ગમે ત્યાંથી વિષકન્યાને તાત્કાળીક મેળવવા તેની ઇચ્છા હતી. બીજી તરફ સિદ્ધ પણ ઉતાવળા થતા હતા એટલે વિક્રમની ચિંતા વધી પડી હતી.

વિક્રમની આ ચિંતા જાણીને સરસ્વતી પણ ચિંતિત બની ગઈ. પોતાનો દેહ સૌંદર્યથી ભૂષિત હોત તો પોતે જ આ કાર્ય માથે લેત એમ તેને લાગ્યું. પણ તે તો યૌવન અને રૂપ બધુંય લગભગ ગૂમાવી બેઠી હતી. દેશની મૂક્તિના મહાન કાર્યમાં એકાદ નવયૌવનાના યૌવન અને રૂપનો ભોગ દેવાય તે કંઇ બહુ મોટી વાત ન હતી, એમ સરસ્વતી માનતી હતી.

સરસ્વતીએ બહુ રીતે વિચાર કરી જોયો પણ તેને આ વિષયમાં કોઈ રાજમાર્ગ જડયો નહિ. છેવટે તેની નજર સુનંદા ઉપર ઠરી. પણ સુનંદાને તે વાત રૂચે તેમ ન હતું. વળી મહર્ષિ ગર્ગે સોંપેલી અતિથિ જેવી બાળાનો આવી કુટીલ રાજનીતિમાં હલકી રીતે ઉપયોગ કરવો વિક્રમને પણ રૂચે નહિ. સરસ્વતીએ બીજા બહુ બહુ વિચારો કર્યા પણ તે બધા નિષ્ફળ લાગ્યા. આ કાર્યમાં જો કોઈ પણ વ્યક્તિ ઉપયોગી થઈ શકે તેમ હોય તો તે માત્ર સુનંદા જ હતી એમ તેને

લાગ્યું. સુનંદાના ઉગતા યૌવનના સૌંદર્યની ભભક અને તેની નૃત્યાદિક કળાઓની અભિજ્ઞતા તેને આ કામ માટે બધી રીતે યોગ્ય ઠરાવતાં હતાં, એમ સરસ્વતી માનવા લાગી.

પણ આ વાત સુનંદાને સમજાવવી શી રીતે? ગમે તે ભોગે સુનંદાને સમજાવવી જોઈશે; અને તે કામ પોતાના કરતાં વધુ સારી રીતે કોઈ બીજું ન કરી શકે એમ પણ સરસ્વતીને લાગ્યું. અવંતીની મુક્તિ જંખતી સરસ્વતી એટલું ન કરી શકે, એક નારીને દેશ માટે તેનો દેહ આપવા ન સમજાવી શકે તો પછી તેના અસ્તિત્વનો કાંઈજ અર્થ ન હતો. સરસ્વતી સુનંદાને સમજાવવાના નિશ્ચય પર આવી ગઈ અને તેજ પળે સુનંદા પાસે જવા તૈયાર થઈ.

## [ ૪૦ ] સરસ્વતી અને સુનંદાની ચર્ચા

"સુનંદા ! અવંતીની મુક્તિને હવે બહુ વાર નહિ લાગે. મહારાજ વિક્રમને વેતાળની દૈવી મદદ મળી છે, એટલે હવે થોડા જ વખતમાં શકોનો નાશ થશે." સરસ્વતીએ સુનંદા સાથેના વાર્તાલાપમાં વાત ઉપાડી. બેઠેલી વાતને ઊપાડવામાંય ચાતુર્યની જરૂર પડે છે.

"હુંયે શકોના નાશ માટે મહારાજના જેટલી જ આતુરતા ધરાવું છુ. એ યવનોનાં પાપ હવે ભરાઈ ચૂક્યાં છે." સુનંદા બોલી.

"પણ મહારાજા એક નાની જેવી વાતમાં મૂંઝાઈ ગયા છે. તું હમણાં તેમને ઉદાસીન નથી જોતી ?" સરસ્વતીએ પૂછ્યું.

"હા, એવું જ લાગે છે. એમના પૂર્ણિમાના ચંદ્ર જેવા વદન પર ઉદાસીના વાદળની ઘેરી છાયા ફરી વળેલી જણાય છે, તેનું શું કારણ ?"

"ઉજ્જૈની જીતવામાં અને શકોનો નાશ કરવામાં મહારાજાને એક યુવાન સુંદરીના દેહની જરૂર પડી છે. બીજો રાજા હોત તો ગમે ત્યાંથી ગમે તેની વહુ બેટીને ઉપાડી લાવત પણ આતો મહારાજા વિક્રમ છે, એવો જુલમ એ કરવા નથી માગતા. એટલે રાષ્ટ્રદેવની પૂજામાં એક રૂપસી નારીના દેહ પુરતુ જ કામ અટક્યું છે. એથી મહારાજ ઉદાસી બન્યા છે." સરસ્વતીએ સમજ પાડી.

"એમાં નારીના દેહની શી જરૂર પડી હશે બેન?" સુનંદા બોલી, એ ભોળી બાળા રાજનીતિના જ્ઞાનથી છેક જ વંચિત હતી.

"એવી નારી દ્વારા બે કાર્ય સાધવાનાં છે. એક તો નૃત્યદાસી તરીકે એક દિવસ તેણે નિર્ણિત સ્થળે મોહક નૃત્ય કરવાનું છે અને તે પછી વિષકન્યા બની અવંતીને ચાંપી બેઠેલા શત્રુઓને વિષ પાવાનું છે."

"જરા વિગતથી તો સમજાવો. નારી શત્રુઓને શી રીતે વિષ પાઇ શકશે? એવું કોઈ ષડયંત્ર રચવાની યોજના છે વારું?" સુનંદા વિચારવિવશ બની પૂછવા લાગી,

સરસ્વતીએ તેને બધી હકીકત બને તેટલી સ્પષ્ટ રીતે સમજાવી અને પછી કહ્યું: "બેન, મારો દેહ દુર્બલ થયો છે. હું હજી જુવાન તો છું પણ મારાં રૂપ અને યૌવન કરમાઈ ગયાં છે. તેમ ન હોત તો હું જ મારો દેહ અવંતી માટે અર્પણ કરી દેત અને મહારાજા વિક્રમને ચિંતામુક્ત બનાવત."

"પણ બેન, રાજ્યની કોઈ વારાંગનાયે નથી મળતી?" સુનંદા થોડીવારે બોલી.

"અહીંની વારાંગનાઓ બધીયે આધેડ વયની છે. નવીન છોકરીઓ હાલ તૈયાર નથી તેથી કામ વિલંબમાં પડે છે અને

મહારાજા તેથી જ ચિંતાતુર બન્યા છે." સરસ્વતીની વાણીમાં વિક્રમ માટે અને અવંતીની મુક્તિ માટે ઊંડી લાગણી દેખાઈ આવતી હતી.

"આધેડ હોય તેથી ન ચાલે! વારાંગના તો પોતાને સદાય યુવાવસ્થામાં જ વિહરતી માને છે."

"બેન, વિષકન્યાનો પ્રયોગ અદ્વિતીય છે. તે પ્રયોગ નિષ્ફળ ન જાય તે માટે યોગ્ય પાત્ર જ પસંદ કરવું જોઈએ. તેના રૂપ અને યૌવન સમીપે બીજું બધું ફીકકું પડી જાય તેવી તે નારી રૂપસી હોવી જોઈએ. નવયૌવનજ આવી છાપ ઊડાવી શકે. અને તેવી કલાનિપુણ યુવાન વારાંગના હાલ અહીં કોઈજ નથી."

સુનંદા હવે મૂશ્કેલી સમજતી હોય તેમ ચૂપ રહી. તેને પણ વિક્રમની મૂશ્કેલી પ્રત્યે સહાનુભૂતિ પ્રગટી. તેને વિચારમાં ડૂબેલી રહેવા દઈનેજ સરસ્વતી બોલી: "હાય વિધિ! મારૂં રૂપ અને યૌવન તે શું દેશને બાંધવા માટેજ સર્જ્યું હતું? આજ હું રૂપસી હોત, મારૂં યૌવન આજ ઢોળાઈ ગયું ન હોત તો હું વિષકન્યા બની મારા રૂપની આગમાં શક રાજાને પતંગની પેઠે બાળી મૂકત."

"હવે બળાપો કરવાનો શો અર્થ છે બેન?" સુનંદા આશ્વાસન આપતાં બોલી.

"હાય, જો મારી પાસે તારૂં રૂપ અને યૌવન હોત સુનંદા! તો હું અત્યારે મારી જાતને ધન્ય બનાવી લેત બેન! મને તારૂં રૂપ અને યૌવન થોડા દહાડા ઉછીનું આપ. સાધ્વીપણા કરતાં રાષ્ટ્રભક્તિ મને વધુ મહત્વની અને પવિત્ર લાગે છે. તું તારૂં રૂપ આપે તો હું ખૂશીથી રાષ્ટ્રદેવની વેદીનો બલી બની જાઉં." ઉત્તેજક સ્વરે સરસ્વતી બોલી રહી. એની આંખમાં મોતી જેવાં બે આંસુબિંદુ તગી રહ્યાં હતાં.

પોતાના રૂપ અને યૌવનનો નિર્દેશ કરતી સરસ્વતીના મનનો ભાવ સુનંદા કંઈક અંશે સમજી. તેણે ધીમેથી કહ્યું : " બેન, હું અબુધ નારી છું. મને રાજકારણની ગમ નથી. જો તેમ ન હોત તો હું મારી માતૃભૂમી માટે મારી જાતને અર્પણ કરી વિક્રમ મહારાજની ચિંતા ટાળી દેત. "

" સુનંદા ! વિક્રમ મહારાજે તારા ઉપર કેટલા ઉપકાર કર્યા છે તે તું ભૂલી જાય છે. એમની ચિંતા અત્યારે તુંજ ટાળી શકે તેમ છે બહેન ! " સરસ્વતીએ લાગ જોઈ વાતને પાટા ઉપર ચઢાવી દીધી.

" મારી એટલી બધી તાકાત નથી બેન. હું તો વૈશ્યકન્યા છું. " સુનંદા સરસ્વતીના પ્રસ્તાવથી તેને પ્રગટેલો અણગમો છૂપાવી બોલી.

" તે તને યુદ્ધ કરવાનું કોણ કહે છે ? દેશની મહા આફતની ઘડીએ જે નારી જરા સરખો પ્રપંચ ન રમી જાણે તેનામાં દેશભક્તિનો છાંટોય ન હોય. હું તને તેટલી બધી હિન નથી માનતી. " સરસ્વતી જુસ્સાપૂર્વક બોલતી હતી.

" હું નૃત્યદાસીના કામની જવાબદારી ઉઠાવીશ. એથી વિશેષ હું શું કરી શકું ? " સુનંદા સંકોચ અને ક્ષોભ અનુભવતી બોલી ઊઠી. ધોધબંધ વહી આવતા મહાપ્રવાહને માર્ગ આપતી હોય તેમ સરસ્વતીના વાણીં પ્રવાહમાંથી બચવા તે બોલી ઊઠી.

" એનો શું અર્થ છે બેન ? વિષકન્યા બનીને જીવનનો ભોગ આપતાં તો તું ડરે જ છે એમ ને ? " સરસ્વતી સુનંદાના ડરને ઉઘાડો પાડી તેને ઉત્તેજિત કરવા લાગી.

" હવે દુનિયામાં મને ય કોઈ સ્વાર્થ નથી. દેશને માટે આહુતિ બનવું એ પરમ ભાગ્ય લેખાય. પણ સમાજરૂઢી વિરુદ્ધ કોઈ અસાધારણ માર્ગ અખત્યાર કરતાં હું ગભરાઉં છું. " સુનંદા બોલી.

"એમાં શું રૂઢી વિરુદ્ધ છે?"

"તમે ભલે ન માનો. હું એક પવિત્ર વિધવા છું. મારો દેહ મારા મૃત સ્વામીને એકવાર અર્પણ થઈ ગયો છે. એ દેહને હું નહિ અભડાવી શકુ. દેશ માટે મને માન છે. પણ......" સુનંદા આગળ ન બોલી શકી.

"પણ શું? કેમ અટકી ગઈ?"

"મારા શીલનો ભંગ થવાની વાત આવે એટલે હું અટકી જ જવાની. દેશ અને શીલ એની પસંદગીમાં મને શીલ કિંમતી લાગે છે."

સુનંદા લાલચોળ બની ગઈ હતી, તેના ઉરના સકળ ભાવો ઉત્તેજિત બની ગયા હતા. સરસ્વતી તેને જોતી હસીને બોલી: "અવંતીની હજારો નારીઓનાં શીલ કરતાં તારૂં એકનું શીલ ઘણું જ કિમતી છે એમ?"

"એવું હું નથી કહેતી." મૂંઝાઈને સુનંદા બોલી ઊઠી. "તો પછી આજે એ નારીઓનાં શીલ લૂંટાય છે, તે અટકાવવા તું તારા શીલનો ભોગ આપતાં પાછી કેમ પડે છે?"

"મને તમારૂં કથન ગળે નથી ઉતરતું." સુનંદા કંટાળો દર્શાવી બોલી.

"ગળે તો રૂપાળું ઉતરતું હશે, પણ મારી બેન! તું માત્ર તારો સ્વાર્થ જ વિચારી રહી છે. સ્વાર્થ અને પરમાર્થ અથવા રાષ્ટ્રનો સ્વાર્થ એ બે સાથે ન સધાય. રાષ્ટ્રના સ્વાર્થની સાધના માટે નિજનો સ્વાર્થ હોમી દે, તેજ રાષ્ટ્રભક્ત ગણાય છે. માટે બેન, જરા સ્થિર ચિત્તે વિચાર કર એટલે તને મારી વાત સમજાશે."

"તમારી વાત ખરી હશે પણ મારા મનનું સમાધાન નથી થતું." જરા ઢીલા સ્વરે સુનંદા બોલી. તેની તે ઢીલાશને અનુકુળ માની લઈ સરસ્વતી બોલીઃ "ભલે, વિચાર તો કરી જોજે આ બાબત. તારૂં મન ફાવે તો તૈયાર થજે. દેશ તારો અનંતકાળ પર્યંત રૂણી બનશે અને તું અમર બનીશ."

"તમે સ્ત્રી થઈને શીલનો પ્રશ્ન કેમ ગૌણ માનો છો તે મને નથી સમજાતું" સુનંદા થોડીવારે બોલી.

"શીલ એ મનની વસ્તુ છે, દેહની નહિ. મનના શૌચ વગરનું બહારનું શુચિપણું નકામુ છે. તું તારા પતિમાં જ આસક્તિવાળી છે, મરતાં સુધી તારી તે આસક્તિ કાયમ રહેવાની છે. તે સ્થિતિમાં તું નિરાસક્ત મને દેશની સેવામાં પડે અને તને કોઈ મ્લેચ્છ સ્પર્શ કરે તેથી તારો દેહ ભલે અભડાતો હોય, પણ મન નથી અભડાતું, દેહ તો માત્ર સ્નાનથી શુદ્ધિ પામવાવાળો છે. ખરૂં શીલ અને પવિત્રતા એ તો મન અને આત્માની વસ્તુ છે. તેને કોઈ ભ્રષ્ટ કરી શકતું નથી." સરસ્વતીના આ કથને સુનંદાના હૃદયમાં સારો પ્રકાશ પાડ્યો. તે ઉંડા વિચારોમાં ડૂબી ગઈ.

## [ ૪૧ ] સુનંદાનો નિર્ણય

સુનંદાએ વિચારસમુદ્રમાં મારેલી ડૂબકીમાં તેને કોઈ વિચાર મૌક્તિક સાંપડયું કે નહિ તે સમજાયું નહિ. છતાં સરસ્વતી અને તે છૂટાં પડયાં તે વખતે તેનું મુખ ગંભીર બની ગયેલું જણાતું હતું. તેના ઉરમાં મંથન ચાલી રહ્યું હોય એમ તેની સ્થિર આંખ કહી રહી હતી. રાષ્ટ્રપ્રેમ અને નારીના શીલ પ્રત્યેનો પ્રેમ તેના અંતરમાં વાદાવાદ કરવા લાગ્યો. ગમે તે એક નિર્ણય કરવાની જાણે તેનામાં તાકાત ન હોય તેમ તે બંને વિચારો વચ્ચે હીંડોળા ખાવા લાગી. મોડી રાત સુધી સુનંદા તે વિચારોમાં ઊંઘી શકી નહિ. કેટલીકવાર તો તે છૂટે મોંએ રડી, પણ તેના વિચારોનો ઉભરો બરાબર હેઠો બેઠો નહિ.

"નારીના શીલથી જગતમાં બીજી મોટી ચીજ કયી છે?" સુનંદાનો શીયળ પ્રત્યેનો પ્રેમ બોલી ઊઠયો.

"હા, પણ લાખો નારીનાં શીલ કરતાં એક નારીનું શીલ મોટું ગણાય?" રાષ્ટ્ર પ્રેમ બોલી ઉઠ્યો.

"સૌ સૌની સંભાળી લે. સુનંદા ક્યાં અવંતીના નારી સમાજને રક્ષવાનો ઈજારો લઈ બેઠી છે?"

"તો એવી ધારણાથી સુનંદાને વિક્રમે અને ગર્ગે સાચવી ન હોત તો પછી સુનંદા આજ પર્યંત શીલવતી રહી શકી હોત?"

"એ ખરું, પણ શીલનું અર્પણ તો મોંઘુ પડે ભાઈ." શીલપ્રેમ દલીલ વગર ગૂંચવાયો.

"શીલને બદલે પણ શીલ મોંઘુ પડે એ તે કેવી વાત? અવંતી દેશના આગેવાન ગર્ગ અને વિક્રમે સુનંદાના શીલની રક્ષા કરી છે. હવે એ જ અવંતીની રક્ષા માટે સુનંદા આજે તેનું શીલ આપી દે તેમાં ઉપકાર પણ શાનો? અપકારી થવું હોય તો જુદી વાત." રાષ્ટ્ર પ્રેમે સબળ દલીલ કરી.

"ઉપકારના બદલામાં પણ શીલનું દાન મોંઘું છે."

"વાણીયાને તો પોતાના સ્વાર્થ જેવું મોંઘું બીજું કાંઈજ નથી દેખાવાનું. રાષ્ટ્ર માટે મરી ફીટવાની તારી વાતો પોકળ છે તે આ ઉપરથી સાબીત થાય છે."

"લ્યો, સુનંદાને રાષ્ટ્ર માટે વધેરી દો. તેના શીલને માત્ર સુરક્ષિત રાખજો." સ્વાર્થે દલીલ કરી.

"પોતાના આત્માનું અને મનનું શીલ સાચવવું તે તો સુનંદાના હાથની વાત છે. દેહના અભડાવાથી આત્મા કે મન નથી અભડાતાં. સુનંદા નિરાસક્ત મને વિષકન્યા બને, દેહથી મનને અને આત્માને પર સમજે તો તે શીલવતી જ ગણાશે." રાષ્ટ્રભાવે સમજ પાડી.

"પણ એ કાજળની કોઠીમાંથી વિના કલંકે બહાર શી રીતે નીકળાય?"

"રાષ્ટ્ર માટે મરનારે એવી ચતુરાઈ તો મેળવવી જ પડે. જે રાષ્ટ્રે દેહ આપ્યો, તેને પોષ્યો અને વધાર્યો, જે રાષ્ટ્રે રક્ષણ અને શાંતિ આપ્યાં, પ્રેમ કરવા પતિ આપ્યો, વિલાસ માટે પ્રકૃતિ આપી અને ઉદાર બંધુભાવનો ઉમળકો આપ્યો તેને માટે માનવી જે કરે તે ઓછું છે. શીલનું બહાનું તેમાં આગળ લાવીને નિર્બળતા ઢાંકવી હોય તો ભલે ઢાંકો, રાષ્ટ્ર માટે મરવામાં જ શીલની સાચી કસોટી છે."

આખરે રાષ્ટ્ર પ્રેમની જીત થતી જણાઈ. સુનંદાનું માનસ જાણે ડામાડોળ બની ગયું. સાગરમાં ડોલતા નાવ જેવા તેના મને બધા વિચારો કરી જોયા. સરસ્વતીની વાણી તેને સાચી જણાવા લાગી, હૃદયમાં ઊંડે ઊંડે શીલનો પ્રેમ ડંખી રહ્યો હતો, છતાં સરસ્વતીની દલીલો અને રાષ્ટ્ર માટેની લાગણી સુનંદાને ઉરે વીરહાક જગાવી રહી.

મોડી રાતે ઊંઘમાં પણ સુનંદાને આજ વિષયનાં સ્વપ્ન આવ્યા કર્યાં. સ્વપ્ન એ મનોકલ્પનાની સૂક્ષ્મ છબી છે, એમ કહીએ તો ખોટું નથી. સ્વપ્નમાં સુનંદાને મૃત સ્વામીનાં દર્શન થયાં. સ્વામી સુનંદાને કહી રહ્યા હતા: "પ્રિયે, તું રાષ્ટ્રને માટે મરતાં ડરીશ નહિ. શકોનો નાશ તારા હાથે થાય તો મારા ઘાતના વૈરનો પણ બદલો વળે."

"પણ મારા દેહનું ને શીલનું શું થશે સ્વામી?" સુનંદા જાણે સ્વામીને પૂછવા લાગી.

"તારો આત્મા અને મન મને જંખી રહ્યાં છે. તું શકોનો નાશ કરી મારું વૈર લઈ મારી પાસે ચાલી આવજે."

"મને તમે અપવિત્ર થયેલી તો નહિ માનોને?" સુનંદ નમ્રતાથી પૂછી રહી.

"ઘેલી સુનંદા, મેં કહ્યું ને કે તારો દેહ અભડાશે તો'યે મને તે સાથે નિસ્બત નથી. પર લોકમાં આપણે સૂક્ષ્મ શરીરથી જ મળવાનાં છીએ. સ્થૂળ દેહતો પૃથ્વીમાં જ પડ્યો રહેવાનો છે. માત્ર તેમાં રહેલું તારું મન દૂષિત ન થાય તો બસ."

"તો ભલે. હું વિષકન્યા બની રાષ્ટ્રની સેવા કરીશ. બનશે તેટલા યવનોને સંહારીશ અને પછી આપની સમક્ષ આવી પહોંચીશ." સુનંદાએ કહ્યું.

"એ જ મારી અનુજ્ઞા છે. તું હવે મજબૂત બની તારા નિશ્ચયને ડગવા ન દેતી." સુનંદાના સ્વામીએ સુનંદાને હિંમત આપી.

આ સ્વપ્નમાંથી સુનંદા વળી બીજા સ્વપ્નમાં સરી પડી. તે ઊંઘતી હતી પણ તેના વિચારોને ઊંઘ નહોતી આવી, વિચારોની સૂક્ષ્મ સૃષ્ટિ કાર્ય કરી રહી હતી. અને તેની અસર અર્ધ સુપ્ત મન ઉપર થઇ રહી હતી. ઊંઘમાં પણ માણસ ઘણીવાર વિચારો અને કલ્પનાઓ તો કરે છે જ, પણ તેની તેને માત્ર ખબર નથી હોતી–પણ ખબર ન હોય તેટલાજ ખાતર તે તેનાં પરિણામોમાંથી છટકી શકતો નથી,

પ્રાતઃકાળે સૂર્યોદય થતાં જ સરોવરનાં કમળો ખીલી ઊઠ્યાં. તેની સાથે જ સુનંદાનાં નયન કમળ પણ ઉઘડ્યાં. આજે એ નયનોની છટા મદથી ભરેલી હતી. પાંદડી જેવાં પોપચાં ઉઘડતાંની સાથે જ સ્થિર બની ગયાં. જાણે નવી સૃષ્ટિને જોઈને એ પચાવતાં ન હોય! સુનંદા જાણે નવી જ સૃષ્ટિમાં જાગી હતી. રાતની ડામાડોળ સ્થિતિને બદલે તેના મનમાં નિર્ણયનો દૃઢ સ્થંભ રોપાયો હતો. ગમે તેમ હોય પણ રાષ્ટ્રને ખાતર બલી બનવાને તેણે પથારીમાં બેઠાંબેઠાં જ જાગૃત નિર્ણય કરી લીધો. પોતે રાષ્ટ્રદેવની પૂજાનું ફુલ હોય, હુત દ્રવ્ય હોય તેવો ભાવ ધારણ કરીને સુનંદા પથારીમાંથી ઊઠી. મુક્ત મને દંત ધાવનાદિકથી પરવારી સુનંદાએ તુરતજ સરસ્વતીના નિવાસ પ્રતિ ડગલાં ભરવા માંડ્યાં. એ ડગોમાં અડગતા હતી, જુસ્સો પણ હતો.

“કેમ બેન સુનંદા ! અત્યારમાં વહેલી ક્યાંથી ?” સરસ્વતીએ તેને જોતાં જ પૃચ્છા કરી.

“મારો નિશ્ચય જણાવવા હું આવી છું.” સુનંદા સ્થિર દ્રષ્ટિને ભૂમી પર ચોંટાડી રાખી બોલી. જાણે એ દ્રષ્ટિ તેના સ્થિર નિશ્ચયની સૂચક ન હોય !

“શું નિશ્ચય જણાવવો છે વળી ?”

“મેં તમારી સલાહ પ્રમાણે અવંતી દેશને માટે બલી બની જવાનું સ્વીકાર્યું છે. વિક્રમ મહારાજ હવે મારો જે ઉપયોગ કરવા માગતા હોય તે ખુશીથી કરે.”

“શું કહે છે તું બેન ? સાચી વાત ?” સરસ્વતી આનંદ પામી.

“હા, સાચી વાત કહું છું. અને હવે હું અધિરી બની છું, દેશને ખાતર મારો બલી વહેલામાં વહેલો સ્વીકારાય એવી મારી ઇચ્છા છે.”

× × ×

તે દિવસે સાંજે જ્યારે વિક્રમ સરસ્વતી પાસે આવ્યો ત્યારે સુનંદા ત્યાં જ હતી. સરસ્વતીએ તેને સુનંદાના નિશ્ચયની વાત કરી ત્યારે વિક્રમ ક્ષોભ પામ્યો. તે બોલ્યો: “ના, મારાથી સુનંદાનો એવો ઉપયોગ ન થઈ શકે.”

“શું વાંધો આવે છે ?” સરસ્વતીએ પૂછ્યું.

“સુનંદા ગુરુ ગર્ગે મને સોંપેલી પવિત્ર દોલત છે, તેનો હું આવો મલિન વ્યય ન કરી શકું, એવો વિજય મારે નથી જોઈતો.”

“પણ મહારાજ, મારી પોતાની જ એવી ઇચ્છા છે. માટે આપ મને દેશસેવા માટે મારા દેહનું બલીદાન દેવાની તક આપો.” સુનંદા બોલી ઊઠી.

"એમાં હું સ્વાર્થી ઠરી જાઉં, મારાથી એવું થાય જ નહિ."

"અવંતીની મુક્તિનું કાર્ય અમારું બધાનું–સંયુક્ત સ્વાર્થનું છે. તેમાં તમારો એકલાનો સ્વાર્થ નથી, માટે મને રાષ્ટ્રની મારાથી થવા યોગ્ય સેવા કરી લેવા દો." સુનંદાએ આજીજીપૂર્વક માગણી કરી. તેના પતિનો સૂક્ષ્મ દેહ જાણે તેને પ્રોત્સાહિત કરી રહ્યો હોય તેમ સુનંદા અનુભવી રહી હતી.

સરસ્વતી તથા સુનંદાની ઘણી સમજાવટ પછી આખરે વિક્રમે કચવાતે મને સુનંદાની માગણી સ્વીકારી; અને તે સુનંદાને યોગ્ય સૂચનો આપી સિદ્ધને મળવા માટે ચાલતો થયો.

## [ ૪૨ ] સુનંદાનો નૃત્યપ્રયોગ

સિદ્ધ હવે હિમાલયમાં ચાલ્યા જવા માટે ઉતાવળ કરતા હતા. 'મને હવે ગુરુનો આદેશ છે, માટે તમે ઇચ્છતા હો તો સુવર્ણસિદ્ધિ મેળવી લ્યો' એમ તે વેતાળ તથા વિક્રમને વારંવાર કહી રહ્યા હતા. આખરે સુનંદા કબૂલ થયા પછી એક દિવસ સુનંદાનો નાટારંભ યોજવાનું નક્કી થયું. સિદ્ધ વિક્રમ અને વેતાળ બંનેના પરિચયથી તેમની પાત્રતા મનમાં સ્વીકારી ચૂકયા હતા. છતાં ગુરુપરંપરાનો દઢ સંપ્રદાય સાચવવા તેમણે સુનંદાના નૃત્યરૂપી ઔપચારિક કસોટી યોજવાનું નક્કી કર્યું.

નિયુક્ત કરેલા દિવસે સુનંદા પણ વખતસર સિદ્ધાશ્રમની ગુફામાં આવી પહોંચી હતી. સિધ્ધે તેને યોગ્ય સૂચનાઓ આપી નૃત્યદ્વારા ભગવાનની યોગમાયાનાં બધાં મોહક અસ્રો મૂર્ત કરી બતાવવા સમજાવ્યું હતું. છોકરીનું નમણું સૌંદર્ય જોઈ સિદ્ધ મહાત્મા પણ સમજ્યા કે' આ નૃત્યાભિનય છેક ફારસરૂપ તો નહિ જ થાય. તે દ્વારા

તેઓ વિક્રમ અને વેતાળનું વધારે ઊંડુ માપ કાઢી શકશે એમ તેમને લાગ્યું.

વેતાળ ભટ્ટ સિદ્ધના લાંબા સંપર્કથી બદલાવા લાગ્યો હતો. તેની એષણાઓનો વેગ અને ચોટ કમી થયાં હતાં, તે દિનપ્રતિદિન સાત્વિક બની રહ્યો હતો. છતાં તેનામાં હજી ગર્વ રહ્યો હતો. બળ અને ચાતુરીનો ગર્વ તેને વાયુના પરપોટાની પેઠે ફુલાવી રહ્યો હતો. એ ગર્વને સ્થાને નમ્રતા પ્રવેશે એટલે વેતાળ સિદ્ધત્વને માટે લાયક થશે, એમ સિદ્ધ માનતા હતા. વિક્રમે વેતાળનો ગર્વ ચૂર્ણ વિચૂર્ણ કરી નાંખ્યો અને વેતાળે ઉદારતાપૂર્વક તેનો સ્વીકાર કર્યો, તે જોઈ સિદ્ધ રાજી થયા. વેતાળ હવે પોતાની સિદ્ધિઓનો વારસ થવા સંપૂર્ણ લાયક થયો, એમ સિદ્ધને તેની આ નમ્રતા જોઈ ખાત્રી થઈ.

સિદ્ધ મહાત્મા અવંતીના શકોના જુલમોની વાત જાણતા હતા, પ્રજાના ત્રાસને નિવારવા અને અવંતી પ્રાંતને મુક્ત કરવા વિક્રમ મથી રહ્યો હતો તે પણ તે જાણતા હતા. રાજકુમાર વિક્રમનું નામ તે વર્ષોથી મનમાં પ્રસંશાપૂર્વક સાચવી રહ્યા હતા, એ ચારિત્ર્યશાલી કુમાર આર્યાવર્તના ઇતિહાસમાં અમર નામના કરી પ્રજાપાલનનો અપૂર્વ આદર્શ રાજવંશોને આપી જશે એમ તે મનમાં માનતા હતા. આવા રાજવીને પ્રજાકીય પ્રવૃત્તિઓના પોષણ માટે તથા ઉદાર રાજનીતિના નિભાવ સારું સુવર્ણસિદ્ધિ આપવાની તેમની ઇચ્છા હતી. આવી રીતે જો લોકસંગ્રહ માટે એકાદવાર પણ એ સિદ્ધિ ન વપરાય તો પછી તે વાંઝણી જ લેખાય. સિદ્ધ પોતાની સિદ્ધિને વિનાકારણ વાંઝણી રાખવા ઇચ્છતા ન હતા. વેતાળ ભટ્ટને તો હવે તે સિદ્ધિનો પૂર્વના જેટલો મોહ ન હતો. ગુરુપરંપરાના જ્ઞાન માટે તે સિદ્ધિ તેને બતાવવાની હતી. વિક્રમ જ તે સિદ્ધિનો દુરુપયોગ કર્યા સિવાય તેને સફળ બનાવી લેશે એમ સિદ્ધ માનતા હતા. વિક્રમના લોકસંગ્રહના–અવંતીના ઉદ્ધારના પવિત્ર કાર્યમાં પડીને વેતાળ પણ વધુ શુદ્ધ થાય

એવી સિદ્ધની ઇચ્છા હતી; અને તેથી તેમણે પોતાના શિષ્યને વિક્રમને તાબે થતો જોવામાં નાનમ ન માની પણ તે પ્રસન્ન થયા.

વેતાળ ગુફાના એક વિશાળ દિવાનખાનામાં રંગબેરંગી રેશમી પડદાઓ, તોરણો તથા અવનવી રોશની વડે ચમકતું કામચલાઉ નાટયગૃહ તૈયાર કરવામાં આવ્યું હતું. નાટયપીઠ ઉંચાણમાં અને રોશની તે સ્થળે વધુ આકર્ષક રીતે પડે તેમ રાખવામાં આવી હતી. વિક્રમ અને વેતાળ સિદ્ધ સાથે તે ગૃહમાં આવી પોતાના સ્થળે બેઠા તે વખતે માદક સુગંધ વડે તે ગૃહ મઘમઘી રહ્યું હતું. વિક્રમને આ સુગંધની માધુરી અપૂર્વ લાગી, નાટયગૃહ પણ કોઈ અજબ સૌંદર્યશ્રી વડે આકર્ષક લાગતું હતું. ગણધરભટ્ટ આવીને મૃદંગાદિ વાદ્ય સાથે તખ્તા પર એક બાજુ બેસી ગયો, થોડી વારે નૂપુરનો ઝમકાર થયો અને એક પડદો ખસેડી શશીનેયે શરમાવે તેવા દુર્લભ રૂપયૌવનવાળી સુંદરી ઠમકતી ચાલે, મોહક લીલા દર્શાવતી તખ્તા પર આવી ખડી થઈ.

સુંદરીનું સર્વાંગ પુષ્પમાળાઓની કલાથી કનકવેલ જેવું કમનીય લાગતું હતું. તેના કનકકુંભ જેવા સ્તનોને એક અતિ બારીક પોતવાળા રેશમી કપડાની ગાંઠથી બાંધેલા હતા, તે સિવાય કટી પ્રદેશ ઉપર તેવું જ નામનું રેશમી આચ્છાદન હતું—બાકીનો દેહ આખો પુષ્પ-માળાઓ વડે શોભતો હતો.

ધીમી ઠમકપૂર્વક નર્તકીએ માનસિક પૂજનનો અભિનય આદર્યો, મૃદંગનો તાલ પૂરાવા લાગ્યો અને કામદેવના તંગ ધનુષ્યની પેઠે નર્તકીનો સુકોમળ દેહ અવનવા મરોડ વડે વગર તીરે પ્રેક્ષકોને ઘાયલ કરવા પ્રયત્નવાન બન્યો. બરાબર આજ વખતે પડદા પાછળથી એક પુરુષનો મીઠો અવાજ સંભળાયો:—

×चकित मृगदृशामे प्रान्तरक्ते च नेत्रे ।
स्तनयुगलमनर्घ्यं श्रीफलश्रीविडम्बि ॥
तिलकुसुमसमानां बिभ्रती नासिकां च ।
द्विजसुरगुरुपूजा श्रीर्दधाना सदैव ॥
कुवलयदलकान्तिः भाति चांपेय गौरी ।
व्रजति मृदुसलीलं राजहंसीव तन्वी ॥
त्रिवलिवलितमध्या हंसवाणी सुवेषा ।
मृदु शुचि लघुभुंक्ते मानिनी गाढलज्जा ॥
धवलकुसुमवासोवल्लभा पद्मिनी या ।
रसिकजन मनोज्ञां वीक्ष्यतां तां सुशोभाम् ॥

વાતાવરણમાં એક જાતની વિલાસની માધુરી છલકાઈ રહી, નર્તિકા સુનંદા પણ જાણે આજે અપૂર્વ બની ગઈ હતી. દુઃખથી દાઝેલો એનો દેહ જાણે સિદ્ધના મંત્ર વડે આજે નવપલ્લવિત બની ગયો હતો. એની શોભા અને છટા વિક્રમને પણ અવનવી જ લાગી. પદ્મિની નારીનાં સુલક્ષણોથી શોભતી સુનંદા બ્રહ્મદેવના કલાકૌશલ્યના અપૂર્વ નમુના જેવી લાગતી હતી, એનો કનકચંપક જેવો ગૌર દેહ

× જેની મૃગ સમાન ચકિત આંખના ખુણાઓ લાલ છે, જેના સ્તનયુગલ નાળીયેરની શોભાને પણ લજાવે તેવા સુંદર છે, જેની તલના પુષ્પ સમાન નાસિકા છે, જે બ્રાહ્મણ, દેવતા અને ગુરૂના પૂજનની શોભાથી સદા શોભી રહી છે, જે કમળ દલના જેવી કાન્તીવાળી, ચંપાના ફુલ જેવી સુંદર અને રાજહંસની પેઠે મનોહર ચાલે ચાલનારી તથા કોમળ છે, ત્રિવલીથી જેનો મધ્યભાગ શોભી રહ્યો છે, જેની હંસના જેવી વાણી છે, જેણે સુંદર વેશ ધારણ કરેલો છે, જે થોડું-મૃદુ ભોજન કરનારી, ઘણી જ શરમાળ અને માનિની છે, જેને ધવલ કુસુમો અને ધવલ વસ્ત્રો વધુ ગમે છે તે પદ્મિની નારીની શોભાનો બહાર ઓ રસિક જનો! તમે જોઈ લ્યો.

"રતિ રહસ્ય"માંથી સુધારા વધારા સાથે.

રોશની વડે સુવર્ણની અદ્‌ભુત ઝલક ધારણ કરતો હતો. તલના ફુલ જેવું સુરેખ નાક, રેશમી પોપચાં નીચે રમતી ભ્રકુટીરૂપી કમાનના તીર જેવી તેજસ્વી કીકીઓ તથા પાકા ઘીલોડા જેવા રાતા ઓષ્ઠ જોનારને મુગ્ધ કરે તેમ હતા.

સુનંદાના ગૌર પ્રફુલ્લ વદન ઉપરની સુંવાળી શ્યામ વેણી સૂર્યના સ્મિતથી ઝળકતા કૈલાસ પર ઝૂલતા શ્યામ મેઘખંડ જેવી લાગતી હતી. તેના કંઠમાંનો ધવલ હીરાનો હાર પુષ્ટ સ્તનો વચ્ચે સંતાઈ જતો હતો, તે જોતાં ગિરિવરોની ખીણમાં વહી જતા નિર્મળ ઝરણની કલ્પના આવી જતી. એ ઝરણ જાણે નીચે ખીણમાંથી આગળ વધી નાભીરૂપી રમ્ય વમળનું રૂપ ધારતું હોય તેમ લાગતું હતું. સૌંદર્યના જળઘોધ જેવી કટીમાંથી ફુટી નીકળતી પુષ્ટ જંઘાઓ, શેરડીના મધુર દંડ જેવા ભુજ દંડો અને કળી જેવી અંગુલીઓ: એ સૌ નર્તિકાને અપાર્થિવ સૌંદર્યના નમુનારૂપ બનાવી રહ્યાં હતાં.

વાદ્યો સાથે તાલબદ્ધ નૃત્ય શરૂ થયું, નરના લોહીમાં વસી રહેલો કામદેવ જાગીને બાણુ ક્રોડ રૂંવાડાં રૂપી આંખોએ આ સૌંદર્ય અને નૃત્યને એકી ધ્યાને પીએ તો યે ન ધરાય તેવી સૌંદર્યલીલા અને માધુરી સુનંદાએ ખડી કરી દીધી. સિદ્ધ વખતો વખત નૃત્યને પ્રસંશતા વીર વેતાળ અને વિક્રમના સામે જોઈ તેમનાં હૃદયની ઉથલપાથલનું માપ કાઢી રહ્યા હતા.

વિક્રમ અને વેતાળ બંને નૃત્ય જોતા હતા, છતાં તેમના અંતરમાં એ નૃત્યને છોડીને અતિરિક્ત કોઈ ભાવના હતી, જે તેમને નૃત્ય કરતાં વધુ ભવ્ય લાગતી હતી, એ સુંદરીના સૌંદર્ય કરતાં એ ભાવના બંનેને વધુ આકર્ષક લાગતી હતી. અને તે માટેની સચિંતતા તેમના દેખાતા આનંદની નીચે જ પડી હતી, તે સિદ્ધ જોઈ શકતા હતા. એક ઘડી સુધી મોહક નૃત્યની સરિતા વહી રહી. સિદ્ધ ગુફાનો એ

ખંડ જાણે એક ઘડી માટે દેવરાજની નૃત્યસભા બની રહ્યો. આખરે બંને શિષ્યોને જિતેન્દ્રિય માની લઈ સિધ્ધે નૃત્ય બંધ કરવા ગણુધરને સૂચના કરી અને વાદ્યના તાલે નાચતી નર્તિકાને ગણુધર ભટ્ટે તે સૂચન પહોંચાડતાં નૃત્ય ધીમે ધીમે વિરામ પામ્યું.

"નારીના દેહની અને પુરુષના પૌરુષેયની આથી વધુ વિડંબણા મારે નથી કરાવવી—તમે બંને જિતેન્દ્રિય છો, તેની મને ખાત્રી થઈ છે." સિધ્ધે સ્વસંતોષથી ઉદ્દગાર કાઢ્યા અને વિક્રમ તથા વેતાળને આશીષ આપી.

"ગુરુદેવ! ગમે તેવા તો'ય અમે માટીના છીએ." વેતાળે વિવેકથી કહ્યું.

"ભલે, પણ તમારી માટી એવી સુપાત્ર છે કે તેમાંથી અમરત્વના રોપ ઉગી નીકળશે." સિધ્ધે સંતોષ બતાવ્યો અને પછી તેઓ નાટ્યગૃહમાંથી બહાર નીકળ્યા. વિક્રમ મૂગો મૂગો મનથી જ સિદ્ધની તારીફ કરી રહ્યો હતો.

## [ ૪૩ ] સિદ્ધની વિદાય

સુવર્ણસિદ્ધિ જે વાસ્તવિક રીતે એક રાસાયણિક કીમીયો હતો તે વિક્રમ તથા વેતાળને શીખવવા સિદ્ધે તૈયારી કરી. તેના મહત્વ તથા ઉપયોગ વિષે સમજુત આપ્યા પછી સિદ્ધે તેની રીત વિગતવાર વર્ણવી બતાવી; અને પ્રત્યક્ષ પ્રયોગ માટે સામગ્રી લાવવાની વેતાળ તથા વિક્રમને આજ્ઞા કરી. આ સામગ્રીમાં મુખ્યત્વે કાવેરી તીરના જંગલોમાંથી ખનિજ સુવર્ણમૃતિકા તથા કેટલીક વનસ્પતિઓ લાવવાની હતી. સિદ્ધે વેતાળ તથા વિક્રમને તે વસ્તુઓનાં ઉત્પત્તિસ્થળો તથા ઓળખ પડે તેવી બીજી નીશાનીઓની સમજ આપી. સુવર્ણમૃતિકા લાવતા પહેલાં તે કામની છે કે નકામી તે તપાસી જોવા અમુક વનસ્પતિના પાનનો રસ છાંટી તે કેવો રંગ પકડે છે તે જોવાની ખૂબીઓ પણ સિદ્ધે સમજાવી.

વિક્રમ અને વેતાળ કાવેરી તીરનાં જંગલોમાં ભમી ઉપયુક્ત સામગ્રી લઈ આવ્યા એટલે તે વડે રાસાયણિક પ્રયોગની સિદ્ધિથી સોનું બનાવવાની હિકમત સિદ્ધે તેમને પ્રત્યક્ષ બતાવી. માટી જેવી પીળી ગાંગડીઓને સિદ્ધે જે હિકમત વડે શુદ્ધ કુંદનના પાટલામાં ફેરવી નાંખી હતી તે જોઈ વિક્રમ અને વેતાળ નવાઈ પામ્યા.

"આ વિદ્યા હવે તમારી થઈ. એને સાચવવી અને તેનો લોકસંગ્રહ માટે ઉપયોગ કરવો એ તમારી ફરજ છે." સિદ્ધે વિક્રમ તથા વેતાળને સમજ પાડી.

"આ વિદ્યા અમે બીજાને શીખવી શકીએ ખરા ?" વેતાળે પૂછ્યું.

"વેતાળ, ગમે તે એક પાત્ર માણસને તું આ વિદ્યા તેની કસોટી બાદ શીખવી શકીશ. વિક્રમને માટે તે છૂટ હું આપતો નથી, રાજાઓનું એ કાર્ય પણ નથી." સિદ્ધે સ્પષ્ટતા કરી.

"એકથી વધુ માણસોને નજ શીખવાય ?" વેતાળે પૂછ્યું.

"ના, સુવર્ણની પ્રાપ્તિ સદાય માંગલ્યદાતા નથી બનતી, સુવર્ણની પ્રાપ્તિ જ ઘણી વાર મનુષ્યનો નાશ કરે છે. કુદરતે એને દુર્લભ બનાવીને જે ડહાપણ દર્શાવેલું છે, તે અનુલ્લંઘનીય ગણવું જોઈએ. વિક્રમ જેવા રાજાઓ અવંતીને ઉદ્ધારવા તેનો ઉપયોગ કરવા ઇચ્છે ત્યારે જ કોકવાર એ કાયદો તોડીને એની સિદ્ધિ કરવી પડે, સોનાને જે કોઈ સ્વાર્થ માટે ભજશે તેનો તે અંતે નાશ કરશે."

"છતાં સોના વિના દુન્યવી વ્યહવાર નથી નીભી શકતો." વેતાળ બોલ્યો. વિક્રમ ગૂપચૂપ આ વાર્તાલાપ સાંભળી રહ્યો હતો.

"યોગિઓ એના વગર નિભાવી શકે છે. સંસારબદ્ધ મનુષ્યો સુવર્ણને પૂજ્ય ભાવે આરાધે છે ત્યાં સુધી તો જાણે બધું ઠીકઠાક ચાલે છે. પણ જ્યારે તેઓ સુવર્ણને–સુવર્ણ રૂપી લક્ષ્મીને બંધનમાં નાંખે છે, તેને ગુલામ બનાવે છે, ત્યારે લક્ષ્મીપતિ ઇશ્વર લક્ષ્મીનું તે અપમાન નથી સાંખી શકતો."

"આપનું કથન સ્પષ્ટ ન સમજાયું." વિક્રમે પૂછ્યું.

"સુવર્ણનો સંચય કરી તેના સ્વામી બનવાની લાલસા માનવીમાં જાગે છે, તે લાલસા આસુરી છે. સુવર્ણ ન હોય તો તેના માટે આવશ્યક પુરૂષાર્થ પ્રસસ્ય છે. પણ પ્રાપ્ત થયેલા સુવર્ણને ભંડારમાં પૂરી રાખી તેના શ્રાપ લેવાથી માનવીનો વિનાશ થાય છે. એમાં સમાજનો અને કુદરતના કાનુનનો દ્રોહ છે. વિક્રમાદિત્ય મારો આ બોલ યાદ રાખજે, રાજાના ધન ભંડારો ધન ભરી મૂકવા માટે નથી. પણ ત્યાં આવતા ધનને પ્રજા કલ્યાણ માટે–લોક–સંગ્રહાર્થે વાપરવા માટે છે."

સિદ્ધે છેવટે હિમાલયમાં જવા માટે વિદાય લીધી. તેણે વિક્રમને આશીષ આપી અને રાજનીતિના મેરૂ દંડસમાં સૂત્રો ટૂંકામાં સમજાવ્યાં, સેનાબળ તથા કૌટિલ્યનીતિ વડે અવંતીને જીતવાના રાહ બતાવ્યા. સુવર્ણ વડે સેનાબળને વધારી વેતાળના ચાતુર્યનો ઉપયોગ કરવાની પણ સમજ પાડી. સિદ્ધે વેતાળને વિક્રમ સાથે રહી તેની અનુજ્ઞા પ્રમાણે કાર્ય કરવા આદેશ કર્યો. તેમણે વેતાળને કહ્યું: "વેતાળ ભટ્ટ! તારી યોગસાધના વધારતો રહેજે પણ તે સાથે સાથે લોકસંગ્રહ માટેના વિક્રમના કાર્યમાં તારી શક્તિઓ ખરચી તારી નિરાસક્તિની કસોટી કરી લેજે. આસક્તિ વગર એ કાર્ય તું સાધી શકીશ ત્યારે તું ખરો યોગિ બન્યો હોઇશ."

"ગુરુદેવ! મને સિદ્ધાશ્રમનો આદેશ ક્યારે થશે?" વેતાળે પૂછ્યું.

"વિક્રમાદિત્ય આર્યાવર્તમાં ચક્રવર્તિ બન્યો હશે અને તું આ લોકમાં સંપૂર્ણ આસક્તિરહિત બન્યો હોઇશ તે વખતે તને એ આદેશ થશે. તે વખતે તું હિમાલયમાં મારી પાછળ ચાલ્યો આવજે, ત્યાં સુધી તું સિદ્ધિનો સ્વામી બની રહેજે." સિદ્ધે કહ્યું.

"વિક્રમ, વેતાળ, હું હવે જાઉં છું. ગણધરાદિને યોગ્ય પંથે આગળ વધારજો. તમારો વિજય થાઓ!" સિદ્ધે છેવટની વિદાય લેતાં બંને શિષ્યોને માથે હાથ મૂકી આશીષ આપી. જાણે કોઇ મહા વૃક્ષની શાખા નીચી લળી નાના રોપાઓ ઉપર સ્નેહ ઢોળી રહી.

"ગુરૂદેવ, પધારો! મારા અપરાધ ક્ષમા કરજો." વેતાળની આંખ ભીની થઈ. તે વધુ ન બોલી શકયો. સિદ્ધ પ્રત્યેના પ્રેમનો પારાવાર એના ઉરમાં ઉછળી રહ્યો હતો.

"ગુરૂદેવ! અવંતીની મૂક્તિ જ્યારે પણ સિદ્ધ થશે ત્યારે તે આપનાજ તપનું ફળ હશે. મુક્ત બનેલી અવંતીમાં આપનું કંઈક સ્મારક રાખવા મને અનુજ્ઞા કરો."

"એવાં સ્મારક એ તો બચ્ચાંઓ રમતમાં રેતની ઘોલકી બનાવે છે તેના જેવું છે વત્સ! છતાં તારી ઈચ્છામાં આવે તો તેમ કરજે. પણ તે દ્વારા તારી પ્રજાનું શ્રેય થાય એવું કરજે."

"વિક્રમાદિત્ય!" ગુરૂ થોડી વારે ફરી બોલ્યા: "મારા સ્મારક તરીકે તને એક સુંદર જીવંત ચીજ કદાચ આપો આપ ઉજ્જૈનીમાં મળી જશે. જે જીવનભર મારા સ્મરણરૂપ બની રહેશે."

ભીની આંખે શિષ્યોએ ગુરૂને અંતિમ વિદાય આપી. ગુરૂ ગયા અને વિક્રમ તથા વેતાળ આંખમાં ભરાઈ આવેલાં આંસુ લુછી પોતાને કામે લાગ્યા. સુવર્ણની પ્રાપ્તિ વડે વિક્રમે જોત જોતામાં ચતુરંગી મહાસેના જમાવી દીધી. ગુપ્તચરોની સેનાનું કાર્ય વેતાળને સોંપવામાં આવ્યું હતું તેણે પણ એ દળની સંખ્યા વધારવા ઉપરાંત એ દળના માણસોને એવા તો ચપળ બનાવ્યા કે, તે માનવીને અસંભવિત લાગે તેવાં કાર્યો પણ કરી શકવા લાગ્યા.

વેતાળ ભટ્ટે સુનંદાને પણ હાથ ઉપર લીધી હતી. વેતાળ કૌટિલ્યની રાજનીતિનો મર્મજ્ઞ હતો. તેણે આચાર્ય કૌટીલ્યની દર્શાવેલી વિધિ પ્રમાણે સુનંદામાંથી વિષકન્યા સરજવા માંડી. સુનંદા પણ મનથી હવે એજ કાર્યને વરી ચૂકી હતી. તેણે કુશળતાથી પોતાના દેહમાં વિષ અને સૌન્દર્ય એ બંનેના અંબાર સંચવા માંડયા. અમૃતની પેઠે વિષ

પીને પણ સુનંદાની કળા શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિન પ્રતિદિન વધવા લાગી. તે જોઈ વેતાળ ભટ્ટ પણ પ્રસન્ન થયો. આ વિષકન્યા રૂપી અસ્ત્ર ખરેખર અમોઘ બનશે એમ તેને પણ લાગ્યું.

જોત જોતામાં વિક્રમ અને વેતાળની તૈયારીઓ પૂરી થવા આવી. બંને જણા રાતદિવસ નિદ્રા પણ લેવી છોડી દઈને આ સૈન્ય સજાવટમાં તથા ભાવી યુદ્ધના દાવ ગોઠવવામાં મશગૂલ બની ગયા હતા. વેતાળ ભટ્ટના કાર્યકુશળ ચારોએ ઠેઠ રાજભુવન સુધી પગપેસારો કર્યો હતો. શક રાજગૃહની અને રાજસભાની નાની નાની વાતો પણ વિક્રમ તથા વેતાળને આ ચારો દ્વારા પ્રત્યક્ષ બની હતી.

શક રાજા શર્વિલ સાવ ગાફેલ રહે તેવો મૂઢ ન હતો. વિક્રમની તૈયારી તેના જાણવામાં પણ આવી ગઈ હતી. તેણે પણ વિક્રમને દંડવા મન સાથે નિશ્ચય કર્યો. મોટા યુદ્ધ વગર કટાઇ ગયેલી શક સેનાને તેણે સજ્જ કરવા માંડી. શસ્ત્રો તથા બીજી યુદ્ધની સામગ્રી, વાહનો વગેરે માટે તેણે તજવીજ કરવા માંડી. રાજની વસ્તી ત્રાસથી ભાગી જવાને લીધે ઉપજ જોઈએ તેવી ન હતી. એટલે શર્વિલની તૈયારી વિક્રમને મુકાબલે નિર્બળ રહી. વળી શર્વિલના ચારો વેતાળની સેના જેવા કાર્યકુશળ તો નજ હતા, તેમ તેમની સંખ્યા પણ અલ્પ હતી.

વિક્રમ તથા વેતાળને એમ લાગ્યું કે, હવે શર્વિલને વધુ વખત આપવો ઇષ્ટ નથી. શત્રુની નિર્બળતાનો લાભ લેવાની નીતિ આચરવા તેઓ તત્પર બન્યા. યુદ્ધ આરંભતા પહેલાં પ્રાચીન કાળના રૂઢ નિયમ પ્રમાણે વિક્રમે સાંધિવિગ્રાહકને સંદેશા સહ ઉજ્જૈનીમાં શર્વિલ તરફ મોકલ્યો. તેની સાથે વિક્રમે શર્વિલને બે સપ્તાહમાં અવંતી છોડી ચાલ્યા જવાની અગર યુદ્ધ માટે તૈયાર થવાની ચેતવણી આપી હતી.

# [ ૪૪ ] વિષકન્યા

શક રાજવી શર્વિલ યુદ્ધનો રસિયો હતો. વિક્રમનું કહેણ તેને આગ જેવું દુઃસહ લાગ્યું. તેણે સાંધિવિગ્રાહકને રોષથી કહ્યું: "તારા વિક્રમને કહેજે કે, આજ સુધી તું મારી દયાવડે વરંગુળમાં પણ જીવતો રહી શક્યો, પણ હવે આ ભૂતળ ઉપર તને કોઈજ સંઘરી નહિ શકે."

"મહારાજ! આપનો ગર્વ મિથ્યા છે. નિરર્થક માનવસંહાર ન થાય માટે મને આપના તરફ પ્રેરવામાં આવ્યો છે, માટે અવંતી સુખરૂપ તેના ખરા માલીકને સોંપી દો, અને..."

સાંધિવિગ્રાહકને બોલતો વચ્ચે જ અટકાવી શર્વિલ તપી ઊઠ્યો: "દુષ્ટ! તારી સલાહ મને નથી જોઈતી. જા તારા રખડતા વિક્રમને કહે કે સમરક્ષેત્રમાં હાથ બતાવવા તૈયાર થાય."

" મહારાજ ! મારો ધર્મ— " દૂત બોલવા જતો હતો તેને વચ્ચે જ અટકાવી તરવાર પર હાથ નાંખતો શર્વિલ ગાજી ઊઠ્યો:

" બસ કર ! મૂઢ રાજાના મૂઢ અનુચર, વધુ બોલીશ તો તારી જીભ ખેંચાવી નાંખીશ. "

" ભલે, જીભની લડાઈ અમારે નથી લડવી, ત્યારે હું મહારાજા વિક્રમને જણાવીશ કે, આપ યુદ્ધ અને વિનાશ એ બે જ માગો છો. " દૂતે શાંતિથી કહ્યું અને તે ચાલ્યો ગયો. દાંત વડે નીચલા ઓઠને ચાવતો શર્વિલ તેને તિરસ્કારભરી દ્રષ્ટિએ જોઈ રહ્યો.

ગુસ્સે થયેલા શર્વિલે દૂતો દ્વારા સાંભળ્યું કે વિક્રમ મોટી સેના તૈયાર કરી વરંગુળથી ઉજ્જૈની પર ચઢી આવવા તૈયાર થયો છે. અવંતીની દક્ષિણ સરહદ ઉપર કોઈ જાતની મજબૂત કીલ્લેબંદી કે લશ્કરી થાણું ન હતું. આથી વિક્રમ કવખતે ચઢી આવે તો સરહદ પર જ તેને રોકવા એક મોટી સેના મોકલવાની જરૂર શકરાજવીને જણાવા લાગી. વિક્રમ સામે યુદ્ધમાં મોટી સેના લઈને જવાની મખ્વને ખાસ ઈંતેજારી હતી. વિક્રમે તે દિવસે તેને નસાડીને સુનંદાને હાથ કરી લીધી હતી તે અપમાન મખ્વના મનમાં શલ્યની પેઠે સાલતું હતું, આથી મોટી સેનાના બળવડે, રઝળતા અલ્પસેનાબળવાળા વિક્રમને હરાવી યશ કમાવાની મખ્વને તાલાવેલી લાગી હતી. મખ્વની માગણી પરથી શર્વિલે તેના હાથ નીચે એક બે બાહોશ મદદનીશો આપ્યા અને તેને અવંતીની દક્ષિણ હદ પર જઈ મુકામ નાંખવા તથા વિક્રમ ઉતાવળથી ચઢી આવે તો તેને યુદ્ધ આપવા આજ્ઞા કરી.

મખ્વને રવાના કર્યા પછી શર્વિલ ઋષભદત્ત સાથે મંત્રણા કરવા લાગ્યો. તેની સાથે સહકાર કરી ઉજ્જૈનીમાં પૂરતી સેના રાખી બીજી મોટી સેના જમાવી વિક્રમ પર જાતે ચઢી જવાનો શર્વિલનો

ઈરાદો હતો. એની પૂર્તિ માટે તેણે લશ્કરનો પણ સારી પેઠે જમાવ કરવા માંડ્યો. દ્રવ્યની લાલચે અવંતી પ્રાંતની અને આજુબાજુની જંગલી પ્રજાઓ સૈન્યમાં દાખલ થવા લાગી, તેમને તાલિમ આપી શસ્ત્રો સજાવવાની ગોઠવણ શર્વિલે કરાવી હતી. આ રીતે શર્વિલે પણ તેના મનને સંતોષ થાય તેટલે દરજ્જે યુદ્ધની તૈયારી કરવા માંડી અને વિક્રમને ઉખેડી નાંખી નિષ્કંટક અવંતીરાજનાં સ્વપ્ન સેવવા માંડ્યાં.

સુનંદાના સુંદર અને લાલિત્યના પ્રવાહ જેવા મોહક દેહમાં વિવિધ કાતિલ ઝેરો દાખલ કરવામાં આવ્યાં, એ ઝેરો વડે વિષકન્યા–સુનંદા વિષપૂતળી બનવા ઉપરાંત સૌંદર્યમાં વધુ આકર્ષક બનવા લાગી. વેતાળના ચાતુરી ભર્યા પ્રયોગથી વિષકન્યાના દેહમાં એટલું અને એવું વિષ સંચાર્યું કે, તેના સંસ્પર્શથી, તેના પરસેવાના પાસથી જીવતો માનવી થોડી જ પળોમાં પ્રાણહિન બની જાય. સુનંદા પણ પોતાના સંહારક સૌંદર્યથી આનંદતી હતી. પોતે તો હવે એ વિષના અતિરેકથી મરવાની જ હતી, પણ તે પહેલાં રાષ્ટ્રના શત્રુ શકોને સંહારવાની તેના ઉરમાં ઊંડી તમન્ના જાગી હતી, એ તમન્ના તેને વિષકન્યાના પ્રયોગમાં વધુમાં વધુ સફળ બનવા પ્રેરી રહી હતી. વિષકન્યાના પ્રયોજક વેતાળને આ તમન્નાની જાણ હતી, અને તેથી તે અવંતીના ઉદ્ધારને હાથવેંતમાં જ દેખવા લાગ્યો.

ટૂંકી નજરવાળા મખ્વને થાપ આપવા વિક્રમે એક નાનકડું લશ્કર અવંતીની સરહદ ઉપર મખ્વની સામે લડવા મોકલ્યું. મખ્વના મોટા સૈન્યબળ આગળ વિક્રમની નાની સેના ટકી ન શકી; ટકવાની તેમની ઈચ્છા ન હતી, મખ્વને વિજયનો કેફ ચઢાવવા માટે જ તે સેના પ્રેરવામાં આવી હતી. વિક્રમની એ નાનકડી સેનાને પરાજિત બની નાસતી જોઈને મખ્વ હર્ષથી ફૂલાઈ ગયો, જાણે એ પ્રથમ પ્રયાસમાં જ

વિક્રમનું બળ તે પામી ગયો હોય એમ તેને લાગ્યું. પૂલકિત બનેલા મધ્વે સરહદ પરના એક આંબાવાડિયામાં નચિંત મને છાવણી જમાવી દીધી. વિક્રમ ફરી ચઢી આવે તેમ તો મધ્વને હવે લાગતું જ ન હતું, પણ સરહદ સાચવવાનો પિતાનો આદેશ હોવાથી તે છાવણી નાંખી સ્થિર થયો.

સેનાથી રક્ષિત મધ્વનો રેશમી કનાતનો તંબુ એક બાજુએ જુદો તરી આવતો હતો, સામાન્ય સેના સમૂહથી તે કંઈક અલગ પણ હતો. એક મધ્યાન્હે મધ્વ તંબુ આગળ આમ તેમ ટહેલી રહ્યો હતો તેવામાં બે સૈનિકો એક સૌંદર્યવતી સ્ત્રી તથા તેની દાસીને હાથ બાંધી ત્યાં પકડી લાવ્યા. "મહારાજ! આ શત્રુના ગુપ્તચરો હોવાનું જણાય છે."

મધ્વ પેલી સુંદરીને મુગ્ધ ભાવે નિરખી રહ્યો હતો, એનું રૂપ જાણે મધ્વની આંખમાં સમાતું ન હતું. આવી અતુલ રૂપવતી યુવતીને બંધનમાં ઝકડાયેલી જોઈ મધ્વને સૌંદર્યનું અપમાન થતું હોય તેમ લાગ્યું.

"હે સુંદરી! તું કોણ છે તે જલદી કહી દે." મધ્વે પૂછ્યું.

"મહારાજ, મને ન ઓળખી?" સુંદરી ત્રિભુવનમોહક સ્મિત કરી બોલી, એ સ્મિતનાં કિરણોમાં મધ્વ અંજાઈ ગયો.

"તું શત્રુ છે કે મિત્ર?" મધ્વે ટૂંકો પ્રશ્ન પૂછ્યો.

"અત્યારે તો મિત્ર જ બનીને આપની સેવામાં આવી છું." સુંદરીએ મોહક અભિનય વડે સમર્પણનો ભાવ દર્શાવ્યો,–તેથી મધ્વ પાણીપાણી થઈ ગયો. આવી રૂપશ્રી પોતાની સેવામાં આવી હતી તે જાણી મધ્વને ઇંદ્રાસનની પ્રાપ્તી થતી હોય તેમ લાગ્યું.

"એ બંનેને બંધનમૂક્ત કરી મારા તંબુમાં લાવો." મધ્વે પેલા સૈનીકોને આજ્ઞા કરી. એકબીજા તરફ સૂચક દ્રષ્ટિ સાંધતા સૈનીકોએ મધ્વની આજ્ઞાનો ગૂપચૂપ અમલ કર્યો.

પેલી સુંદરી, તેની દાસી તથા મધ્વ તંબુમાં ગયાં. એ સુંદરી તે વિષકન્યા સુનંદા પોતે જ હતી. તેણે મધ્વને પોતાની ઓળખ આપતાં કહ્યું: "મહારાજ! હું સુનંદા આજ સ્વેચ્છાથી આપની સેવા માટે આવી છું."

"કોણ? તું જ સુનંદા? હા, તારી મુખાકૃતિનું મને સ્મરણ થાય છે." ચમક શમાવતાં મધ્વ બોલ્યો.

"પણ તું તો વિક્રમના કબજામાં હતી, મને વશ થવામાં પણ આનાકાની કરતી હતી, તો આજે એકાએક ક્યાંથી આવી?" મધ્વે થોડીવારે ફરી પૂછ્યું.

"મહારાજ! તમારા ઉપર તો હું પ્રથમથી જ મુગ્ધ હતી, પણ ગર્ગની હાજરીમાં મારાથી તમારો પ્રગટ સ્વીકાર થઈ શકે નહિ. માટે હું અનિચ્છા દર્શાવતી હતી. વિક્રમ હવે થોડા જ દહાડામાં તમારા જેવા વીરોના હાથે હતો નહતો થઈ જશે, એમ માની હું ભાગી આવી છું. મને આશ્રય આપી હંમેશ માટે સ્વીકારશો મહારાજ?" મોહક દીનતા દર્શાવતી સુનંદા નેત્રનાં બાણથી મધ્વને વીંધી રહી.

એ મોહક મુખની દૃષ્ટિ જ મધ્વને બધા ખુલાસાના સારરૂપ લાગી. તેણે કાંઈ પણ શંકા ન દર્શાવતાં પૂલક્તિ વદને સુનંદાનો હાથ પકડી તેને ખેંચીને પોતાની પાસે પલંગ પર બેસાડી દીધી. સુનંદાની દાસી પીઠ વાળી બેસી ગઈ. થોડીવારે સુનંદા જાણે મધ્વની

મહારાણી હોય તેમ તેણે દાસીને કહ્યું: "સુભગા, જા પાસેના કક્ષમાં આરામ કર, હું જરૂર પડયે તને બોલાવીશ."

મખ્વના મુખ સામે જોતી જોતી દાસી મખ્વના વિશાળ તંબુના અંતર્ભાગમાં ચાલી ગઈ. થોડા જ સમયમાં વિષકન્યાએ મખ્વને જીતી લઈ છાવણીમાં જાણે પોતાની સત્તા ચાલતી હોય તેવો ભાસ કરાવ્યો. મખ્વે પોતાની રાવટી પરના મુખ્ય નાયકને બોલાવી આજ્ઞા કરી: "મારી છાતી ઉપર ઊભા રહીને તમે ચોકી કરો છો તે મને પસંદ નથી. માત્ર એક જ ચોકીદાર રાખો અને તેને પણ મારા તંબુથી સો દંડ દૂર ગોઠવો."

"પણ મહારાજ! અહીં શત્રુઓના હલ્લાનો કે દગાબાજીનો બધી વખતે ભય છે." નાયકે નમ્રતાથી કહ્યું.

"મને તેવો ભય ડરાવતો નથી. મારી આજ્ઞાનું પાલન કરો, સામી દલીલ મને પસંદ નથી." સખ્તાઈથી મખ્વ બોલ્યો.

નાયક નિરાશ મને પાછો ચાલ્યો જતો હતો તેને રોકી મખ્વે ફરી કહ્યું: "જુઓ, આ મારા હાથની મુદ્રિકા હું આ સુંદરીને અગર જેને આપું તેને જતાં આવતાં કોઈએ રોકવાં નહિ. તે વિરૂદ્ધ વર્તનારનું માથું ઉડાવી દઈશ. દરેકને તે વાતની તાકીદ કરી દો, અને પહેરો હાલ જ ઉડાવી લ્યો."

રાજકુમારની બુદ્ધિ ફરી છે એમ માની નાયક ગૂપચૂપ ચાલ્યો ગયો. તેણે મખ્વની આજ્ઞા પ્રમાણે અમલ કર્યો. થોડી જ વાર પછી દુશ્મનની સેના તે તરફ કૂચ કરી આવતી હતી તેવા સમાચાર દૂતોએ મખ્વના હાથ નીચેના સેનાધ્યક્ષને આપ્યા. આ મહત્વના સમાચાર

મખ્વને જણાવી કેવો વ્યૂહ ગોઠવવો તેની ચર્ચા કરવા માટે સેનાધ્યક્ષ મખ્વના તંબુ ઉપર ગયો, પણ તેને મખ્વની મુલાકાત ન મળી. મખ્વે અંદરથી જ કહેવડાવ્યુંઃ "હું વિક્રમની સેનાને તૃણવત્ ગણું છું. મુકાબલો થશે તે વખતે જોઈ લેવાશે. હું તેની માથાઝીક કરવા અત્યારે ઇચ્છતો નથી."

પેલા સરદારને આ વેણ તીર જેવાં લાગ્યાં, પણ તે લાચાર હતો. રાજકુમાર વિરુદ્ધ તેનાથી કાંઈ થઈ શકે તેમ ન હતું. રાજકુમારને સ્થળે બીજો કોઈ હોત તો સરદાર તે વખતે તેને રાજદ્રોહી જ ગણી લેત. તેણે ફરી એક વાર વિનંતિ કરી પણ મખ્વે તે ન સાંભળી એટલે સેનાધ્યક્ષ હોઠ કરડતો મિથ્યા રોષને દાબતો ત્યાંથી ચાલ્યો ગયો.

નમતે પહોરે સુનંદા પોતાની દાસી સાથે વેશપલટો કરી પેલી મુદ્રિકાની મદદથી છટકી નીકળી. છાવણીમાંથી બહાર નીકળતાં જ તે ધીમેથી બોલીઃ "સુભગા! પતી ગયું. એ દુષ્ટ માત્ર મારા ગાઢ સ્પર્શથી જ વિષનો ભોગ બની ઢળી પડ્યો છે. વેતાળ ભટ્ટની બુદ્ધિને પણ ધન્ય છે."

"તો તમારો દેહ ચૂંથાતો રહી ગયો ખરુંને?" સુભગાએ પૂછ્યું.

"હા, ઈશ્વરે મને બચાવી લીધી. ચાલ હવે ઝડપથી ભાગીએ, નહિ તો જીવ ખોવા વખત આવશે." પાસેની ઝાડીમાં અદૃશ્ય થતાં સુનંદા બોલી.

નમતા સૂર્યની સાથે શક સેનાનો સૂર્ય પણ નમી ગયો. વિક્રમની સેના નિકટમાં આવી પહોંચ્યાની વાત જાણી, શક સેનાને

જાગૃત કરી મખ્વનો મદદનીશ માથું ફેરવી, મખ્વના તંબુમાં પેઠો. પણ પલંગમાં મખ્વનું મડદું પડેલું જોતાં જ તે સ્થંભી ગયો. શર્વિલના રોષના ખ્યાલથી જ તે ડરી ગયો. પલક વારમાં જ આ વાત આખી શક છાવણીમાં ફરી વળી.

શક લશ્કર છેક હતાશ બની ગયું. મોટો રસાલો ઉપાડી નાસવાનું તેમને માટે શક્ય ન હતું એટલે વિક્રમની આવતી સેના સામે ભાંગેલા પગે યુદ્ધ ખેલવાનો નિર્ણય કરવામાં આવ્યો. થોડી જ વારમાં પાણીના પુરની પેઠે વિક્રમની ચતુરંગી સેના ધસી આવી. શક સેનાએ એ પુરને ખાળવા મિથ્યા પ્રયાસ કર્યો, પણ સેનાપતિના મૃત્યુથી હતાશ બનેલી સેના નિષ્ફળ જવા લાગી. જોશમાં ધસી આવેલા વિક્રમે શકોનો મહાસંહાર આરંભી દીધો. જોતજોતામાં શક સેના છિન્નભિન્ન થઈ ગઈ.

એક સેનાનાયકે સરદારને સુલેહનો વાવટો ચઢાવવા સલાહ આપી પણ તે સરદારને ન ગમી. તે બોલ્યો: "વિક્રમ સાથે સંધિ થાય એ જ શક રાજા માટે નાનમનો વિષય લેખાય. સંધિ થતાં જ વિક્રમ મહારાજા શર્વિલની સમાન કોટિનો ગણાય."

"પણ આમ તો આપણે બધા જ ખપી જશું." પેલા નાયકે કહ્યું.

"મને તો હવે બૂરા પરાજયના કલંક સાથે જીવવાની ઈચ્છા નથી." પેલા સરદારે પોતાના મનની વાત પ્રગટ કરી. મખ્વને રણમાં ગૂમાવીને, પરાજયનો ભાર શીરે ઉપાડી ઉજ્જૈની પાછા જવાની વાત એ સરદારને મૃત્યુ કરતાંય વધુ કપરી લાગતી હતી.

આ ભયંકર યુદ્ધમાં શકસેનાનો અરધો ભાગ રણક્ષેત્રમાં ખપી ગયો અને બાકીનો અર્ધો ભાગ નાસી છૂટયો. શકસેનાના મોટા મોટા મહારથી યોદ્ધાઓ હોમાઈ ગયા અને શકસેનાનાં હથિયાર તથા વાહન વગેરે વિક્રમને કબજે આવ્યાં.

વિક્રમે સુનંદાનો ઘણો જ તપાસ કરાવ્યો પણ તેનો પત્તો લાગ્યો નહિ. એટલે તેણે પોતાના ચારોને તેનો પત્તો મેળવવા આજ્ઞા કરી. આ નાનકડા વિજયથી વિક્રમ ફુલાઈ જાય તેમ ન હતો. હજી કપરૂં યુદ્ધ તો હવે જ લડવાનું હતું તે વિક્રમ સમજતો હતો. તેણે અવંતીની દક્ષિણ સરહદનો કેટલોક ભાગ કબજે કરી પોતાના જ્યેષ્ઠ બંધુ શંકુના નામની આણ વર્તાવી ત્યાં જ લશ્કરનો પડાવ નાંખ્યો.

## [૪૫] શર્વિલના સૈનિકો

**નાઠેલી** શકસેનાએ ઉજ્જૈનીમાં અને આખા અવંતીપ્રાંતમાં વિક્રમના વિજયની તથા મધ્વના ચમત્કારી મૃત્યુની વાત ફેલાવી દીધી. લોકો વિક્રમની વીરતાનાં વખાણ કરવા લાગ્યા, શર્વિલ પુત્રના તથા પોતાની સેનાના દારુણ વિનાશના સમાચાર સાંભળી બહુ જ દુઃખી થયો. વિક્રમ તેને ધાર્યા કરતાં વધુ કાર્યકૂશળ અને સબળ લાગ્યો. મધ્વના કરુણ મોતની તથા પોતાના સૈન્યના આવા સખ્ત પરાભવની વાત તેણે કદિયે કલ્પી ન હતી. રોષથી સળગતો શર્વિલ મોટી સેના તૈયાર કરી વિક્રમને દંડ દેવા માટે તત્પર બન્યો. પોતાનું સમગ્ર બળ રણમાં ખડું કરી તેણે વિક્રમને એકી સપાટે ભૂસી નાંખવાનો નિશ્ચય કર્યો.

વિક્રમે વેતાળને જીત્યો હતો એ ચમત્કારી કથા લોકોમાં પ્રસરેલી હતી જ, વળી વિક્રમ સાથેના પહેલા જ યુદ્ધ વખતે રાજકુમાર મધ્વ

જાણે ગેબી ચોટ લાગી હોય તેમ ભેદભરી રીતે મૃત્યુ પામ્યો અને તેના મૃત્યુના ભેદની વાત શક રાજાએ પણ નામોશીના કારણે સ્પષ્ટ રીતે જાહેર ન કરી તેથી લોકો દંગ થઇ ગયા. વિક્રમ દૈવી શક્તિ ધરાવે છે અને વીર વેતાળનો તેને હાથ છે, એમ લોકો માનવા લાગ્યા. વેતાળ હજી પણ રહસ્યભરી રીતે જ રહેતો એટલે લોકો તેના ચમત્કારોની વાતો કરતાં ધરાતા જ નહિ. વીરવેતાળના પ્રતાપે વિક્રમ અવંતી જોતજોતામાં જીતી લેશે, એવી લોકોમાં સ્પષ્ટ માન્યતા બંધાઇ ચૂકી હતી.

શર્વિલ મોટી સેના–પાયદળ, હયદળ, ગજદળ અને ઊંટસ્વારોના સાગર જેવા કાફલા સાથે વિક્રમ ઉપર ચઢ્યો. આમાં મોટા ભાગની સેના ભાડુતી અને અર્ધ–કેળવાયેલી હતી, છતાં એ સંખ્યાબળ પર શર્વિલને વિશ્વાસ હતો. વિક્રમે પણ ધસી આવતા શત્રુને અંતિમ યુદ્ધ આપી તેનો સંપૂર્ણ પરાભવ કરવા માટે વેતાળ સાથે યુદ્ધની મંત્રણા કરી લીધી, વ્યૂહ ગોઠવાઇ ગયા, શર્વિલની સેનાની હીલચાલ તપાસવા તથા તેમાં ભય સંચારિત કરવા માટે ગુપ્તચરોની મોટી સંખ્યા પ્રેરવામાં આવી. આ ગુપ્તચરો વેતાળના તાલીમબાજ અને શ્રેષ્ઠ પસંદગી પામેલા શૂરવીરો હતા, તેમની અજબ કામગીરી શત્રુદળમાં ગજબ નાસીપાસી અને ભય ફેલાવવા લાગી.

અવંતીની દક્ષિણ સરહદ તરફ કુચ કરી રહેલા શર્વિલના મહા દળમાં અનેક અફવાઓ ફેલાવા માંડી હતી. વિક્રમ તથા વેતાળના ચમત્કારોથી સૈનીકો મનમાં પરાભૂત થઈ ગયા હતા. રાત્રીના મુકામ વખતે છાવણીમાં ઠેર ઠેર આજ વાત ચર્ચાઈ રહેતી. સાંભળનાર એ વાતોમાં મીઠું મરચું ભભરાવી તેનો વધુ પ્રચાર કરતા અને આખું દળ એ સાંભળી દ્વિધાભાવ અનુભવી રહેતું.

“ વિક્રમને હરાવવો એ લાખો તો શું પણ કરોડો શૂરવીરોને

માટેય મૂશ્કેલ છે. આકાશ માર્ગે ગમન કરતો અને અદ્રશ્ય થઈ જતો દેવતાઈ વીર વેતાળ જેને સહાય છે તેને કોણ હરાવી શકે ?" શર્વિલની છાવણીમાં એક રાતે મોટા તાપણાની આસપાસ બેઠેલા સૈનીકોના ટોળામાંથી એક સૈનિક બોલ્યો.

"વેતાળે જ આ સેના વિક્રમને આપી છે, અને એ પણ સાથે જ યુદ્ધમાં આવે છે." બીજા સનીકે કહ્યું.

"મધ્વકુમારનો ટોટો એ વેતાળે જ અદ્રસ્યરૂપે આવી પીસી નાંખ્યો. દેવતાઈ બળવાળા ધારે તે કરી શકે."

"મેં તો સાંભળ્યું છે કે વેતાળને માથે શીંગડાં છે અને તેની ભયંકર આકૃતિ જે નજરે જુએ છે તેની છાતી તેને જોતાં જ ફાટી જાય છે." એક ગ્રામ્ય સૈનીકે કહ્યું.

"ઈ વાત હાચી છે. વેતાળ એટલે ભૂત પરેતનો ધણી, ઈની સૈન્યા પણ ભૂતોની જ હશે. ચૂડેલ, વંતરી, જંડ, ભરમરાખ, કાળભેરવ, બાબરો, શિકોતર ઈ બધાં એનાં ભેરૂ ગણાય. ઇને દેખતાં જ માનવી છળી મરે ઈ કાંઈ ખોટી વાત નથી." બીજાએ પૂર્તિ કરી.

"આપણે તો ભા ભૂતને દેખતાં જ ભાગવાના છીએ, લડવાનું તો માનવી હાંમે હોય, કાંઈ દૈત્ય, રાખસ, ભૂત પરેતથી તે લડાતું હશે ?"

"મહારાજ આ નઈ જાંણતા હોય ?" એકે શંકા દર્શાવી.

"જાંણે જ તો, છોકરા જેવો જુવાનજોધ છોકરો ભરખાઈ ગયો ને ન જાંણે એ તે કાંઈ વાત છે ? પણ લડયા વગર છૂટકો નથી. રાજ સાચવવું કાંઈ સહેલું નથી પડયું."

" આ ખાઉ ખાઉ કરતાં ભૂતાં તરવારો તાંણી તૂટી પડશે તિયારે શકો શું કરશે ? ઈમ રાજ્ય હચવાશે ? " આમ સૈનીકે પૂછ્યું.

" તો તું જઈને કાંઈક માર્ગ મહારાજાને બતાવી દે." એક સૈનીક હસ્યો.

" ઈમાં શું બતાવવું હતું વળી ? સંધિ કરી જીવ બચાવી લેં તો વળી જીવતા નર કોક દહાડો ભદ્દરા પાંમશેં."

" ઈમ ડરી શું જાવ છો ! આપણા ગજદળના હાથીઓ છોડી મૂક્યા હોય તો'યે વિક્રમની સેનાનો તો ધાણ નીકળી જાય." એક જુવાન સૈનિકે હિંમત દર્શાવી સ્વસૈન્યના બળનો ખ્યાલ આપ્યો.

" ભા, ઈ બધી મોટી વાતો માનવી આગળ કામ લાગે. આ ભૂત, પરેત ને જક્ષો આગળ બધું નકામું છે. વેતાળનો એક જાદુઈ દંડ છૂટે તો આપણા હાથીઓને મારી મારીને કુટી નાંખે કુટી. વિક્રમ પણ જાદુઈ મંત્રો જાંણે છે, ઈમ હોવા વગર આવી બાથ તે ભીડે જ નાં ! "

" એલા, છાના મરો. આ બધી પંચાત તમારે શું કામ કરવી પડે છે ? રાજા જાણશે તો હાથીના પગે બાંધી દેશે." એક સૈનિકે ચેતવણી આપી.

" હા ભઈ, વેતાળ આવે તો તે વખતે જીતવાની આશા મેલી નાસવું. અત્યારે આ વાત બહુ ચેંરવામાં માલ નથી."

શર્વિલની સેનામાં આ પ્રમાણે વિક્રમ તથા વેતાળના નામની ભીતિ પ્રસરી રહી હતી. શક જાતિના યોદ્ધાઓનો મોટો ભાગ આ વાત માનતો ન હતો, છતાં વિક્રમના ચાતુર્યના પ્રભાવથી તો તેઓ પણ હતબુદ્ધિ બન્યા હતા. મશ્વનો ભેદી અંત શકોને પણ અજબ

લાગતો હતો અને તેથી તેઓ પણ વિક્રમની સફળતા અદ્દભૂત માનતા હતા. દેશી સૈન્ય તો વિક્રમના નામથી જ ડરતું હતું પણ તે શક જાતિના અંકૂશ તળે રહી આગળ કુચ કરી રહ્યું હતું. દરેક દેશી ટુકડીમાં નાયક અને તેથી ચઢતા દરજ્જાના પદે શકોને રાખ્યા હતા. તેઓ સેનાના સંખ્યાબળ વડે તથા પોતાની તીરંદાજીની કુશળતા વડે વિજયની આશા સેવતા હતા.

શર્વિલ તથા તેના યુદ્ધ મંત્રીની ઇચ્છા એવી હતી કે વિક્રમને સરહદ પરથી જ ભગાડવો. આથી તેઓ ઘણી ઝડપથી કૂચ કરી રહ્યા હતા. વિક્રમ આગળ વધતો ન હતો, એવા સમાચાર ચારો દ્વારા મળતાં તેઓ નચિંત બન્યા હતા. વિક્રમની હિલચાલ વગરની સ્થિતિનો કાંઈ પણ અર્થ શકો કળી શક્યા નહિ. અવંતીની સરહદમાં વધુ આગળ વધવાથી પોતે કદાચ ફસાઈ પડે, એ ભયથી વિક્રમ વધુ આગળ વધતો નથી, એમ તેમણે માની લીધું.

વિક્રમની ગણત્રી અને વ્યૂહ જુદા હતા. શકોને ક્યાં આગળ કેવી રીતે ભેટવું તે વિષેની વિચારણા તેણે કરી રાખી હતી; અને તેને માટે અનુકુળ સમયની રાહ જોતો તે શાંત રહ્યો.

## [ ૪૬ ] કારૂરનું મહાયુદ્ધ

આંધ્રની કેટલીક તાજી સેના વિક્રમની મદદે આવી પહોંચવાની હતી તેની વિક્રમ રાહ જોતો હતો. તે સેના આવી પહોંચી અને વિક્રમે મુકામ ઉપાડી પોતાની સેનાને સામે ધસી આવતા શર્વિલ તરફ દોરવા માંડી. પણ વિક્રમની ઝડપ ઘણી જ મંદ જણાવા લાગી. તેનું ઉત્સાહી સૈન્ય પણ આ મંદતાનું કારણ કળી શક્યું નહિ. છતાં વિક્રમ પર આખા સૈન્યને શ્રદ્ધા હતી. એ વીરપુરુષની ચમત્કારી બુદ્ધિ અંતે વિજય જ વરવાની છે એમ સૌ માનતા હતા.

"મહારાજ વેતાળ ભટ્ટની રાહ જોતા હોય એમ લાગે છે." એક સેનાનાયકે બીજાને પોતાનો તરંગ જણાવ્યો.

"ના, ના. એ તો ધારે તે વખતે સ્મરણ માત્રથી હાજર થાય તેવા છે. મહારાજાની મંદ ગતિનું તો કાંઈ ઊંડુ જ કારણ હશે." બીજા નાયકે પોતાનો મત દર્શાવ્યો.

"હા, રાજનીતિના કયા દાવને મહારાજા અજમાવવા માગતા હશે તે કળવું આપણા માટે સહેલું નથી."

"ગમે તેમ હો, વિજય આપણો જ થવાનો છે." પેલા નાયકે ચર્ચાથી પર એવો નિર્ણય પ્રગટ કર્યો અને તે સૌને સ્વિકાર્ય લાગ્યો.

વિક્રમની કૂચના સમાચાર શર્વિલે પોતાના દૂતો દ્વારા જાણ્યા. છતાં વિક્રમ ધીમી ગતિએ આગળ વધતો હતો. તેનું સ્પષ્ટ કારણ શર્વિલની સમજમાં આવ્યું નહિ. શર્વિલના ગુપ્તચરોની સંખ્યા થોડી હતી; તેમાંનો મોટો ભાગ સૂની અવંતીમાં રાખવો પડ્યો હતો. અને થોડોક ભાગ સેના સાથે હતો. તે મુખ્યત્વે સામે ધસી આવતા વિક્રમની હિલચાલ પર નજર રાખવામાં રોકાઈ ગયો હતો. અવંતીના બીજા પ્રાંતો તથા યુદ્ધસ્થાનના લક્ષ્ય સિવાયની ભૂમિમાં શર્વિલના ગુપ્તચરો નહિવત્ હતા. આથી વિક્રમનાં તમામ રહસ્યો શર્વિલને કોયડા જેવાં જ લાગ્યાં.

વિક્રમ અને શર્વિલને સામસામે ભેટવાને એક જ દિવસની મજલ બાકી હતી. ત્યાં વિક્રમ એકાએક અટકી ગયો. તેણે આગળ કૂચ કરવી બંધ કરી અને પડાવ નાંખ્યો. શર્વિલને આ ભેદ ન સમજાયો. તેણે પણ ઉતાવળ કરવામાં ભૂલ થવાનો સંભવ સમજીને કારૂર મુકામે પોતાની છાવણી નાંખી. યુદ્ધમાં બળ કરતાં કળ વધુ કાર્યસાધક બને છે, તે શર્વિલ સમજતો હતો. મખ્વના મૃત્યુની ઘટના પરથી પણ વિક્રમ સાથે વધુ ચાતુર્યપૂર્વક કામ લેવાની શિખામણ તેને મળી હતી. આથી વિક્રમના મનનો મર્મ પામવાની ઇચ્છાથી શર્વિલ પણ આગળ વધતો અટક્યો અને તેણે પોતાના ગુપ્તચરોને વધુ સાવધ બનાવ્યા.

વેતાળના કુશળ ચારો ઠેઠ અવંતી સુધી પથરાયા હતા. એટલે તેઓ શર્વિલના ચારો પૈકીના મોટા ભાગને ઓળખી ચૂક્યા હતા.

આ કારણે વિક્રમનો ભેદ પામવાના શર્વિલના ચારોના પ્રયાસો નિષ્ફળ જવા લાગ્યા. એવો પ્રયાસ કરતાં શર્વિલના એક બે સાહસિક અને કુશળ ચારોને પ્રાણ પણ ગૂમાવવા પડયા. આથી તો શર્વિલને મન પણ વિક્રમ એક ગૂઢ પુરુષ ગણાવા લાગ્યો. તેની સામે આંધળું યુદ્ધ ખેલવામાં મૂર્ખતા જ ગણાય, એમ શર્વિલને લાગ્યું.

વિક્રમ પોતાની છાવણીમાં પોતાના ખાસ તંબુમાં આરામ કરતો હતો ત્યાં અનુચરે એક અજાણ્યા સૈનિકના આગમનના સમાચાર આપ્યા. વિક્રમે તેને નિઃશસ્ત્ર કરી અંદર લાવવા આજ્ઞા આપી.

થોડી જ વારે એક ગોરો યુવાન સૈનિક પ્રસ્વેદ લૂછતો અંદર આવ્યો. તેણે હસીને મહારાજાને નમન કર્યું.

"કોણ તું...? તમે......પદ્મા...?" મહારાજા આશ્ચર્યથી બોલી ઊઠયા.

"હા, હું જ છું. મલકવાની જરૂર નથી." નાકે આંગળી મૂકી આવનારે મહારાજાને શાંત રહેવા સંકેત કર્યો.

"અત્યારે એકાએક તમે કયાંથી?" વિક્રમે પૂછયું.

"તે જ કહું છું." આવનાર સ્વાર પદ્માવતી પોતે હતી. ઉજ્જૈનીથી તે પુરુષવેશે અહીં આવી હતી, અને મહારાજાને માટે અગત્યનો સંદેશો લાવી હતી. તેણે ભોંય બેસી ધીમેથી કહ્યું: "યુદ્ધમાં આપના પડખે રહેવા હું અત્રે આવવાની તો હતી જ. તેવામાં વળી વેતાળ ભટ્ટે મને અત્રે લઈ આવવા ખાસ સંદેશો આપ્યો એટલે હું ચાલી નીકળી."

"વેતાળ ભટ્ટ તમને ઓળખે છે?" વિક્રમે આશ્ચર્ય બતાવ્યું. પદ્માવતી તેને બહુ જ રહસ્યમય લાગી.

"તો તેમને ઓળખ્યા વગર તેમને વશ કરવા મેં તમને સલાહ આપી હશે ?" પદ્માવતી હસી. પછી તેણે ધીમેથી કહ્યું: "બીજી વાત પછી થશે, હાલ ભટ્ટનો સંદેશો સાંભળો. અહીં કહેવામાં હરકત તો નથીને ?"

"ના ખુશીથી કહો." વિક્રમે અનુમતિ આપી.

"વેતાળ ભટ્ટ કાલ મળસ્કે ભૂતસેના લઈ કારૂરની શક છાવણી પર પાછળથી હલ્લો કરશે. તે વખતે તમે પણ આગળથી તૂટી પડજો." પદ્માવતીએ ધીમેથી સંદેશો કહ્યો.

"એમ ? ભટ્ટ પહોંચી ગયા ત્યારે તો !" વિક્રમ પ્રસન્ન થયો.

"હા, આ જ રાતોરાત તે કારૂર લગભગ આવીને ગુપ્ત રહેશે. તમે પણ આજે જ રાતે તૈયાર થજો."

"વેતાળ ભટ્ટે કાંઈ સંકેત આપ્યો છે કે નહિ ?" વિક્રમે પૂછ્યું.

"મારો અવિશ્વાસ આવે છે કે, સંકેત માગો છો ?" પદ્મા ત્રાંસી નજરે પૂછવા લાગી. તેની આંખમાં કૃત્રિમ રોષ હતો.

"ના, પણ રાજનીતિને આધિન રાજાએ થવું જ પડે. તમે ખોટું ન લગાડશો. ભટ્ટ સંકેત આપવાનું ભૂલે જ નહિ." વિક્રમ પદ્માવતીને માઠું ન લાગે તેવી રીતે બોલ્યો.

"મહારાજ ! સંકેત કહું સાંભળો, 'વીર વેતાળને કાળભૈરવ, પથ્થરનું દ્વાર ખેરવ.' હવે તો ખાત્રી થઈને ?" પદ્માવતી સ્મિત સહ બોલી.

"ખાત્રી તો હતી જ પણ સંદેશ અધુરો રહેતો હતો તે હવે પુરો થઈ ગયો." વિક્રમ પ્રફુલ્લ ચિત્તે બોલી ઊઠ્યો.

તે રાતે વિક્રમે સેનાની કૂચની તૈયારી કરી દીધી અને મધરાતે પૂર ઝડપથી કૂચ આરંભી દીધી. શર્વિલ પરોઢમાં જ વિક્રમના ધસારાના સમાચાર સાંભળી સાવધ બની ગયો. તેણે ઝડપથી સેનાને સજ્જ કરી દીધી. રણભેરી વાગી ઊઠી અને વિશાળ સેના તરંગિત બની ગઈ. મળસ્કુ થવાની તૈયારી હતી તે વખતે બંને સેનાઓ ભેટી. તીરોનો વરસાદ, હોકારા અને ચીસોથી રણક્ષેત્ર ગાજી ઊઠયું. સંહારની જાણે યાદવાસ્થળી મંડાઈ.

પણ આ શું ? શર્વિલના સૈન્યની ડાબી તથા જમણી પાંખમાં એકાએક નાસભાગ થવા લાગી. "શીંગડાવાળા ભૂતો ચઢી આવ્યા છે, નાસો, નહિ તો ભરખી જશે." એવી બૂમ શર્વિલના દેશી સૈન્યમાં પ્રસરી રહી અને સૈન્ય ભાગવા માંડયું. શર્વિલે તપાસ કરાવી ત્યારે તેને ખબર પડી કે પોતાના સૈન્ય પર પાછળથી શીંગડાંવાળી કોઈ ભયંકર સેનાએ હુમલો કર્યો હતો. બંને બાજુનો સામનો કરવા શર્વિલે સૈન્યના બે ભાગ પાડવા મથામણ કરી. પણ પાછળનું સૈન્ય એટલું બધું નાસીપાસ થઈ ગયું હતું કે તેમાં બહુ સફળતા ન મળી. શર્વિલની મોટી સેના અવ્યવસ્થિત બની ગઈ. આ લાગ જોઈ વિક્રમની ચતુરંગી સેના નિકટ ધસી આવી અને તીરને બદલે હાથોહાથની–તરવારની લડાઈ ચાલવા લાગી.

વેતાળની નાની સેનાનો પાછળનો હલ્લો હઠાવવો મુશ્કેલ લાગ્યો. શર્વિલની સેના બે બાજુથી ભયંકર ભીંસમાં આવી ગઈ હતી. શર્વિલ પણ પલટાયેલી પરિસ્થિતિ સમજી ગયો. તેણે વિજયની આશા છોડી દીધી. છતાં એ રણઘેલો યવન રાજા હતાશ ન થયો. તેણે વિક્રમને પોતાનું પાણી બતાવવા નિશ્ચય કર્યો. રણકેસરીની પેઠે ઘૂમતો રક્તવસ્ત્રધારી શર્વિલ શક યોદ્ધાઓને પાનો ચઢાવતો આગળ ધસ્યો. શકો પણ શર્વિલની રણહાકને અનુસરતા વિક્રમ તરફ સામટા ધસી ગયા. પાછળની બાજુએ વેતાળને રોકવા માત્ર થોડા જ

કાએલ યોદ્ધાઓ રહેવા દઈ શર્વિલે મરણીયા બની વિક્રમ પર ધસારો કર્યો.

વિક્રમ પણ ઉત્સાહપૂર્વક ઘૂમતો સેનાને મોખરે આવી પહોંચ્યો. બંને વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. ઉભય પક્ષના અનેક યોદ્ધાઓ રણમાં ટપોટપ પડવા લાગ્યા. આખરે જીવનની પરવા વગરના શર્વિલ અને વિક્રમ સામસામે આવી ગયા. વિક્રમને શર્વિલની યુદ્ધનિપૂણતા ચમત્કારી લાગી. પદ્માવતી આ દારુણ સંગ્રામમાં વિક્રમના અંગરક્ષક યોદ્ધા તરીકે તેની સાથે જ હતી. તેને પણ શર્વિલ કપરો જણાયો. અંતે વિક્રમનો દાવ લાગી ગયો. તેણે પેંતરો લઈને પોતાની લાંબી તરવાર વડે શર્વિલને જનોઈવઢ કાપી નાંખ્યો. મોટું વૃક્ષ ભાંગી પડે તેમ શર્વિલ ઢળી પડ્યો.

પણ બરોબર આજ સમયે જીવ પર આવેલો શકસેનાપતિ વિક્રમ પર ધસ્યો. વિક્રમ તેને પહોંચી વળે તે પહેલાં શકસેનાપતિની તરવાર વિક્રમ પર તોળાઈ. પદ્માવતીએ આ જોયું પણ તે આગળ વધી વિક્રમને બચાવે તેટલો અવકાશ ન હતો. પણ એક પલકવારમાં જ એક સાધારણ કદનો યુવાન જોદ્ધો પોતાની ઢાલ ધરતો વચમાં કૂદી પડ્યો. વિક્રમ પર તોળાયેલી તરવાર તેના પર પડી ને તે ધરણીએ ઢળ્યો, પણ વિક્રમ બચી ગયો. તે જ વખતે સાવધ બનેલા વિક્રમે શક સેનાપતિને ઊભો જ ચીરી નાંખ્યો અને વિજયનો શંખનાદ વગાડ્યો.

શકો નાસવા લાગ્યા પણ વિક્રમે તેમને ચારે બાજુથી ઘેરી લીધા. મરણીયા બનેલા તથા નાસતા શકોનો ઘાણ નીકળી ગયો. કારૂરની રણભૂમી શકોના મડદાંના ઢગલાઓથી ભરાઈ ગઈ. એ મહાયુદ્ધમાંથી શક જાતિનો એક પણ યોદ્ધો જીવતો પાછો વળી શક્યો નહિ.

એ રીતે કારૂરના યુદ્ધમાં ગર્દભીલ વિક્રમે તમામ શકોનો સંહાર કરી અવંતીને ન શકી બનાવી, ઈ. સ. પૂર્વે ૫૭.

## [ ૪૭ ] સુનંદાની છેલ્લી સેવા

વિક્રમે પોતાને બચાવવા ખાતર પ્રાણાર્પણ કરનાર પેલા અજાણ્યા સૈનિક તરફ જોયું. તેનું રમ્ય મુખ વિક્રમને પરિચિત લાગ્યું, પણ તે કોણ હતો તે સ્પષ્ટ યાદ આવ્યું નહિ. પદ્માવતીએ એ યોદ્ધાને ઓળખ્યો ને તે શસ્ત્રો ફેંકી નીચે બેસી ગઈ. શકોનો સંહાર થઈ ગયો હતો એટલે શસ્ત્રોની હવે આવશ્યકતા ન હતી. પદ્માવતીએ એ બેશુદ્ધ યોદ્ધાના ઘાયલ દેહને પોતાના ખોળામાં લીધો અને પાણી મંગાવી તેના મોંમાં ધીમેથી સીંચવા માંડ્યું. વિક્રમ આ જોઈ આશ્ચર્ય પામ્યો.

" એને હું ઓળખું છું, પણ નામ ભૂલી ગયો છું. " વિક્રમે ઘાયલ સૈનિકને અવલોકતાં પદ્માવતીને કહ્યું.

" તમે તો ભૂલકણા છો મહારાજ! આ સુનંદાને ય ન ઓળખી ? " પદ્માવતીએ ઠપકાભરી નજરે જવાબ આપ્યો.

"હા, એ સુનંદા જ છે. મારે માટે એણે અપૂર્વ ભોગ આપ્યો છે. છેક અણીની પળે આવીને તેણે વળી પોતાના ત્યાગને માથે કીર્તિનો કળશ ચઢાવી દીધો." વિક્રમ લાગણી વશ બનીને નીચે બેસી ગયો. તેનું હૃદય દ્રવ્યું અને તે વિજયની ખૂમારી ભૂલી, ભીની આંખે સુનંદાની ચિંતામાં પડી ગયો.

"મહારાજ! એ વીરનારી જ આજે અવંતીની મુક્તિના કારણરૂપ બની છે." પવન ઢોળતી પદ્માવતી ભીની આંખે બોલી. રાજકારણના મલિન પંકમાં રસ લેતી પદ્માવતી પણ સુનંદાના સર્વસ્વના ભોગે હાલી ઊઠી. વિષકન્યા તરીકે સુનંદાએ કરેલી કામગીરી પદ્માવતીને અવગત હતી જ. તેમાં ય તેના વિક્રમ માટેના આજના અદ્‌ભૂત પ્રાણાર્પણથી પદ્માવતીના મનમાં સુનંદાનું મૂલ્ય વધી ગયું હતું.

થોડી વારે સુનંદા શુદ્ધિમાં આવી. તેણે જરા પાણી પીધું અને પછી તે બોલી: "કોણ પદ્માવતીબેન! હું હવે જાઉં છું. મહારાજ વિક્રમાદિત્ય ક્યાં છે?"

"આ રહ્યા." આંખ લૂછતી પદ્માવતી બોલી.

"સુનંદા, હું આ રહ્યો." વિક્રમ ભીની આંખે વધુ નજીક આવ્યો. બીજા સૈનિકો પણ સુનંદાના સ્વાર્પણની કથાથી ગદ્‌ગદિત બની ગયા.

"મહારાજ, હું હવે વિદાય થાઉં છું. અવંતી માટે મેં બનતું કર્યું છે. અવંતીમાં આપ રામરાજ્ય સ્થાપજો ને ભવિષ્યમાં અવંતીની બીજી સુનંદાઓ રીબાય નહિ તેવું કરજો." સુનંદાની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. તેનો અશક્ત કંઠ કારુણ્યથી ઘેરાઈ ગયો.

"સુનંદા, તારી મદદથી જ આજે શકોનો સંહાર થઈ ગયો છે, હવે હું જરૂર ઉજ્જૈનીમાં રામરાજ્ય સ્થાપીશ. તું તે બાબત નિશ્ચિંત થા." વિક્રમે કહ્યું.

"બેન, તારા તપથી જ ઉજ્જૈની આજે મૂક્ત બની છે. તું અમર બની ગઈ." સુનંદાના કપાળપરની વાળની લટો સમારતી પદ્માવતી બોલી ઊઠી.

સુનંદાએ પદ્માવતી તરફ સંતોષભરી નજર ફેંકી. પણ તેવામાં જ તેને પોતાના વિષાક્તપણાનો ખ્યાલ આવ્યો અને તે ચમકીને બેઠી થવા લાગી. પણ અશક્તિથી ફરીને તે પદ્માવતીના ખોળામાં ઢળી પડી. તેણે આંસુભરી આંખે કહ્યું: "બેન પદ્માવતી, મને ભોંય સુવાડો. હું તમારા ખોળાને માટે લાયક નથી. હું તો માટીને જ લાયક છું."

"ના મારી બેન, તું તો અવંતીરાષ્ટ્રની પવિત્ર વિભૂતિરૂપ છો." સુનંદાના ગાલ પંપાળતાં પદ્માવતી બોલી ઊઠી.

"હું વિષકન્યા છું, તમને ઝેર ચઢશે. માટે મારો સ્પર્શ ન કરતાં જરા દૂર બેસો."

"તારૂં વિષ આ દેશને આજે અમૃતરૂપ બન્યું છે બેન! તે મને ભલે તારી સાથે લઈ જતું, હું તેથી નહિ ડરૂં."

"બેન, હું અભાગણી એટલા બધા મમત્વને પાત્ર છું?" સુનંદા ડૂસ્કુ ખાતાં બોલી.

"સુનંદા, આજે અવંતીની પ્રજાની તું મુક્તિદાતા દેવી છે. તું તો અમારી પૂજાની અધિકારીણી છે." વિક્રમે ભાવપૂર્ણ સ્વરે કહ્યું.

તેવામાં રાજવૈદ આવ્યા અને સુનંદાને પાટા બાંધી છાવણીમાં લઈ જવામાં આવી. વિક્રમની વિજયી સેના ઉજ્જૈની તરફ ઉપડી ચૂકી હતી, અને વિક્રમને પણ ઉજ્જૈનીમાં જઈ પહોંચવાની ઓછી અગત્ય ન હતી. છતાં સુનંદાની છેલ્લી ઘડીઓ ગણાતી હોવાથી તેને છોડીને વિક્રમ જઈ શકતો ન હતો.

મધ્યાહ્ન પૂર્વે સુનંદાને તાણ ઉપડી. તે પહેલાં તેણે મધ્વને કેવી રીતે પૂરો કર્યો હતો તે તથા તે પછી પોતે પુરુષવેશે ભાગી નીકળીને જંગલમાં ભૂલી પડ્યા પછી ગુપ્તચર સાથે વિક્રમની સેનામાં કેવી રીતે આવી પહોંચી હતી તે વાત વિક્રમ તથા પદ્માવતીને કહી હતી.

" મહારાજા વિક્રમ મને શોધતા હતા, એવા સમાચાર ગુપ્તચર પાસેથી સાંભળી તેની સાથે હું આ રણક્ષેત્રમાં આવી પહોંચી અને મને પુણ્યશ્લોક મહારાજનાં મારા મૃત્યુ પહેલાં દર્શન પણ થઈ ગયાં. " સુનંદા મૃત્યુની આખરી આભાથી દીપતા પ્રફુલ્લ વદને બોલી.

" તું જરા જ મોડી આવી હોત બેન, તો અવંતીની મુક્તિ ધૂળમાં મળી જાત. " પદ્માવતીએ કહ્યું.

" એમ તો ન જ કહેવાય. મહારાજાને રક્ષવા મારા કરતાં અનેક ઘણા સમર્થ સેંકડો યોદ્ધા હાજર હતા. તેમાંનો એકાદ મારૂં કાર્ય બજાવી લેત. " નિરાભિમાનપણે સુનંદા બોલી.

" સુનંદા, તેં જે કર્યું તે કદાચ બીજો ન પણ કરી શક્યો હોત. અવંતીની મુક્તિના મહાયજ્ઞમાં હોમાવાની જે લાયકાત તેં સિદ્ધ કરી છે તેવી કદાચ બીજાની નહિ પણ હોય. " વિક્રમે પ્રસંશાપૂર્વક કહ્યું.

"સુનંદા," વિક્રમ ગળગળો થઈ બોલ્યોઃ "તું તો ચાલી જઈશ, પણ ગુરુદેવ ગર્ગ આવી મને પૂછશે ત્યારે હું શું કહીશ? મને તે કેવો સ્વાર્થી ને હિન માનશે?"

"પણ મહારાજ! તમે ક્યાં સ્વાર્થી છો? અવંતી માટે મેં જે કર્યું છે તે અવંતીની પુત્રીની ફરજ લેખે કર્યું છે. ગુરુને કહેજો કે સુનંદા પોતાની ફરજ બજાવી ગઈ છે. તેને માટે સંતાપ ન કરે." સુનંદા પણ ગળગળી થઈને બોલી.

"સુનંદા, હું હવે અવંતીનો રાજા છું. તું મારી પાસે કાંઈક માગી લે. તારી સેવાની કદર વગર તું ચાલી જાય તો રાજવટને નાનમ લાગે." વિક્રમે કહ્યું.

"મહારાજ! મારે કાંઈ ન જોઈએ. છતાં આપ પ્રસન્ન થયા હો તો મારું નામ અવંતીની પુત્રીઓને યાદ રહે તે માટે મને અવંતીમાં અગ્નિદાહ આપો તે સ્થળે મારી ભસ્મ ઉપર એક દેરી ચણાવજો અને અવંતીના ઉજવળ પ્રસંગોએ મને યાદ કરજો." સુનંદાની આંખમાંથી અશ્રુબિંદુ ટપકી પડ્યાં.

"સુનંદા, તારું યોગ્ય સ્મારક હું કરીશ. અને તને હું તથા અવંતી કોઈ નહિ ભૂલે." વિક્રમે ઉત્તરીય વસ્ત્ર વડે પોતાની આંખ લૂછી.

મધ્યાન્હે સુનંદા આ લોક છોડી ચાલી ગઈ. તેના શબને અવંતી પહોંચાડી ત્યાં યોગ્ય વ્યવસ્થા કરવાની ગોઠવણ કરાવરાવી. પદ્માવતી તથા વિક્રમ ઉજ્જૈની પહોંચવા ઘોડેસ્વાર થઈ નીકળી પડ્યાં.

"મહારાજ! સુનંદા ખરેખર દેવી જ હતી. અવંતીની એ અજોડ પુત્રી હતી." પદ્માવતીએ આંસૂ લૂછતાં વિક્રમને કહ્યું.

"હા, જાણે અવંતીની મુક્તિ માટે જ એ દેવીએ અવતાર લીધેલો, અને તે કાર્ય પુરૂં થતાં તે ચાલી નીકળી." વિક્રમ ગદગદ સ્વરે બોલ્યો.

જોત જોતામાં પદ્માવતી તથા વિક્રમ પોતાની આગળ નીકળેલી વિજયી સેનાને પહોંચી મલ્યાં. અવંતીના શક કારભારીઓ વિક્રમના આગમન પહેલાં ઉજ્જૈનીને છોડી ચાલ્યા ગયા હતા. વિજયી વિક્રમે લોકોના હર્ષાશ્રુના અર્ધ્ય ઝીલતાં ઝીલતાં ઉજ્જૈનીમાં દબદબાપૂર્વક પ્રવેશ કર્યો. એ દહાડે ઉજ્જૈનીમાં જાણે સોનાનો સૂર્ય ઊગ્યો હોય એવી હર્ષની ઝલક લોકોમાં છવાઈ ગઈ હતી.

## [ ૪૮ ] રાજ્યાભિષેક મહોત્સવ

વિક્રમાદિત્યના શકો પરના અદ્વિતીય વિજયથી આર્યાવર્ત્તનાં રાજવી મંડળો આશ્ચર્યમાં ગરક બની ગયાં. અવંતીમાં જામીને પાડોશી રાજાઓને ડારતી શકોની મહાસત્તાનો વિધ્વંશ વિક્રમે કારૂરના યુદ્ધમાં માત્ર દશ બાર ઘડીમાં જ કરી નાંખ્યો એ જેવી તેવી નવાઈની વાત ન હતી. એવો અપૂર્વ વિજય તો વીર વેતાળનો વિજેતા વિક્રમ જ મેળવી શકે, સામાન્ય રાજવીનું એ ગજું નહિ, એમ સૌના મનમાં પ્રતિતિ થઈ. મોટી સત્તા સામે રાજસત્તાવિહન વિક્રમે આવો અમોઘ વિજયપ્રયોગ કરી બતાવ્યો તેથી તેની નામના આખા આર્યાવર્તમાં પ્રસરી ગઈ. પાડોશી પ્રાંતોના રાજાઓએ તો વિક્રમને મિત્ર ભાવે વખતસર માન આપવામાં જ પોતાની શોભા છે, એમ માની લીધું.

અવંતીને છોડીને ગયેલી પ્રજા પાછી અવંતીમાં આવી પહોંચી. ઉજ્જડ નગરોમાં ફરી વિક્રમના વિજયના પ્રભાવે વસ્તી અને વૈભવ

જામવા લાગ્યો. અવંતીના હર્મ્યો, બગીચાઓ, દેવમંદિરો અને બજારો પૂર્વવત્ લક્ષ્મીની અને મનુષ્યોની ભરતીથી છલકાવા લાગ્યાં. બે માસમાં તો અવંતી ફરી સજીવન બની ગઈ. સુરાજ્યની નવમાધુરીએ પ્રજામાં નવા પ્રાણ રેડયા અને પડેલો અવંતી દેશ અજબ ગતિએ ટટ્ટાર બન્યો. અવંતીને છોડી ગયેલા વિદ્વાનો, આચાર્યો તથા સાધુઓ અને પરિવ્રાજકો ફરી અવંતી તરફ આકર્ષાયા. મહર્ષિ ગર્ગ પણ વિક્રમને વચન આપ્યા પ્રમાણે અવંતીમાં આવી પહોંચ્યા અને ઉજ્જૈની-માંનું તેમનું વિદ્યાધામ પણ પૂનર્જીવન પામ્યું.

હતભાગી શંકુના નામની આણ અવંતીમાં ફરી વળી પણ તે રૂગ્ણ રાજકુમાર એક સપ્તાહમાં જ રોગનો ભોગ થઈ મૃત્યુ પામ્યો. વિક્રમ આથી દુ:ખી થયો. જ્યેઠ બંધુના મૃત્યુથી વિક્રમનો અર્ધો આનંદ મરી ગયો. તેણે દુ:ખને અંતરમાં જ દાબીને શંકુની પાદુકા રાજપાટે પધરાવી, રાજવહિવટ તેના નામથી ચલાવવા માંડયો.

મહારાજા વિક્રમે પડો વજડાવી આખા રાજ્યમાં નાગરિક સ્વાતંત્ર્ય અને પ્રજાપર પુત્રવત પ્રેમની રાજનીતિ જાહેર કરી. ગામેગામ લોકનિયૂક્ત પંચાયતો અને વિદ્વાન ન્યાયાધીશો નીમી દીધા. પંચાયતને રાજ્યાધિકારીઓ પણ માન આપે, તેમ તેના ફેંસલાનો અમલ કરાવવામાં મદદ કરે તેવી વિક્રમે યોજના કરી. શકોના મહાન ત્રાસ અને રંજાડ પછી એકદમ આવો દેવતાઈ ન્યાયી રાજા મળવાથી પ્રજા તેને ઈશ્વરતૂલ્ય માનવા લાગી. આવા પવિત્ર અને મહાન પ્રતાપી તથા પ્રજાપ્રેમી રાજા માટે પ્રજાના હૈયામાં માન અને ગર્વના સાગર છલકાવા લાગ્યા.

મહારાજા વિક્રમે રાજલગામ તો હાથમાં લીધી જ હતી, પણ શંકુના મૃત્યુના શોકને લીધે તેમનો વિધિપૂર્વક રાજ્યાભિષેક હજી થયો ન હતો. તે રાજ્યાભિષેક ઉજવવા અવંતીની રાજભક્ત પ્રજા ઉત્સુક બની બેઠી હતી. આચાર્ય ગર્ગાચાર્ય પ્રવાસમાંથી પાછા આવ્યા અને તેમને રાજ્યાભિષેકનું મુહૂર્ત જોવા સૂચવવામાં આવ્યું.

જ્યોતિર્વિંદ ગર્ગાચાર્યે બે મુહૂર્તો રજુ કર્યાં; તેમાંનું એક મુહૂર્ત રાજ્યાભિષેકના પ્રસંગને જરા આઘો ઠેલતું હતું. પ્રજાવર્ગ તથા સરદારોને તે પાલવતું ન હતું. તેઓ તો આ પ્રતાપી રાજવીનો રાજ્યારોહણ મહોત્સવ ઉજવવા અધિરા થઈને બેઠા હતા. એટલે વિક્રમની ઉતાવળ કરવાની ઈચ્છા ન હોવા છતાં સરદારો તથા મંત્રીઓએ પહેલું મુહૂર્ત પસંદ કર્યું અને તાકીદે રાજયારોહણ માટેની તૈયારીઓ કરવા માંડી.

“મહારાજ ! અધિરા પ્રજાજનો ઉતાવળા તો થયા છે, પણ મારે આ રાજયારોહણના પ્રસંગને ભારતના ઈતિહાસમાં અદ્વિતીય બનાવવો છે.” ગર્ગે પોતાના મનની વાત જણાવી.

“આપની શું ઈચ્છા છે ?” વિક્રમે પૂછયું.

“આ પ્રસંગ રામ અને યુધિષ્ઠિરના રાજ્યારોહણને પણ ભૂલાવે તેવો ભવ્ય અને ચીરસ્મરણીય બનાવવાની મારી ઈચ્છા છે.”

“તેમાં પ્રજાવર્ગ, સરદારો અને હું બધાં સંમત છીએ. એ માટેની યોજના આપ તૈયાર કરો.”

“તે તો હું કરીશ જ. પણ આ પ્રસંગને અમર બનાવવા ઉજ્જૈનીમાં વેધશાળાનો પાયો નાંખવો અને વિક્રમાદિત્યના રાજ્યારોહણના દિવસને ચીરસ્મરણીય બનાવવા તે દિવસથી કાલગણના માટે સંવતની સ્થાપના કરવી.”

“વેધશાળા જેવી વિદ્યા અને શોધખોળ માટેની સંસ્થા માટે તો હું તૈયાર જ છું પણ મારા રાજયાભિષેક નિમિત્તે સંવત ચલાવવામાં આવે તે મને પસંદ નથી. યુધિષ્ઠિર સંવત ચાલે જ છે તો પછી મારા સંવતની શી જરૂર છે ? હું એ રીતે યુધિષ્ઠિરથી શ્રેષ્ટ બનવાનો

દંભ કરૂં છું એમ પણ વિદ્વાનો માને એટલે એ મને પસંદ નથી." વિક્રમે પોતાનો સંવત ન સ્થાપવા ગુરુ ગર્ગને સમજાવવા માંડ્યા.

"મહારાજ ! સંવત તો અમારે પ્રજાને ચલાવવાનો છે. રાજાનું તેમાં નામ માગીએ છીએ તે પણ નહિ આપો ? અયનાંતસ્થાન તપાસી શુદ્ધ ગ્રહગણિત રચવાની જરૂર વિષે મેં વળંગૂરમાં વાત કરી હતી તે ભૂલી જ ગયા ? આ ભવ્ય પ્રસંગે જ તે મહાન કાર્ય સિદ્ધ થઈ શકશે. એમાં મહારાજ યુધિષ્ઠિરની સ્પર્ધાનો પ્રશ્ન જ નથી. આ તો યુગકાલને અનુસાર કાલગણના માટેના ગણિતને સ્થિર કરવાનો પ્રયાસ છે. અને તે આજે ન કરીએ તો આપણે માથે પાછલા યુગોની પ્રજા મૂઢતાનો દોષ આરોપે." ગર્ગે વિક્રમને સમજ આપી.

ગર્ગની તથા બીજા વિદ્વાનોની સલાહથી સંવતની સ્થાપના કરવાની અગત્ય વિક્રમે સ્વીકારી અને પ્રજાને તે કાર્ય માટે પોતાનું નામ વાપરવા દેવા સંકોચપૂર્વક રજા આપી.

આર્યાવર્તના પ્રાંતેપ્રાંતના નાના મોટા રાજાઓને એ પ્રસંગે ખાસ આમંત્રણો કાઢવામાં આવ્યાં. વિક્રમની કીર્તિ તો આ આમંત્રણોનીયે અગાઉ ઠેરઠેર પહોંચી ગઈ હતી. એટલે વિક્રમને નિરખવા માટે આતુર બનેલા રાજવીઓએ એ આમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો.

*

ઈસ્વીસન પૂર્વે ૫૭ ના સપ્ટેંબર માસની તારિખ ૧૮ મી અને ગુરુવારનો મંગળ દિવસ મહારાજા વિક્રમાદિત્યના મંગળ પાટોત્સવ માટે નક્કી થયો હતો. અવંતીની હર્ષઘેલી પ્રજાએ આ શુભ પ્રસંગને ભવ્ય રીતે ઉજવવા અગાઉથી તૈયારી કરી રાખી હતી અને તે અનુસાર આખા દેશમાં અપૂર્વ સમારંભોની યોજના પ્રજાએ કરી હતી. શકોના

મહા ત્રાસમાંથી પ્રજાને મુક્ત કરી તેને રામરાજ્યની પ્રતિતિ કરાવનાર મહારાજા વિક્રમાદિત્યના રાજ્યારોહણુ માટે સકળ પ્રજા અપૂર્વ હર્ષ દાખવી રહી.

એ મંગળ દિવસના પ્રાતઃકાળે જે વખતે દેવસભા સમાન શોભતા રાજમહાલયમાં મંત્રીઓએ સૂવર્ણ કળશ વડે મહારાજા વિક્રમાદિત્યને પૂણ્યાભિષેક કર્યો તે વખતે ગર્ગની જીહ્વાએ બેઠેલી સરસ્વતી તેના નામને સાર્થક કરતી વરદાયિની સરિતા પેઠે વહેવા લાગી. વિપ્રોના પૂણ્યાહવાચનથી રાજગઢ ગાજી રહ્યો હતો. રાજ્યના નગરે નગરમાં તે વખતે દેવમંદિરો અને ધર્મ સ્થળોમાં હર્ષઘેલી પ્રજા એકઠી થઈ મહારાજાનું શુભચિંતન પ્રાર્થી રહી હતી. ધાર્મિક વિધિ પૂરી થતાં જ રાજભુવનમાં રાજ્યાસને બિરાજી મહારાજા વિક્રમાદિત્યે ગુરુજનોના શુભાશીષ તથા મિત્ર રાજાઓની વંદના સ્વિકારી. પદ્માવતીના નેતાપદે નગરની સુવાસીની નારીઓના એક વૃંદે આવી મહારાજાનાં ઓવારણાં લીધાં તથા નારીવર્ગની મંગળ કામના મહારાજા સમક્ષ પ્રગટ કીધી. અવંતીની નારીઓના મુખે રમતા આ પ્રસંગના દિવ્ય આનંદ તથા તેના પ્રગટિકરણુની રીતિએ અન્ય રાજવીઓને પણુ ચકિત કીધા. યુવાન રાજવી વિક્રમ રાજ્યના પ્રજાવર્ગમાં – નારી સમાજમાંયે શરૂથી જ આટલો લોકપ્રિય હતો એ રાજવી મંડળને રોચક લાગ્યું.

ઉપરોક્ત વિધિ પતી ગયા પછી ઉજ્જૈનીની ભાગોળે ખાસ ઊભા કરેલા ભવ્ય રાજસભાના મંડપમાં રાજ્યાભિષેકનો જાહેર દરબાર ભરવામાં આવ્યો. એ વિશાળ મંડપમાં દેશદેશના રાજાઓ, રાજપ્રતિનિધિઓ, સરદારો, નાગરિકો, ગામેગામના પંચો – શાહુકારો, મહત્વના રાજ્યાધિકારીઓ અને વિદ્વાનો, આચાર્યો, કવિજનો તથા સંતપુરુષો પણુ હાજર હતા. એટલી બધી માનવમેદની એ પ્રસંગે ઉલટી હતી કે વિશાળ સભામંડપ તેની બહાર ઉલટેલા માનવ મહાસાગરમાં એક નાના બેટ જેવો દેખાતો હતો. શકોએ વર્ષો સુધી લૂંટેલી અવંતીની

પ્રજામાં હજીયે સમૃદ્ધિ અને ધન હતું તેનું ભવ્ય દિગ્દર્શન તે દિવસે લોકોએ ધારણ કરેલાં વસ્ત્રાલંકારો, વાહનો તથા બજારોમાં કરેલા શણગારો પરથી થઈ જતું હતું.

દરબારની ઔપચારિક વિધિ પતી ગયા પછી મહારાજા વિક્રમાદિત્યે પોતાના રાજપદ–ધારણની પ્રતિજ્ઞા જાહેર કરી જણાવ્યું કે, ' હું રામ અને યુધિષ્ઠિરનો નમ્ર અનુયાયી છું અને તેમનો પ્રજા પાલનનો આદર્શ મારો બનાવવા હંમેશાં હું મથીશ. પ્રજાના ભલા માટે જ મારૂં પદ છે, એ મારો સાઠે ઘડીનો સોઽહમ્ જપ બનશે. મારી વહાલી પ્રજાને આથી વધુ કાંઈ કહી બતાવવા કરતાં તે કરી બતાવવાની મને વધુ ઈંતેજારી છે. "

પ્રજાજનોએ હર્ષના પોકારો વડે મહારાજાના અભિભાષણને વધાવી લીધું. થોડીવારે લોકોમાં શાંતિ પ્રસરતાં આચાર્ય ગર્ગ ઊભા થઈ આગળ આવ્યા અને તેમણે સભાજનોને સંબોધીને આજના પ્રસંગની મહત્તા સમજાવી. વિક્રમ પૂર્વેની અવંતીની યાતના તથા જૂલમો તેમણે વર્ણવી બતાવ્યા તથા વિક્રમના રામરાજ્યની પ્રત્યક્ષ અનુભૂતિ વિષે પણ બે શબ્દો કહ્યા. પછી આવા પૂણ્યશ્લોક રાજવીના રાજ્યારોહણને અમર બનાવવાની અગત્ય તેમણે લોકોને સમજાવી. કાલગણના અને ગ્રહગણિતના સિદ્ધાન્તો પણ સાદી ભાષામાં સમજાવી તેનું ઐતિહાસિક મહત્વ સ્પષ્ટ કર્યું. તે પછી વેધશાળાની અગત્ય સમજાવી ઉજ્જૈનીને વિદ્યાનું કેન્દ્ર બનાવવાના પોતાના તથા મહારાજાના મનોરથો ગર્ગે સભા સમક્ષ પ્રગટ કર્યા. કાલગણના તથા સંવતની સ્થાપનાની અગત્ય લોકોને ફરી ફરી સમજાવીને તેના ગૌરવનો પણ મહર્ષિએ લોકોને બરોબર ખ્યાલ આપ્યો. છેવટે મહર્ષિએ ખગોળ-શાસ્ત્રના ઉદ્ધાર માટે ઊભી થનારી વેધશાળાનું ખાતમુહૂર્ત સ્વહસ્તે કરવા મહારાજા વિક્રમાદિત્યને વિનતિ કરી.

સભામંડપની પાસે જ આ સ્થાન હતું. ત્યાં સભાજનો સાથે વિક્રમ, ગર્ગ, મંત્રીઓ, રાજામહારાજાઓ અને પંડિતો વગેરે ગયા અને સુવર્ણની કોદાળી વડે મહારાજા વિક્રમે ઉજ્જૈનીની એ ચીરસ્મરણીય ભૂમિમાં સ્વહસ્તે પાયો ખોદવાનું તથા શીલા સ્થાપનનું મુહૂર્ત કર્યું. વિપ્રોના મંત્રઘોષથી આકાશ ગાજી ઊઠયું. બધી વિધિ પતી ગયા પછી ગર્ગાચાર્યે એક નાનકડું પ્રવર્ચન કર્યું.

"માનવંત રાજામહારાજાઓ અને સભાજનો!"

આજનો પ્રસંગ ઇતિહાસવહીમાં અમર અક્ષરે નોંધાશેઃ આજથી ગ્રહગણિત અને કાલગણના શુદ્ધ બનશે. આ પ્રસંગની ભવ્ય યાદગીરી ચીરકાલ રહે તે માટે આજ દિનથી વિક્રમાદિત્યના સંવતની સ્થાપના થયેલી હું જાહેર કરું છું. જ્યોતિર્વિંદો આજથી એ સંવત લખશે. શીલાલેખો, ગ્રંથો અને દાનપત્રો તથા તમામ લખાણોમાં એ સંવત લખાશે. આર્યાવર્તની કાલગણનાને સ્થિર બનાવવાની ઇચ્છાવાળા વિદ્યાવત્સલ અન્ય રાજામહારાજાઓને પણ મિત્રભાવે આ સંવત પોતાના રાજ્યમાં ચલાવવા હું વિનંતિ કરું છું. આજના સ્મરણીય પ્રસંગે મારો આત્મા કહી રહ્યો છે કે વિક્રમાદિત્ય નૃપ અને તેનો સંવત જગતમાં અમર બનશે. રાજાઓનાં અને માંધાતાઓનાં નામ નિશાને નહિ રહ્યાં હોય તે પ્રસંગે પણ વિક્રમાદિત્ય અને તેનો સંવત અમર રહેશે. આપ બધા પોતપોતાના દેશમાં અને નગરોમાં મારો આ સંદેશ લઈ જજો અને અમર ઇતિહાસ સર્જવામાં પોતાનો ફાળો આપજો. सर्वेजनाः सुखिनो सन्तु। "

ઉજ્જૈનીની શેરીએ શેરીએ અને ચૌટાંઓ તથા ચોકમાં નગરજનોએ રેશમી ધજાપતાકાઓ તથા તોરણો વડે અપૂર્વ શોભા રચી દીધી હતી. ગૃહે ગૃહે આંગણામાં શુભ સાથિયા અને રંગોળી પૂરવામાં આવી હતી. દેવમંદિરો વૈકુંઠ જેવાં શોભતાં હતાં અને

ત્યાં જાતજાતના વસ્ત્રાલંકારો પરિધાન કરેલાં નરનારીઓ વિક્રમના અભિષ્ટ ચિંતનાર્થે ઉભરાઈ રહ્યાં હતાં. નગરમાં ઠેરઠેર નૃત્ય, સંગીત, મરદાનગીના ખેલો, તથા રમતગમતોના જલસાઓ ગોઠવાયા હતા. રાજવી મહેમાનો માટે પણ રાજ તરફથી અવનવા આકર્ષક પ્રયોગો અને સમારંભો ગોઠવાયા હતા.

રાત્રે ઉજ્જૈનીમાં જે રોશનીની શોભા થઈ હતી તે જોઈને તો આમંત્રિત રાજવીઓ પણ સ્થંભી ગયા. તે રાત્રે ઉજ્જૈની જાણે દીપમાળાનું નગર બની ગયું હતું. રાત્રે જાણે લાખ લાખ દિવાઓ રૂપે રવિ ઉદય થયો હોય એવી રોશની ઝળકી રહી હતી. એક એક હવેલી ઉપર લાખ લાખ દિવાઓની માળાઓ રચાઈ હતી અને તેવી હવેલીઓની સંખ્યાનો પાર જ ન હતો. તે રાતની ઉજ્જૈની ઈંદ્રપુરીને પણ ઝાંખી પાડી રહી હતી એમ પરદેશી મહેમાનોને ખાત્રી થઈ. મનમાં જ તેઓ વિક્રમ તથા અવંતીની પ્રજાને પ્રસંશી રહ્યા.

અવંતી છોડતી વખતે દરેક રાજવી અને રાજપ્રતિનિધિઓ મહારાજા વિક્રમાદિત્યની સન્માનસૂચક ભેટો ઉપરાંત તેની મીઠી મૈત્રીનાં સ્મરણો તથા નવીન સ્થપાયેલા વિક્રમસંવતની યોજના પોતપોતાના દેશમાં લઈ ગયા. વિક્રમ આર્યાવર્ત્તનો અજોડ રાજવી હતો એવી ભાવના એમના મનમાં આપોઆપ પ્રગટી ઊઠી; અને વિક્રમની મૈત્રીના તથા ખગોળવિદ્યા પ્રત્યેની અભિરૂચીના ચિન્હ તરીકે વિક્રમ સંવત જુદા જુદા પ્રાંતોમાં પ્રચાર પામ્યો.

અવંતીની હર્ષઘેલી પ્રજાએ બે સપ્તાહ પર્યંત આ મહોત્સવ ઉજવ્યો અને પોતાની અજોડ રાજભક્તિ પ્રગટ કરી. આ મહાન વિક્રમને આજ પણ ભારતવાસી જનો પૂણ્યશ્લોક નૃપ માની વંદના કરે છે. આર્યોનાં હૃદયમાં આજે પણ એનો પાટોત્સવ દર વર્ષે ઉજવાઈ રહ્યો છે.

## [ ૪૯ ] ઉપસંહાર

થાળે પડેલી અવંતીની શાંતિ ચીરસ્થાયી બને અને પ્રજાને રાજ્ય તરફથી કે રાજના કોઈ કર્મચારી તરફથી કનડગત ન થાય તે ખાતર વિક્રમાદિત્યે અપૂર્વ રાજવ્યવસ્થાની રચના કરી. જુદાં જુદાં ખાતાં સ્થાપી દરેક અધિકારીનાં કાર્યો તથા તેના અધિકારોની મર્યાદા બાંધવામાં આવી, તથા પ્રજાને ક્રમે ક્રમે દાદ મળે તેવી વ્યવસ્થા કરવામાં આવી. પંચાયતો નિષ્પક્ષ પંચોની જ બને તે માટે કાનૂન ઘડ્યા તથા ગુન્હાઓ માટે શિક્ષાઓની પ્રમાણસર આંકણી પણ કરવામાં આવી. ટૂંકામાં વિક્રમે રાજતંત્રને તે યુગના મુકાબલે અપૂર્વ રીતે વ્યવસ્થિત બનાવ્યું. તદુપરાંત તે તંત્ર બરોબર ચાલે છે કે નહિ તે જાણવા તથા પ્રજાનાં સુખદુઃખ જાણવા મહારાજા પોતે રાત્રે તથા કોઈકવાર દિવસે પણ વેશપાલટો કરી રાજ્યચર્યા જોવા નીકળી પડતા. મહારાજાની આવી સજાગ પ્રવૃત્તિથી રાજતંત્ર પણ ચેતનવંતુ રહેવા લાગ્યું અને પ્રજાની આબાદી વધવા લાગી.

વાવ, કુવા, તળાવો, મોટા રસ્તાઓ, ધર્મશાળાઓ તથા અન્નસત્રો અને પાઠશાળાઓ એ વિક્રમના ઉદાર રાજ્યાશ્રયની સાક્ષી પૂરતાં ઠેરઠેર દેખાવા લાગ્યાં. રાજમાર્ગોની નિર્ભયતા તથા ઉદાર રાજનીતિથી વેપાર ખીલવા લાગ્યો. અવંતી આર્યાવર્ત્તના આકર્ષણનું સ્થાન બની. ગર્ગાચાર્યની વિદ્વતા તથા પ્રસિદ્ધ વેધશાળાનો ડંકો આર્યાવર્ત્તમાં વાગી રહ્યો. દેશના તથા પરદેશના વિદ્યાવાંચ્છુઓ અવંતીમાં આવવા લાગ્યા. સોદાગરો, વણજારાઓ તથા વ્યાપારીઓ ઉજ્જૈનીમાં ઉભરાવા લાગ્યા. ઉજ્જૈનીમાં અવનવાં ઉદ્યાનો, હર્મ્યો, બજારો અને સંસ્કારક્ષેત્રો વધવા લાગ્યાં. ટૂંકામાં અવંતી અલ્પ સમયમાં જ તે કાળના આર્યાવર્ત્તના હૃદયરૂપ બની ગઈ.

વેતાળ ભટ્ટે હવે સિદ્ધવેશ ધારણ કર્યો હતો. વિક્રમની અનુજ્ઞાથી ગુરુનો આદેશ આવતાં સુધી તે ઉજ્જૈનીમાં જ શિષ્યો સાથે રહ્યો હતો. ક્ષીપ્રા તટે ગુરુદેવ સિદ્ધના સ્મારકરૂપ બનેલા સિદ્ધવડની છાયામાં વેતાળે પોતાનો આશ્રમ બાંધ્યો હતો. ત્યાં તે યોગચિંતનમાં મશગૂલ રહેતો. વખતો વખત વિક્રમ તેની સહાય તથા સલાહ લેતો અને લોકદષ્ટિએ અદ્ભૂત લાગતાં કાર્યો તેની મદદથી સિદ્ધ કરી બતાવતો. આથી વેતાળ અદશ્ય રીતે વિક્રમને અદ્ભૂત કામોમાં સહાય કરે છે એ માન્યતા લોકોમાં પ્રસરી.

સાધ્વી સરસ્વતીને સન્માનપૂર્વક ઉજ્જૈનીમાં લાવી રાખવા વિક્રમે તપાસ કરાવ્યો. પણ સાધ્વીનો પત્તો ન મળ્યો. અવંતી મુક્ત થયાની વાત જાણ્યા પછી ટૂંક મુદતમાં જ સાધ્વી સરસ્વતી વરંગૂળ છોડીને સ્વેચ્છા મુજબ પૃથ્વી પર્યટન માટે ઉપડી ગયાં હતાં.

પદ્માવતી હવે વિક્રમ પાસે આવતી તો પણ તેના મુખ ઉપર પ્રથમનો ઉત્સાહ અને દીપ્તિ જણાતાં ન હતાં. તે જાણે કંઈક ગંભીર બની ગઈ હોય એમ વિક્રમને લાગતું હતું. એક ધાંચણની કન્યા

આટલી બધી કાર્યકૂશળ કેવી રીતે બની હશે તે જાણવા વિક્રમ ઉત્સુક બન્યો હતો, પણ પદ્માવતીને તે પૂછવાનું અવિવેકના ભયે તેનાથી બની શકતું ન હતું. એક દિવસ રાત્રે નગરચર્યા જોવા નીકળેલો વિક્રમ ગુપ્તવેશે દેવદમનીના નિવાસે ગયો. દેવદમની બહારગામ ગયેલી હતી. એટલે પદ્માવતીએ વિક્રમનો સત્કાર કર્યો અને કૂશળતા પૂછી.

દેવદમનીની ગેરહાજરીમાં જ પદ્માવતી સાથે ખુલ્લા દિલે વાત થઈ શકશે, એમ માની વિક્રમે પૂછ્યું; " પદ્માવતી, તમે ખરેખર ઘાંચણ કન્યા જ છો ? મને નવાઈ લાગે છે ! "

" આપને નવાઈ લાગે તેથી શું હું રાજકન્યા બની જવાની છું ? જેની માતા ઘાંચણ હોય તેને માટે આપના મનમાં તુચ્છ ભાવ હોય એમ લાગે છે ખરૂં ? " પદ્માવતી સસ્મિત બોલી ઊઠી.

" ના, પણ તમારી વિદ્યા, કલા આદિથી હું અચરજ પામુ છું. ઉકરડામાં આવું રત્ન ક્યાંથી પાક્યું ? "

" મહારાજ, મારા કુળને ઉકરડાની ઉપમા આપી મારૂં અપમાન ન કરશો. "

" તમને માઠું લાગ્યું ? ભલે એ વાત હવે નહિ કહું. " વિક્રમે પદ્માવતીને ગુસ્સે થતી જોઈ વાત ફેરવી.

" મહારાજ આપણી પ્રથમ મુલાકાત વખતે આપે મને મારી સલાહનો બદલો આપવાનું વચન આપ્યું છે તે તો યાદ છે ને ? "

" હા, હું એ કેમ ભૂલું ? તમારે જે માગવું હોય તે માગવાની હવે તક છે. " વિક્રમે કહ્યું.

" જો જો, પછી ના તો નહિ પાડોને ? " પદ્માવતી હસી.

"વિક્રમ વચનને ખાતર સર્વસ્વ આપવા હંમેશાં તૈયાર હોય છે."

"પણ, હું એવું માગીશ કે તે આપતાં તમે મૂંઝાશો. વખતે બહાનાં કાઢશો કે એ તો મારૂં નથી." પદ્માવતી ફરી હસી, તેના હાસ્યમાં અનેરી મીઠાશ હતી. તેના મુખ ઉપર આકર્ષક લાલીત્ય છંટાઈ રહ્યું હતું.

"એકવાર માગીને ખાત્રી કરી જુઓ." વિક્રમ પદ્માવતી તરફ જોઈ સ્મિત કરી રહ્યો. પદ્માવતી જેવી વિચક્ષણ નારી શું માગશે તે તેને ન સમજાયું.

"બોલો જોઇએ મહારાજ! હું શું માગવાની ઇચ્છા વારૂં?" પદ્માવતી આળસ મરડતી વિક્રમને મોહક સ્મિતપૂર્વક પૂછવા લાગી.

"હું એ શી રીતે કહી શકું? તમારા મનની વાત જાણવાનો કિમિયો મને નથી આવડતો." વિક્રમ પદ્માવતીને નખશિખ નિહાળતો મંદ સ્મિત કરી બોલ્યો. આજની પદ્માવતીની રીતભાત અને છટા તેને બહુજ રમતિયાળ અને આકર્ષક લાગી.

"તો કાલે એ કિમિયો શીખીને આવજો."

"એટલે? ક્યાંથી શીખી લાવું?" વિક્રમ હસ્યો.

"આખો દિવસ વિચાર કરી તમારા મનને પૂછી જોજો કે પદ્માને શું જોઈતું હશે? પછી મનનો જે જવાબ મળે તે મને કાલે જણાવજો."

પછી પદ્માવતી સાથે શેતરંજની બાજી રમી હાસ્યવિનોદ કરી વિક્રમ પરોઢ પહેલાં રાજભુવનમાં ચાલ્યો ગયો. સૂર્યોદયની સાથે જ

વિક્રમના હ્રદયમાં પદ્માવતીનો પ્રશ્ન તેજસ્વી બની ઉદય પામ્યો. 'પદ્માવતી શું માગવા ઇચ્છતી હશે?' એ વિચાર તેના મનમાં રમમાણ બની રહ્યો. પદ્માવતીની ગઈ કાલની રીતભાત, વિનોદ, કટાક્ષ વગેરે પણ વિક્રમને વિચિત્ર લાગતાં હતાં. પદ્માવતીની એ નીતિરીતિનું મનમાં પૃથક્કરણ કરતા વિક્રમના મનમાં અનેક તરંગો ઊઠવા લાગ્યા. બહુ વિચારને અંતે પદ્માવતી હજી કુમારિકા છે તે ખ્યાલ વિક્રમને આવ્યો. શું તેના અંતરમાં "કૌમાર્ય"ના અર્પણ માટેની લાલસા જાગી હશે? એક યુવાન સુંદર સ્ત્રી તેવી કામનાને વશ થાય તે નવાઈની વાત તો ન જ હતી, પણ પોતાની સામે એવી માગણી પદ્માવતી લાવે ખરી? વિક્રમ પૂનઃ વિચારમાં પડી ગયો.

પદ્માવતીના ગઈ રાતના હાવભાવ તથા કટાક્ષો અને વિનોદ વિગેરે વિક્રમને હવે સૂચક લાગવા માંડયાં. કામશાસ્ત્રનો એક શ્લોક વિક્રમને યાદ આવી ગયો:—

× स्निग्धं द्रष्टिपथं विभूषिततनुः कर्णस्य कंडूयनं
नाभेर्दर्शनमग्रतश्च गमनं बालस्य चालिंगनम् ।
केशानां च मुहुर्मुहुर्विवरणं वार्ता च सख्या सह
कुर्युः प्रीतिवशात् स्त्रियः समदनाः द्रष्ट्वा नरं वांच्छितम् ॥

આ શ્લોકના પ્રકાશમાં તેણે પદ્માવતીની ગઈ કાલની ચર્ચાનો વિચાર કરી જોયો અને તેને લગભગ ખાત્રી થઈ કે પદ્માવતી

× કામાતુર સ્ત્રીયો પોતાના પ્રિય પુરૂષને પાસે જોતાં નીચેની ચેષ્ટાઓ કરે છે:-પોતાની નજરને સ્નિગ્ધ બનાવી દે છે, શરીરને શોભાવવા પ્રયાસ કરે છે, કાન ખોતરે છે. નાભી ઘડી ઘડી ઉઘડી જાય તેમ સાડીનો પાલવ ઊંચો નીચો કરે છે, પ્રિયપુરૂષની આગળ થઈને આવજા કરે છે, બાળકને આલિંગન આપે છે, કેશને વિખેરી નાખે છે અને સખીઓ જોડે અકારણ વાર્તાલાપ કરવા લાગે છે.

પોતાના પર મુગ્ધ બનેલી છે. પદ્માવતીનાં પોતાના માટેનાં સાહસો પણ વિક્રમ હવે આ નવીન વિચારના પ્રકાશ વડે યથાર્થ સમજી શક્યો. પદ્માવતી જેવી સુંદરી ખરેખર હતી તો દુર્લભ પણ પોતે રાજા હતો, એવી સામાન્ય સ્ત્રીને પટરાણી બનાવવી એ શોભાસ્પદ હતું ? વિક્રમના મનમાં પ્રશ્ન ઊઠયો.

"પદ્માવતીનું અતુલ રુપ, કલાનૈપૂણ્ય, ચાતુરી, અને વીરોચિત સાહસ બીજે કયાં મળે તેમ છે ? એનાથી સુંદરતર પટરાણી થવા યોગ્ય બીજી કયી નારી હતી ?" હૃદયમાંથી જવાબ મળ્યો.

પદ્માવતીની ચમકદાર બુદ્ધિ–ચાતુરી અને તેનું મનોહર લાલિત્ય વિક્રમની કલ્પનામાં સુંદર પ્રેયસીનો ઘાટ પકડવા લાગ્યું. પદ્માવતી પોતાની પ્રેયસી – પટરાણી બને એ કલ્પના હૃદયના ઊંડાણમાં વિક્રમને મીઠી લાગવા માંડી. છતાં પ્રજાપાલક રાજવી તરીકે તેણે એ કલ્પનાને બહુ ચગવા ન દીધી. કલ્પનાનો દોર પાછો ખેંચી લીધો અને નભમાં ભમવા નીકળેલા મનપતંગને તેણે સંયમની ખીંટીએ લટકાવી દીધો.

રાત્રે ફરી વિક્રમ પદ્માવતી પાસે ગયો, ત્યારે તેના માનસમાં પલટો થયેલો હતો. ગઈ કાલનો વિક્રમ રાજવી આજ કંઈક અંશે પ્રણયી બન્યો હતો. તેણે પ્રણયીની અમૃત નીતરતી દૃષ્ટિ અને સ્મિત વડે પદ્માવતીને નવડાવી દીધી. ચતુર પદ્માવતી એ હાસ્ય પારખી ગઈ. એ હાસ્ય હસનાર રાજામાં પોતાનો પ્રિતમ છુપાયો હતો અને તે પ્રગટ થવા આતુર હતો એમ પદ્માવતી સમજી ગઈ. તેણે રાજાનો સત્કાર કરતાં જ પ્રશ્ન કર્યો : "મહારાજ ! કાલના કોયડાનો જવાબ લાવ્યા છો ?"

વિક્રમ પદ્માવતીના એ પ્રશ્નની પાછળ રહેલો ભાવ હવે પારખી

ચમક્યો. છતાં તે ઉતાવળો ન થયો. તેણે શાંતિથી સ્મિત કરી કહ્યું: " પ્રયાસ તો કર્યો, પણ જવાબ ન જડયો. "

"છેક નિષ્ફળ ગયા? કંઈ કલ્પના તો કરવી હતી મહરાજ!" પદ્માવતીએ મોહક નેત્રસંકેપાત કરતાં કહ્યું.

" કલ્પના ખોટી પડવાનો ભય કલ્પનાને નથી ચગવા દેતો. "

" ભલે ચગાવો તો ખરા! પૂછેલા પ્રશ્નનો જવાબ તો આપવો જ પડશે. "

" મને એમ લાગ્યું કે પદ્માવતી કાંઈક માગવાને બદલે ઉલટી મને આપવા તૈયાર થઈ છે." વિક્રમે મંદસ્મિત પૂર્વક પોતાની કલ્પના પ્રગટ કરી.

"એટલે? એમાં સમજ ન પડી." પદ્માવતી અંતરમાં હસી રહી હતી તે વિક્રમ સમજ્યો. આનંદનો એક તરંગ પદ્માવતીના સર્વાંગમાં ઊઠીને શમી ગયો તે પણ ચતુર વિક્રમ સમજી ગયો.

" તમારે કંઈ જ માગવું નથી ને ઉલટું મને કંઈક આપવું છે, એથી જ તમે મૂંઝાઓ છો. એમાં સમજ નથી પડતી?" વિક્રમે પ્રશ્ન કર્યો.

" સમજી, પણ તમે મારૂં અર્પણ સ્વીકારશો?" પદ્માવતી બોલી ઊઠી. રેશમી વસ્ત્રે ગાંઠેલી તેની પુષ્ટ સ્તનબેલડી જોરથી ધબકી રહી હતી; અને તેના પ્રભાત જેવા સુંદર મુખ ઉપર ઉષા જેવી લાલી છવાઈ રહી હતી.

" રત્નને ન સ્વીકારે તે મૂઢ જ હોય." વિક્રમ બોલ્યો.

" પણ આ તો ઉકરડાનું રત્ન છે, તે તમે જાણો છો ને?"

પદ્માવતીએ પોતાના કુલ સંબંધી ઘટનાનો વિક્રમના જ શબ્દોમાં ભારપૂર્વક ઉલ્લેખ કર્યો.

"પદ્માવતી, તું પદ્મ છે. પંકમાંથી ઉગવા વડે જ તારો પ્રભાવ અધિક છે. તને ધારણ કરીને હું ધન્ય બનીશ." વિક્રમે પદ્માવતીનો કોમળ હસ્ત પકડી તેને પોતાના અંકમાં ઢાળી.

"જુઠ્ઠા, છોડો મને. હું ક્યાં તમને ધરાવા......" પદ્માનો સ્વર વિક્રમના ઓષ્ઠ સાથે તેના ઓષ્ઠ જડાવાથી અટકી ગયો. અને છુટવાનો નિષ્ફળ પ્રયાસ કરતી તે વિક્રમના વિશાળ બાહુઓમાં બંધાઈ ગઈ.

વિક્રમે જ્યારે દેવદમની ઘાંચણ પાસે પદ્માના હાથની પ્રગટ રીતે માગણી કરી ત્યારે તેણે દેવદમની પાસેથી જાણ્યું કે, પદ્માવતી ઉદયનપુરના માજી મહારાજા (સિદ્ધ મહાત્મા)ની ક્ષત્રિય કન્યા હતી. ગુરુએ વિદાયપૂર્વે પોતાને માટે જીવંત સ્મારક જેવી ભેટની વાત કરેલી તે હવે વિક્રમના સમજવામાં આવી. પદ્માવતી વેતાળના પરાક્રમથી માહિતગાર હતી તેનું તથા પદ્માવતીમાં ક્ષત્રિય બાળાને ઉચિત વીરતાનું કારણ પણ હવે વિક્રમને સમજાયું.

×

"પદ્માવતી! તેં મારી આગળ તારા જાતિકુળનો પ્રથમથી જ સ્ફોટ કેમ ન કર્યો? દેવદમની ઘાંચણ તારી પાલક માતા હતી તે વાત મને તેં કેમ ન કરી?" ઉજ્જૈનીના રાજભુવનની અગાશીમાં જ્યોત્સ્ના–સ્નાન કરતાં બેઠેલાં મહારાણી પદ્માવતીને ગાલે મહારાજા વિક્રમ ધીમી ટાપલી મારી પૂછી રહ્યા હતા.

"મહારાજ જાતિ કુળને જ જુએ છે કે ગુણ તથા રૂપને ચાહે છે તે જોવા હું તે વાત છુપાવતી હતી." મહારાણી પદ્માવતી હસી પડી.

"છેક આપણા પરિચયના પહેલા જ દિવસથી તેં તો મારી પરીક્ષાઓ લેવાની જ નીતિ અખત્યાર કરી છે. બોલ હવે કાંઈ પરીક્ષા લેવી છે?" પદ્માની હડપચી પકડી તેના નેત્રોમાં નેત્ર પરોવતાં વિક્રમે પૂછ્યું.

"હા, હવે અવંતીના મહારાજાને આર્યાવર્તમાં ચક્રવર્તિ બનાવવાની અને અવંતીને શારદતીર્થ બનાવવાની પરીક્ષા તમારે આપવી પડશે." પદ્માવતીની આંખમાં તેજની છોળ ઉડી.

"વેતાળની પણ તેજ સલાહ છે. મંત્રીઓ પણ તેજ સ્વપ્ન સેવી રહ્યા છે." વિક્રમે કહ્યું.

"સ્વપ્નોને સાકાર કરવામાં જ વીરપુરુષોનો પુરુષાર્થ સાર્થક થાય છે." ઉત્સાહપૂર્ણ સ્વરે પદ્માવતી ઉભી થઈ.

"મહારાજ! આ ચંદ્રપ્રકાશમાં ચમકતી વેધશાળા, પેલી સિદ્ધિદાદેવી સુનંદાની રજતવરણી છત્રી, આઘે વહેતી જ્યોત્સ્નારસ જેવી ક્ષિપ્રા, દૂરનો ગર્ગાશ્રમ તથા સિદ્ધ વડ એ બધાં ઉજ્જૈનીના રાજા પ્રજાની પ્રેરણાનાં ધામ જુઓ ને અત્યારે કેવાં સુંદર લાગે છે!" અગાશીની ધારે ઊભી રહેલી પદ્માવતીએ સ્વામીને આમંત્રણ આપ્યું. વિક્રમ પણ તેની પાસે આવી ઊભો રહ્યો.

"પદ્મા, હજી તો ભવિષ્યમાં કાશ્મીર અને કાશીની શારદાપીઠો અવંતીમાં ઉતરશે, ઉજ્જૈની તક્ષશીલાને ભુલાવશે અને અવંતિકાનો

રાજડંકો સંસ્કારની છોળો ઉડાવતો અખિલ આર્યાવર્તમાં ગાજી ઊઠશે. તે દિવસે એ પ્રેરણા ધામો પ્રજાનાં તીર્થ બની જશે."

"મારા મહારાજ! તે દિવસે તમારી પદ્માની પરીક્ષાઓ પણ પુરી થઈ હશે. તે દિવસે મહારાજની અક્ષય કીર્તિ જગતમાં અમર બની જશે. આર્યાવર્તનું એ કલ્યાણ જલદી સિદ્ધ હો." પદ્માવતી વિક્રમની સોડમાં લપાઈને ભાવિનું મંગળ અને ભવ્ય સ્વપ્ન સ્થિર નજરે નિહાળી રહી. આકાશના નવલખ તારાઓ અને ચંદ્રમા એ સ્વપ્નને અમૃત નીતરતી દૃષ્ટિએ વધાવી રહ્યા.

# સ્ત્રી–ઉપયોગી પુસ્તકો

- ૨—૮ સુરેખા (પ્ર. ર. વ. દેસાઈ)
- ૪—૦ અરેબીયન નાઈટસ (સચિત્ર)
- ૧—૮ જ્યોત્સ્ના (દ્વિવેદીઆ કૃત)
- ૨—૮ તરલા ,,
- ૩—૮ તક્ષશિલાની રાજમાતા
- ૨—૦ મેના યાને ચંબલનું યુદ્ધ
- ૨—૦ દિનેશ
- ૨—૮ રશ્મિ
- ૧—૮ સહચરીની શોધમાં
- ૧—૦ નાગમતી (જોષાણી)
- ૧—૮ સુન્દરીઓનો શણગાર
- ૨—૮ જીવનમાંથી જડેલી (લીલાવતી મુનશી)
- ૨—૦ જીવનની ઝાંખી
- ૨—૦ કાઠિયાવાડી ગૃહરમત
- ૩—૮ સતીમંડળ ભા. ૨
- ૨—૦ સોલંકીયુગની કીર્તિ કથાઓ
- ૦—૧૨ લક્ષ્મીનાં બંધન
- ૦—૧૨ સુભદ્રા
- ૦—૮ કર્પુરમંજરી
- ૧—૪ સુશિક્ષિત સ્ત્રી
- ૧—૪ સ્ત્રી કેળવણીનો ખરો ઉપયોગ
- ૨—૮ કોનો વાંક?
- ૩—૦ વીરમતી
- ૧૧—૮ હૃષીકેશચંદ્ર ભા. ૧ થી ૪
- ૩—૪ વીણાવિહારી ભા. ૧–૨
- ૧—૮ અભાગિની
- ૨—૮ પ્રણયપંક (શરદબાબુ)
- ૨—૮ ગૃહદાહ ( ,, )
- ૨—૮ સુવાસચંદ્ર ( ,, )
- ૦—૮ બિન્દુ ( ,, )
- ૨—૮ શરત્ચંદ્ર (ર. અ. મહેતા)
- ૧—૮ કલ્પનાની મૂર્તિઓ.
- ૧—૪ રસમૂર્તિઓ
- ૨—૦ ચંદા–રાજસ્થાનની વીર રમણી
- ૨—૮ ચોખેરવાલી ભા. ૧–૨
- ૨—૪ રણજીતકૃતિ સંગ્રહ
- ૨—૦ કથામંજરી ભા. ૧
- ૨—૦ વાંક વિનાની
- ૨—૦ કથામંજરી ભા. ૩
- ૨—૦ ઐતિહાસિક કથામંજરી
- ૨—૮ ધર્મપાળ યાને દેવી કલ્યાણી
- ૧—૮ યાત્રી ઉર્મિલા
- ૧—૮ ઈલા
- ૧—૦ વિરાજમોહન
- ૨—૦ જીવન સાફલ્ય
- ૦—૧૨ સુવર્ણકેશી

## કેટલીક નવલકથાઓ—નવલિકાઓ

| | |
|---|---|
| **અરેબીયન નાઇટ્સ**-શ્રી. રામાનંદ ચેટરજી ઘણાં ચિત્રો સાથે | ૪-૦-૦ |
| કોનો વાંક?—ઑન૰ શ્રી. કનૈયાલાલ મુનશી | ૨-૮-૦ |
| ગુજરાતનો નાથ— „ „ „ | ૩-૦-૦ |
| નવલીકાઓ „ „ „ | ૨-૦-૦ |
| **જીવનમાંથી જડેલી**-શ્રી. લીલાવતી મુનશી (બંને ખંડ સાથે) | ૨-૮-૦ |
| **તક્ષશિલાની રાજમાતા**—શ્રી. ઉછરંગરાય ઓઝા | ૩-૮-૦ |
| **સોલંકીયુગની કીર્તિકથાઓ**—શ્રી. અંબાલાલ મીસ્ત્રી | ૨-૦-૦ |
| **ચોખેરવાલી** (ભા. ૧-૨ સાથે) કવિવર ટાગોરકૃત નવલકથા | ૨-૮-૦ |
| **તરલા**-એજ લેખકની સ્ત્રીઓને ઉપયોગી સાંસારિક નવલકથા | ૨-૮-૦ |
| **નાગમતી**—શ્રી. મનુભાઇ જોધાણી કૃત સોરઠી પ્રેમકથા | ૧-૦-૦ |
| **કલ્પનાની મૂર્તિઓ**-શ્રી. શાન્તીલાલ જી. તોલાટ | ૧-૮-૦ |
| **હૃષીકેશચંદ્ર: ભા. ૧ થી ૪**—સ્વતંત્ર સળંગ નવલકથા | ૧૧-૮-૦ |
| **રશ્મિ**—મૌલિક સંસારી નવલકથા | ૨-૮-૦ |
| **લક્ષ્મીનાં બંધન**—શ્રી. સીતાદેવી કૃત સામાજીક નલકથા | ૦-૧૨-૦ |
| **ઐતિહાસિક કથામંજરી**—રા. અંબેલાલ નારણજી જોષી | ૨-૮-૦ |
| **કથામંજરી, ભા. ૧-૩**-શ્રેષ્ઠ નવલિકાના સંગ્રહો. દરેકના | ૨-૦-૦ |
| **હાસ્યકથામંજરી** ભા.૧-૨ લેખક શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા | ૪-૦-૦ |
| **જીવનની ઝાંખી**—શ્રી. કેશવપ્રસાદ દેસાઇની ટૂંકી વાતો | ૨-૦-૦ |
| **શરત્ચંદ્ર**-અનુ. નારાયણ હેમચંદ્રકૃત બળવાનું છાયાચિત્ર | ૨-૮-૦ |
| **સુવાસચંદ્ર**—સ્વ. શરદબાકૃત '**વિપ્રદાસ**' | ૨-૮-૦ |
| **સુરેખા**—શ્રી. જેઠાલાલ ત્રિવેદીકૃત મૌલિક નવલકથા. | ૨-૮-૦ |
| **સહચરીની શોધમાં**—માર્મિક હાસ્યરસનું સેટાયર | ૧-૮-૦ |
| **દિનેશ**—હિમતલાલ ચુનીલાલની ગ્રામસુધારણાની નવલકથા | ૨-૦-૦ |
| **ઇલા**—ભગવાનદાસ સાહિત્યવીલાસી | ૧-૮-૦ |
| **રાધારાણી**—'બંકીમચંદ્ર' અનુ૰ ચંદ્રકાન્ત મહેતા | ૮-૮-૦ |
| **બિન્દુ**—'શરદ્બાબુ' | ૦-૮-૦ |
| **વાંક વિનાની**—નોતમકાન્ત સાહિત્યવિલાસી | ૨-૦-૦ |

